# ગુલઝાર

યાને

## પાક ગરીબી ભલી કે પાપી તવંગરી ?

( મેહોમેડન સંસારની એક વાર્તા )

લખનાર—ડોસાભાઈ ફરામજી લંગરાના

( 'રફીક' )

પ્રગટ કરનાર

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

આ પુસ્તક મુંબઇ નં. ૬૩, ચીંચપોકલી પરેલરોડ, પર લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ઘોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે. અને પારસી બજાર, કોટ, મુંબઇમાંથી જેહાંગીર બી. કરાણીના છોકરાઓએ પ્રગટ કર્યું છે.

મુંબઈ.

૧૯૧૭.

# મા. રફીક' ની બીજી વાર્તાઓ.*

---

| | |
|---|---|
| બદુરા | ( પુસ્તક રૂપે બાહાર પડી છે. ) |
| ગમગીન ગુલાં | ( „ ) |
| એલમ ચૌર | ( „ ) |
| નિતા | ( „ ) |
| મોબતની મોહીની | ( „ ) |
| મોબતની મકતબ | ( „ ) |
| હુસ્નાનો પીર | ( „ ) |
| બાંડો સાપ | ( સ્વતંત્રમાં આવી ગઇ. ) |
| સરજતની સાંકળ | ( પ્રભાતમાં „ ) |
| સરોવરની સુંદરી | ( પુસ્તક રૂપે બહાર પડી છે. ) |
| એશિયા અને યુરોપની પતિવ્રતા બાનુઓ | ( „ ) |
| કાળું વ્હેલ્યું | ( „ ) |
| ખુબસુરત મક્કાર ! | ( „ ) |
| જાન કે જીગર? | ( „ ) |
| બિલોરનો બુચ | ( „ ) |
| મોરનાં પીછમાં કાગ | ( ફિરદોસમાં આવી ગઈ. ) |
| લખ્યા લેખ | ( કયસરે હિંદમાં આવી ગઇ. ) |
| પૈસાનો પ્યાર ! | ( જામે જમશેદમાં આવી ગઇ.) |
| જીવતું દોજખ! | ( પુસ્તકરૂપે તૈયાર થાય છે. ) |

---

* જે વારતાઓ પુસ્તકરૂપે બાહાર પડી છે તે બધી મેસર્સ જહાંગીર બી. કરાંણીનાં છાકરાઓને ત્યાંથી મળી શકશે.

માણુક,

ગમે સમજો એ નામમાં અન્મોલ રતન,
જે નંગોમાં છે બેમિસાલ બેહરીફ;
યા સમજો મજ દુખ્તરનું વ્હાલું બદન,
યા સગા કોઇ સ્નેહીનું ઇસ્મેશરીફ.
ગમે લેઓ એ નામમાં કોઇ દોસ્તની નિશાન,
યા સમજો આ લખનારનું ખ્યાલી ગુમાન;
તો જે નામપર લખ્ખો હું જાનથી નિસાર,
કરૂં છ તેને અર્પણ આ અદના 'ગુલઝાર.'

'રફીક.'

# બીજી આવૃત્તિનો દિબાચો.

મારી આ વાર્તાને વ્હાલાં વાંચનારાંઓના હાથમાં પ્હેલીવાર પુસ્તકરૂપે મુકતાં તેના દિબાચાની સેવટે મેં લખ્યું હતું કે—

"સેવટે મારી આ વારતા કેવી છે, કેવી નહીં, તે મેં શું મતલબથી લખી હે, તેની ખુબી ખાંમી શું છે, તે વિશે મારી તરફનો કશોબી ઇશારો કર્યા વગર, જેમ હું મારાં સઘળાં પુસ્તકના સંબંધમાં કરતો આવ્યો છું, તેમ, એને પણ જેવી એ છે તેવી મારાં વાંચનારાંઓને હસ્તક પુર વિશ્વાસથી સોંપું છું, પછી તેઓ તેને ગમે તે ફેજે પુગાડે!"

અને તેને જે ફેજે એ વ્હાલાં વાંચનારાંઓએ પુગાડી છે તે ફેજ આજે તમો મેહેરબાનો સનમુખ હજારો ખુશી અને લાખો હેશાંનની લાગણીઓ સહીત રજુ કરૂં છું અને દુઆ ગુજારૂં છું કે એવોજ ફેજ મારી બીજી બધી વાર્તાઓનો મારાં કદરદાન વાંચનારાંઓને હાથે થતો રહે!

હવે ગુજરાતી વારતાનું પુસ્તક અકસર કરીને પારસી-ગુજરાતી વારતા—બીજી આવૃતિમાંથી પસાર થવાનો આ બનાવ કાંઇ પ્હેલોજ નથી, છતાં, માત્ર દશ વર્ષના ટુંક અરસામાં મારી આ વારતા મારા જવાન સાહસીક મિત્રો મેશર્સ જહાંગીર કરાંણીના છોકરાઓ માર-ફતે બીજી આવૃતિ—બરાબર બોલું તો ત્રિજો અવતાર—જોય છે એ મારાં જીગરની ખુશાલી છે. આ બનાવ દેખાડે છે કે દશ વર્ષના એ ટુંક અરસામાં એ કીસમનાં વાંચણુનો શોખ શોખીનોમાં હદ

બહાર વધી ગયો છે, અને તેના સાબેની જો કોઈને જોઇતી હોય તો તે એટલા ઉપરથીજ મળી શકશે કે એ અરસામાં પારસી ગુજરાતી ચોપાન્યાંઓ કેટલાં નવા બાહાર પડયાં છે અને ગુજરાતી વારતાઓનાં પુસ્તકો કેટલાં ઉપરાસાપરી બાહાર પડે છે? આગળ એ મામલો બાર મહીને અઢી કોશ જેવો હતો, આજે તે અઢી મહીને બાર કોશ જેવો નજર આવે છે; એ બધા સારાં તંદરોસ્ત વાંચણના વધ્યા જતા શોખના પ્રતાપ સમજવા.

સેવટે, તેમની મારી વારતાઓ પ્રત્યેની દિલસોજી અને કદરશનાસી માટે મારાં મેહેરબાન વાંચનારાંઓનો ઉપકાર માની રૂખસદ ચાહું છું.

મુંબાઇ:
તા. ૧૫-૨-૧૭

'રફીક.'

# સાંકળિયું.

પાનું.

# ગુલઝાર

યાને

## પાક ગરીબી ભલી કે પાપી તવંગરી?

### પ્રકરણ ૧ લું.

#### પાક ગરીબી.

જબ આદમીકે હાલપે આતી હય મુફલસી,
કીસ કીસ તરેહસે ઉસકો સતાતી હય મુફલસી,
પ્યાસા તમામ રોઝ બીઠાતી હય મુફલસી,
ભૂખા તમામ રાત સોલાતી હય મુફલસી,
યેહે દુઃખ વ્હો જાને જીસ્પે કે આતી હય મુફલસી.

દુન્યામેં લેકે શાહસે અય યારો તા ફકીર,
ખાલીક ન મુફલીસીમે કીસીકો કરે અસીર,
અશરાફકો બનાતી હય એક આનમે હકીર,,
કયા કયા મય મુફલસીકી ખરાબી કહું 'નઝીર'
વ્હો જાને જીસકે દિલકો જલાતી હય મુફલસી.

તે એક ખરેખરજ દયાજનક દેખાવ હતો. દખણમાં આવેલાં દર્યાબાદ શેહેરના ફાટકપુરા નામના ગરીબ ગરજાઉ અને કામદાર મજુરોની ગીચ વસ્તીથી વસાયલા એક મોહોલ્લામાં આવેલાં એક મકાનને ચોથે મજલેનાં નાનાં નીચાં કાતર્યાંમાં એક જવાન મેહોમેહન છોડી, એક ખુરસીપર બેસી નીચી મુંડીએ પોતાનું કામ કરતી જતી હતી. તે ઓરડી, જો તે કાતર્યાંને તેવું કાંઇ નામ છાજે તો, બેશક સાફ અને સુઘડ હતી. અલબત તેમાં ગરીબીનો

ખાસ ડગલે અને પગલે નજરે પડતો હતો, મગર, જેમ ઘણીક વેળા બને છે તેમ, તે ઓરડીમાં કશી નજીસાત કે કશું ગંધીલું જેવું તત્વ કેઠે શોધતાં પણ નજર ન આવે તેમ હતું. તે ઠામે વળગેલી બાળા કોણ હતી અને હાલ તે શું કામ કરતી હતી, તેની નોંધ લઇએ તે આગમજ આપણે તે ઓરડીની એક ઉડતી તપાસ લઇશું તો આપણને માલુમ પડશે કે પ્હેલે તો તે ઓરડીની છોંયની જમીનપર કોઇ થાકેલાં આંગને આરામ આપવા એક બીછાણું તૈયાર કીધેલું ત્યાં મોજુદ હતું. તે બીછાણુંબી કેવું? પ્હેલે તો જમીનપર એક ફાટીતુટી સાદડી બીછાવી હતી, જેપર જગેજગથી રૂનાં પુમડાં નીકળી આવેલી ચુંથાયલી પીખાયલી સુજની પાંથરી હતી, અને તેપર તેવોજ ફાટીને છીણછીણ થઇ ગયલો મગર ધોત્તો એક ચારસો હતો. માથાં ગમ એક નાનો તકયો મુકયો હતો અને પગ તરફ ઉજળી બરફ જેવી એક ચાદર ઘડી વાળી મુકી હતી. તે ઉપરાંત દેવદારનાં લાકડાંની એક નાની લંબચોરસ તેબલ, એક ખુરસી જેને નેતરની જગ્યે લાકડાંનાં પાટયાં જડી લેવામાં આવ્યાં હતાં, દેવદારનાંજ લાકડાંની એક નાની કબાટ, એક આરણીપર ગોઠવેલો કુંજો, તે ઉપર ઢાંકેલું માપતું, બતી સાથનું એક ફાનુસ, તડલ પડેલા કાચની ભીંતે ઓરવેલી એક આરસી, એ તે ઓરડીનું ફરનીચર હતું. ભીંતે ઠોકેલી એક ખુંટીપર એક સુતરાઉ સાડી, તેનેજ મળતાં કપડાંનો એક ચણયો અને લાલ રંગની ઘસાયલી એક નાની શાલ ઓરવી હતી.

હવે આપણે તે ખુરસીપર બેસીને નીચી મુંડીએ પોતાનું કામ કરતી જતી બાળા તરફ નજર ફેરવીશું તો આપણને જણાશે કે તે માત્ર અઢાર વર્ષની વયની, ફીક્કા શોકાતુર ચ્હેરાની, નાતવાન તનની, મગર સીધાં સરોવર જેવાં બદનની, ગોરા ઘટમહાર મોંહની,

ઉંચાં સંગેમરમર જેવાં ચળકતાં સાફ કપાળની એક મ્હેરેનમુંન નાજનીન હતી. તેણીનાં તન બદનની ચામડી તે પર ગોયા દુધનો ઘડો ઘોળાયો હોય તેવી ગોરી અને સાફ સફાઇદાર હતી એટલુંજ નહીં—તેણીની હદ બેહદ ખુબસુરતી જોનારની આંખને આંજી નાંખી તેને તેનાં પાપણુ તળે સંતાઇ જવાની ફરજ પાડે તેવી હતી એટલુંજ નહીં—તેણીનો અંબોડો વાળેલા માથાંના વાળ રેશમ જેવા સુંવાળા અને કાંઇક સોનેરી રંગપર ઢળતા હતા એટલુંજ નહીં, પણ જે ઢપે તે હવડાં બેઠી હતી તે ઢપજ માત્ર એવી હતી કે તેપર એક નજર માત્ર નાંખનાર તેણીની તરફ અખંડ માયા અને દીલસોજીથી ખેંચાયા વગર રહેજ નહીં. તે મીઠી મધુરીની આંખ્યોમાં ઓસકની આંચનું ધીમું તેજ હતું, એટલુંજ નહીં, પણ તે આંખ્યોનાં ઉંડાણમાં જોતાં બાગે બેહેશતમાં પ્રસરી રહેલો નુરી પ્રકાશ જાણે બધો તેમાંજ ભરી મૂકયો હોય તેમ જણાતું હતું.

તેણીએ પેહેરેલો પોશાક તદન સાદો હતો, પણ તે પેહેરવેશની સુઘડ સાદાઇમાં પોતાની નિખાલસ ખુબસુરતીથી તે એવી દીપી રહી હતી કે, એક બારગી બાગે ઇરમનાં પક્ષીનાં પીછની કલગીર તેણીના કપાળપર ઉડતી હતે યા ગોલકોંડાની ખાણુમાંનો સેતારાના ઝળકાટનો કોઇ હીરો તેણીના વાળમાં સંતાઇ ચમકચમક થતે તે છતાં તેણીની હાલની ખુબસુરતીમાં એક વાળ જેટલા પણ અંશનો ઉમેરો ન થતે. તેણીએ સફેદ ભોંયપર કાંઇ કાળી ફુલની તરાહનું બદીયાન પેહર્યું હતું, જેના ગીરદાથી તેણીની હંસના જેવી ડોક આખી ઢંકાઇ હતી, એટલુંજ નહીં, પણ તે બદીયાંનથી તેણીનાં આંગના તે ભરાવદાર ભાગની સલામતી અને શોભા સચવાઇ રહી હતી. ઉંચાઇમાં તેણીનું કદ મધ્યમ હતું, મગર તે જ્યારે

પોતાના સંપૂર્ણ પોશાકમાં સજ થઇ ઉભી થતી, ત્યારે પોતાનાં કુદરતી કદ કરતાં વધુ ઉંચી દીસ્તી હતી.

તેણીને અમે અમારા ઉપલા કલમ ચિતારમાં હદ વિનાની ખુબસુરત જણાવી છે, તેથી વાંચનારે એમ ખ્યાલ ન કરવો કે તેણીની ખુબસુરતી એક બળતા આતશના ભભુકા જેવી હતી; નહીં, તેથીજ ઉલટું, તેણીની ખુબસુરતી એટલી 'ઠંડી' હતી કે તેને અડછતી જોનાર તેને કદાચ સાધારણ જેટલીબી સોહામણી ધારે નહીં, પણ તે ખુબસુરતીમાં ઓસકનો અંશ એવાં સારાં પ્રમાણમાં આમેજ હતો કે તેમાં વળી તેના ચ્હેરાપર પંથરાયલી ગમગીની અને કપાળપર જાણે ઘર માંડી બેઠેલી નિરદોષતાની સામેલગીરીથી, તેણીનો ચ્હેરો એવો બની રહ્યો હતો કે તેણીને એક વખત અડછતી જોનાર તેણીને ઘડી ઘડી ટીકયા કરવાની યા તો તેણીપર પોતાની નજર ચોંટેલી રાખવાની હીંમત કરેજ નહીં.

પણ ત્યારે, તેણીની આંખમાંજ ઓસક અને ચ્હેરામાં શરમાળપણું હતું, એટલુંજ માત્ર વાંચનારે માની લેવાની ભૂલ કરવી નહીં. આ બેકદર જમાનાની ગીરદેશી અને આસ્માનની ફુરતી દયાહીણુ ચકી તળે પીળાતી પીસાતી તે અબળા, આ કુછંદી દુનિયામાં કેવી રીતે કામ લેય તો સુખી થઇ શકે તેની તેણીને ઘણી નહીં તો જરા સરખી જાણ હતી, તે છતાં તેના આચારવિચારની પાકીજગીને પુરતી રવેશે જવાબ કરતી તેની રીતીનીતિ પણ પાક અને પવિત્ર હતી, અને જો કે તેની નાચાર નાવારેસ અને દોસ્ત આશના વગરની એકલી અટુલી હાલતને લીધે આટલી કુમળી વયમાં તે કોઇ કોઇવાર એવા નજીસ સંબંધમાં પોતાને આવી જતી જોતી કે જે સંબંધની જરા સરખી ગંધ તેને દુરથી આવતાં ત્યાંથી તે એક બીધેલી હરણી પેરે ચોંકીને નાહાસ્તી.

ત્યારે હવે સવાલ એ ઉઠશે કે જે બાળાની દીલસોજીનાં ઉંડાણમાં આ લખનાર પોતે ઉતરી પોતાનાં વાંચનારાંઓને ઉતારી લઇ ગયો છે તે બાળા છે કોણ? અને હાલ તે કરે છે શું? તે આપણે નીચલાં પ્રકરણમાં જોઇશું.

---

## પ્રકરણ ૨ જું.

### ગુલઝાર.

કરતા હએ કોઇ જોરો જફા પેટકે લીયે,
સહતા હએ કોઇ રંજો બલા પેટકે લીયે;
સીખા હએ કોઇ મક્રો દગા પેટકે લીયે,
ફીરતા હએ કોઇ બેસરોપા પેટકે લીયે;
જો હએ સો હો રહા હય ફીદા પેટકે લીયે,
અપની યેહી દુઆ હય શબોરોજ અય 'નઝીર'
દે શર્મો આબરૂસે ખુદા પેટકે લીયે.

જે ઘડીએ તેને આપણી કલ્પનાની નજરે જોઇયે છીયે તે ઘડીએ તે પોતાની હંમેશની વેઠની ક્રુસરીમાં જોતરાયલીજ હતી. તે શીયાળાની મોસમ હતી અને બાહારની ગમે તેવી કકડતી ઠંડીમાં લગભગ મધ્યરાત થઇ ચુકી હોવા છતાં, એકપુરાં કન્દીલમાં બળતી બતીના અકરવકરે પડતા ઉજાસ આગળ વાંકી વળી તે પોતાનું કામ આગળ ચલાવતી રહી હતી. તેહેસાલીમાંની લોઢી પર એક—મધ્ય રાત્રીના એક—નો વખ્ત ઠોકાયો! અને તે છતાં જરા આરામ લેવા પેલાં સુક્કયાનાં બીછાણાંપર પોતાનાં થાકથી કળતાં હાડકાંને આસાયશ આપવા તે પોતાનું કામ હાથમાંથી છોડતીજ નથી. તેણીને થાક એવી ચઢી હતી કે ઓય તે પોતાની બેઠકપરથી બેહોશ થઇ તુટી પડે. ઉંઘ તેણીને માથે એવી ચઢી હતી કે, તેણીની આંખનાં નેત્રોએ

તણુાઇ ખેંચાઇ જઇ તેણીનાં કપાળને ગરમ આગ કરી મેલ્યું હતું. તેણીના બરડાના કાંઠામાં આંકડાં ભરાઇ આવ્યાં હતાં અને કમ્મરમાં કળતર ચાલી રહી હતી. આંગળાંનાં ટાંચાં અને આંગના સાંધા અકડી ગયા હતા. ઠંડી એવી પડતી હતી કે, તેણીનાં હાડકે હાડકાંમાંની ઘુર બંધાઇ જતી હતી, મગર, તેણીને તે કામનું શુર એવું છુટયું હતું— તે કામનાં ઝનુનથી તેણીનું લોહી તેણીની રગેરગમાં એવું તપીને દોડતું હતું કે, તે ઠંડી તેણીની કશી બીસાદમાંજ ન હતી, અને શરત જીતવાના આંધળા આવેશમાં આવેલો ઘોડાપર બેઠેલો જોકી જેમ પોતાના ઘોડાને ચાબક અને કાંટાદાર એડથી અધમુવો કરવાને ચુકતો નથી, તેમ તે બીચારી પોતાનાં ગમે તેવાં થાકેલાં હાંડકાંને અને આંગળાંને વધુ અને વધુ ઝડપથી રગડતીજ જતી હતી. એ સઘળી હેપજેપ અને વેજવેજથી એવું દીસ્તું હતું કે સુવા જવાનો વિચાર તે કરે તે અગાઉ તેણીને તે હાથમાં લીધેલું કામ પુરૂં કરવાની વિશેષ જરૂર હતી.

વારૂં સુવે નહીં તો નહીં પણ એક પાંચ મીનીટ તે કામ બાજુ મુકી દિલના અકડી ગયલા સાંધાને પાછા છુટા કરવા તે ઓરડામાંજ બે ત્રણ ફેરા લેય યા ઉભી થઇ હાથ પગ લાંબા કરી જરા આળસ ઉળસ ખાય તો શું હતું? નહીં, નહીં, તેમબી નહીં, તેટલી પાંચ મીનીટનોબી ભોગ આપવો તેણીને હાલ તુરત પરવડે તેમ ન હતું, કેમકે તે બીહીતી હતી કે તેણીને ચઢી આવેલી ઉલટને જરાક રોકી, તેણી જો આસાયશ લેવા લલચાઇ તો વળી પાછું કામે વળગતાં તે હાડકાં બેરડાઇ કરશે. એક વખત તે જો ઉઠી તો પાછું તેણીથી બેસાશેજ નહીં. તમે ગમે તેટલા ચાલ્યાજ કરો તો ચાલતાં ચલાય પણ થાક ચઢતાં કેડે આરામ લેવા બેસો કે ત્યાંથી ઉઠવા નથી ગમવાનું અને જેમ તેમ ઉઠયા તો આગલી ઉલટ અને

આગલી ઝડપથી તો તમારીથી નથીજ ચલાવાનું. આગલી સહવારના પાંચ વાગેનું તે કામ હાથમાં લઇ બેઠી હતી તે છેક હમણાં મધ્યરાત સુધી તેજ કામપર તે મંડેલી હતી, એટલે વીસ કલાક થયા વાંકી કમ્મરે અને નીચી મુંડીએ તે તે કામ કરતી હતી. તે અરસામાં માત્ર બેજ વખત પા કલાક યા વિસ મીનીટ તેણી જમવા ઉઠી હતી તેજ; પણ ત્યારે તેણીનાં હાથમાં હાલ એવું તે શું કામ હતું કે જે પુરૂં કરવા પાછળ તેણી આમ જીવતોડ રંજ ખેંચી રહી હતી?

તે એક ભપકાભરેલો જરરીન પોષાક હતો, તે કોઇ મોટે ખાંચરેની બેગમ સાહેબનો મખમલનો ઝભ્ભો હતો, અને તે ચોક્કસ વખતેજ પુરો થવો જોઇયે એવી બોલીથીજ તે બીચારીએ સીવવા લીધો હતો, અને તે આજ રાત સુધીમાં તેણીએ પુરો કરવાનોજ હતો; પણ તે કીંમતી પોષાક તેના હાથમાં કેમ આવ્યો? એક ગરીબ નાની નાદાન વયની છોડી, જેની પાસે ફુટી એક કોડી નહીં, જેની પાસે પોતાના મધુર મનમોહન મુખડાપર પથરાયલી નિરદોષતા સીવાય કશી વધુ જમાનત નહીં, તેને હસ્તક આવો સુંદર મખમલનો જરરીન પોષાક સોંપવામાં આવ્યો હતો તે જોઇને વાંચનાર કુદરતીજ શંકાશીળ બની પૂછશે કે એમ કેમ?

આ સવાલનો અમો જવાબ આપ્યે, તે અગાઉ તે ઝભ્ભો તેણીએ કેમ અને કેટલી મુશ્કેલી વચ્ચે પુરો કીધો તે આપણે તપાસ્યે.

એક ચાવી આપેલાં કમાનનાં પુતલાંની માફક સોય પકડેલો તેણીનો હાથ ઉપર નીચે, નીચે ઉપર થતોજ રહ્યો, એમ કરતાં, વળી પાછી તેહસીલીની લ્હાઢીની લોખંડી જબાને બે વાગ્યાનો વખ્ત જાહેર કીધો અને તેણીના ચ્હેરાપર કાંઇક સંતોષનો પસરાટ છાંયી

રહ્યો, કેમકે તે કામ અડધા કલાકમાં હવે પુરૂં થશે એમ તેણીને લાગ્યું. તેમ લાગતાંજ તેણીની ઉલટ બેવડી વધી ગઇ, તેના હાથમાંનું ચાવી આપેલું યંત્ર વધુ જોરથી ફરવા લાગ્યું. હવે તેણીની આંખે જરાક ઝાંખ મારવા લાગી, અને તેણીને ચક્કર આવી જતાં હોય તેમ લાગ્યું. તુરત તેણીએ એક હાથે આંખો ઢાંકી દીધી. થોડીક વારે તે હાથ તેણીએ કાઢી નાંખ્યો અને ચક્કર નરમ પડી ગયલાં તેણીને લાગ્યાં. પાછી તે કામે મંડી ગઇ, પણ હવે તો તેણી જાણે ઉંઘમાં કામ કરતી હોય તેમ લાગતું હતું. તે જે ટાંકા ભરતી હતી તે કાંઇ તે જોતી ન હતી.

પણ, આહ! જાણે તે કાંઈ ભયાનક સ્વપ્નું જોઇ ઉઠી હોય તેમ તે ચોંકી, તે કામ પુરૂં થયું હતું-તેની મેહેનતનો છેડો આવ્યો હતો. તે પોષાક તેના હાથમાંથી સરી પડયો અને ખુરસીની પછવાડેની પીઠપર માથું ચત્તું નાંખી તે પડી. તેનું તપેલું લોહી જરા જરા ઠંડુ થતું ચાલ્યું, તેની ઉલટની ભરતીમાં હવે ઓટ થવા લાગી. હવે તે ઉઠી અને તે પોષાક ઉંચકી એમનો એમ છુટો ખુરસીપર તેણીએ વખાતો મૂકયો અને તે થાકથી અધમુઇ થયલી ગુલઝાર—દરજણ ગુલઝાર—તે જમીનપર પાંથરેલાં બીછાણાંપર અફસોસની એક હાય સાથે પડી. તે જેવી બીછાણે પડી કે થોડીજ મીનીટમાં ભર ઉંઘને તાબે થઇ ગઇ. તેણીને ઉંઘયાને એક કલાક થયો નહીં કે તેણીનાં મંદ હૈયાંની આંખ સ્વપ્નાના એક દિલપઝીર દેખાવપર પાછી સજાગરૂ થવા લાગી, અને તે સ્વપ્નામાં તેણીએ પોતાને એક સુંદર બગીચામાં ભટકતી દીઠી. તે સુંદર લીલોતરીથી ભરાવદાર બનેલા ક્યારામાં રંગબેરંગી પુલોની દિલકશ વેલમાં લટાર મારવા લાગી, જ્યાંની હવા હુંફાળી અને ખુશ હતી. પાસેજ વ્હેતાં નાળાંનો બચ્ચાં જેવો મીઠો પટપટારો અને પીછાળાં

રહીશોની ચીંચીં તેણીના કાને પડી, અને થોડા વારમાં કુદરતની સઘળી મીઠી મધુરતા તેણીનાં રૂહમાં આમેજ થઇ ગઇ. ફુલોની તેણી સોડમ લેવા લાગી, તેમનાં મોહમાં ભરેલો મધ જેવો મીઠાસ પોતાના હાઠોથી ચુસવા લાગી. તેણીને લાગ્યું કે તે તેણીના પોતાનાજ બાગમાં હતી. જાણે તે પરસ્તાનની પોતે પરીજ હતી પણ તુરતજ તેણીને પોતાની હેજગારીની યાદ થઇ આવી અને તે યાદ થતાંજ તેણી મલકાવા લાગી કે, કેવા ચમત્કારે તેને તેની પેલી કાતર્યાં-વાળી ઓરડીમાંથી છોડવી આ ફળફુલથી ઝુમી રહેલા માંડવા હેઠળ લાવી મુકી હતી!

પણ એકાએક તેને ઠંડીનું એક લખલખું ભરાઇ આવ્યું અને બરફમાંથી બનાવેલો તીર ગોયા તેનાં હૈયાંનાં અંતરને વીંધી નાંખતો તેનાં દીલમાં પેત્રસ થયો; તેનું આખું હાડ ધુજ્યું અને બાગના તે ઝલકતા દેખાવપર ધીમેધીમે શીહાઇ પંથરાતી ચાલી. તે શીહાઇ વધુ અને વધુ શીહા બની પોતાની કાળી પાંખમાં ગોયા તે બાગનાં ફુલફળ સને ચરંદાપરંદાને પીગળાવતી ચાલી; તે કુદરતનો કળાબકોર ગંભીર ચુપકીદીમાં ઉતરતો ગયો અને એમ રફતે રફતે તે દિલખુશ સ્વપ્નાના ક્ષણભંગુર દેખાવપર એક કાળો પડદો ઉતરી હવે તે સદાનો બંધ થયો.

તે પડદો પડતાંજ ગુલઝાર ચોંકીને જાગી ઉઠી. તે સ્વપ્નાની અસર તેનાં મગજપર હજી તાજી હોવાથી પોતે કયાં હતી અને કયાં નહીં તેના વિચારમાં તે પડી, પણ થોડાજ—માત્ર થોડાજ—વખતમાં તે પોતાની ખરી હાલત જાણી લઇ પોતાને સ્વપ્નાથી ઠગાયલી સમજી પાછી બીછાણે પડી.

# પ્રકરણ ૩ જું.

## જરરીન પોષાક.

તેહેસીલીની લોઢીપર સાત થોકાતાંજ ગરીબ ગુલઝાર પોતાનાં બીછાણાંપર ઉઠીને બેઠી. બાહારની કકડતી ઠંડીને સબબે આખી રાત તેણીનાં છાપડાંપર ઠાર પડયો હતો, જે તે છાપડાંપર ઉજાસને માટે મુકેલાં કાચનાં ફાલકાંપર પાણીના રેલા માફક વ્હેતો હતો, અને જયાં ત્યાં છાપડાંમાં પડેલાં વ્હેમાંથી તે રેલાઓએ ઓરડીની દીવાલોપર ઉતરી તેને સરદ બનાવી મૂકી હતી, એટલે ગરીબ ગુલઝાર જાણે હીમાલ્ય પર્વતનાં ઉંચાણમાંનાં એકાદ ખુણામાં વસ્તી હોય તેમ બીચારી અકડી ગઇ હતી. તેણીની પાસે એટલા પુરતા પેસાજ ક્યાં હતા કે એકુ સલગાવેલી સગડીની સગવડથી તે પોતાની એ અગવડ ટાળી શકે. માથાંથી પગ સુધી ઠઠરતી ધ્રુજતી જેમ તેમ તે બીછાણાંપરથી ઉઠીને ઉભી થઇ. જે થોડીક ઉંઘ તે લેવા પામી હતી તેથી તેનું આંગ જરાબી તાજગી પામ્યું ન હતું અને બીછાણાંમાં જરાબી હુંફનું નામ નહીં છતાં, તેને હજી જરા વધુ વખત સુવાનું મન થયું, કેમકે, લગભગ એકવીસ બાવીસ કલાકની ચાલુ હેજગારી પછી માત્ર ચાર સાડાચાર કલાકની ઉંઘ તો તે જોહતી આસાયશની મશ્કેરીજ માત્ર લેખી શકાય ! પણ નહીં, પાછો ઉંઘવાનો તો શું પણ તે બીછાણાંપર એક મીનીટબી વધુ અલેટાઇને પડી રહેવાનો ખ્યાલ તેણીએ તુરત તુચ્છકારી કાઢયો, કેમકે સુતી વખતેજ તે પક્કો વિચાર કરીનેજ બીછાણે પડી હતી કે સહવારે સાત વાગેજ ઉઠવું અને તેમજ તે ઉઠી. ઉઠતાંને વાર અકડી ગયલા સાંધાને જરા છુટા કરવા આલસ ઉલસ ખાઇ હાથ મોહું ધોવા પાણીનાં એક વાસણમાં તેણીએ નભરવસપણે હાથ

બોળ્યો, તો તે હાથ પાણીમાં પડવા સમેત તેણીને સાંપે ડંખ માર્યો હોય તેમ તે ચોંકી. તેણીને ખબર નહીં રહી કે ધારા મુજબ સહવારે વાપરવા માટેનું તે પાણી તેણીએ સાંજનું ભરી રાખ્યું હતું, જેથી આખી રાતની ટંડીથી તે એટલું ઠંડુ થઇ ગયું હતું કે તેમાં તેણીનાં હાથનાં આંગળાં બોળતાં વારજ તેનાં જાણે ટાંચેટાંચા નીકળી પડયાં અને તે સમેત તેણીનું આખું આંગ કળતરથી કળવા લાગ્યું; અને હ્યાં પ્રિય વાંચનાર, તે હીંમતવાન છોડી, જેણે આખી રાતની હેજગારી હીંમતથી ઉપાડી હતી તે એક અણદીઠ લાગણીને વશ થઇ જઇ ડુસ્કે ડુસ્કે રડી પડી. ઘણી વખત એમ બને છે: પહાડ જેવી મુશ્કેલીને હીંમતથી મારી હટાડયા પછી નજીવી જેવી અડચણથી આપણું દિલ તુટી જાય છે, હૈયું હીંમત હારી ખાય છે. પણ, તુરતજ તે મોતી જેવાં આંસુઓ તેણીએ લુછી નાંખ્યાં અને તે પાણી ઘોળી નાંખી, તાજું પાણી કુવામાંથી ભરી લાવવા વાસણ લઇ તે છોડી નીચે ઉતરી. થોડાજ વખતમાં પાણી ભરી ઉપર આવી અને હાથ મોઢું ધોઇ પોતાનો પોષાક સરખો કીધો અને પેલી ખર્યા ખરખર કબાટ ખોલી તેમાંથી એક નાની કીટલી કાઢી અને ત્યાંજ મુકેલાં એક પડીકાંમાંથી ચમટી ચા લઇ તે કીટલીમાં નાંખી, તેને માટે જોઇતું ગરમ પાણી લેવા તે નીચે ઉતરી અને પેહલે મજલે રેહતી માનબી નામની એક ભાડુતણીની રાંધણીમાં તે ગઇ, જ્યાં તેણીને માનબીની ચાકરડી મેલે ઘેલે અવતારે ઉભેલી મળી. તેને તેણીએ પૂછયું, "ફાતમા, માનબી મા કેમ છે?" જેના જવાબમાં તેને ફાતમાએ જણાવ્યું કે તેણીએ રાત સારી પસાર કીધાથી જરા રતી તેણીની તબીયત ઠીક હતી.

"વારૂં, હમણા તું તેવણુનો નાસ્તો લેઇ જશેની?" જેનો જવાબ તે ચાકરડીએ 'હા' કારમાં ડોકું હીલાવીને આપ્યાથી ગુલજાર બોલી,

"ત્યારે તો માનબીને જરા જણાવવાની મેહેરબાની કરજે કે પેલો પોશાક તૈયાર છે અને એક દશ મીનીટમાં હું તે લેઇ તેવણ આગળ આવસ."

"એ તું શું બોલેચ, બેટી, તું શું એમ કહેવા માંગેચ કે તે જભ્ભો તેં ગેઇ રાતે પુરો કીધો?"

"હા, તે પુરો કરતાં મને અઢી વાગ્યા ને તે પુરો કરીનેજ હું સુતી." જરાક સરખું હસીને ગુલઝારે જવાબ દીધો.

"ને તું સહવારે જીવતી ઉઠી? પણ કાંઇ તારીથી એમ હંમેશાં રગડાવાનું છે? ને એમ રગડાશે તો કાંઇ ઝાઝા દીવસ તું કાઢવાની નહીં. મને તારી કેવી દયા લાગેછ? તું આવી મજેહની ગુલાબના છોડ જેવી ને એમ મેહેનત મસાઘતથી ઘસાઇ પીસાઇ જાયછ–પણ નહીં, તારાં કીસમતમાં કાંઇ જુદુંજ લખેલું છે ને થોડા વખતમાં તુંબી ઝોહોરાની માફક નચીંત ને નભરવસ થઇ જશે."

"ઝોહોરા?–અંહં પેલી મારીજ ઓરડીની નીચેના ઓરડામાં રેહેછ તે, ઉંચી, ગોરી, ને એસકી જેવી છે તેજ કેની? મને પરમ દાહાડેજ દાદરપર તે મળી હતી."

"હા, તેજ, પણ શું તેને ને તને પીછાણ નથી?"

"નહીં, પીછાણ–એટલે દોસ્તી જેવું કાંઇજ નહીં. તે દહાડે અમે દાદરપર એક થઇ ગયાં ને તેણેજ મને ડોકું નમાવી કેમ છે કેમ નહીં કરી પુછયું અને તેજ કીસમની વળતી પુછપરછ કરી મેં ચાલતી પકડી; પણ ફાતમા, હું થોડા વખતમાં ઝોહોરાની માફક નચીંત ને નભરવસ થઇ જવસ એમ જે તેં ઇસારો કીધો તેની મતલબ હું નહી સમજી. એમ બોલવાની તારી મતલબ શું?"

ફાતમા પણ ઉમરે અઢારેકની હોવા છતાં દુન્યાની પુરી અનુભવી હતી, એટલે ગુલઝારે આ સવાલ પૂછતાંજ તેના ચ્હેરા તરફ ટીકતીજ તે ઉભી, જેનાં પરીણામમાં તેની ખાતરી જરા વારમાં થઇ ગઇ કે તેનાં બોલવાની મતલબ નહીં પામી જવાનું જે નિરદોષપણું ગુલઝારે બતાવ્યું હતું તે તાણી તોડીને ધારણ કીધેલું નહીં પણ કુદરતીજ હતું, અને તેથી દયામણું મોંહ કરી તે બોલી, "અને ખરેખર છોકરી, મારા બોલવાની મતલબ તું નહીંજ પામી ગઇ ?"

"ખચીતજ નહીં, ફાતમાં, નહીં તો તને ખુલાસો પૂછતેજ શું કામ ?"

"ત્યારે તો અલ્લાહ તને તારૂં એ અજ્ઞાનપણું સદાકાળ મુબારક કરે" એટલું બોલી તુરતજ તે ચુહુલા આગળ કાંઇ કામે વળગી ગઇ.

ગુલઝાર પોતાનાં ખપજોગું ગરમ પાણી કીટલીમાં નામી ઉપર ગઇ અને ગઇ સાંજનો સાચવીને ઢાંકી મુકેલો બાજરાનો રોટલો લેઇ તેબલપર ચા નાસ્તો કરવા બેઠી.

હ્યાં કદાચ વાંચનાર અમને પૂછશે કે જ્યાં તે ઓરડીમાં ગુલઝાર પોતાનું ઘરજ માંડીને બેઠી હતી તો શું તેનો પોતાનો ચુહુલો હતોજ નહીં કે ચાનાં પાણીને ખાતર તેને બીજી ભાડુતણીને આશરે જવું પડયું ?

હા, ચુહુલો તો હતો મગર તેમાં સળગાવવાનાં લાકડાં ન હતાં. તેની હાલત કાંઇ એવી નહીં હતી કે આખા મહીનાનું સીધું સામાન તે ભરી મૂકે; તેણીને જોઇતું કરતું તેણીને રોજ લાવવું પડતું હતું, અને જે દીને તેવું લાવવા પૈસા ન હોય તો અલબત તે દિન તેને કોરડો પણ કાઢવો પડતો હતો. જે દીને તેણીને પૈસા મળ્યા હોય તે દીને ખપજોગી ખાધ ખોરાકીનો સામાન લાવવા

સાથે લાકડાંની ઝુરી પણ તે લાવતી અને લાકડાંની ઝુરી લાવવાજોગ તેણી પાસે કોઇ વાર ફદીયું સવાફદીયું પણ નહીંજ ફાજલ પડતું તો બહાર જંગલમાંથી કચરો કાંડીબી વીંણી લાવતી; પણ આજે તો તે બન્ને ચીજોનાં સાધણ ખુટી ગયાં હતાં. લાકડાંની ઝુરી લાવવાના તેણી પાસે પૈસા ન હતા અને ઠામની રોકાણને લીધે ગઇ કાલે આખો દીવસ તે બહાર નીકળી શકી ન હતી, એટલે આટલાં ગરમ પાણીને માટે તેને પરાઇ રાંધણીનો આશરો લેવો પડયો અને તેવો આશરો બેલાશક બાજે વખ્ત લેવાની તેને માનબી તરફથી છુટ મળેલી હતી, જે માનબી તરફથી તેને અવારનાર સીવવાનું કામ પણ મળ્યું જતું હતું અને હમણાં પુરો કીધેલો જરરીન જભ્ભો પણ તેને તેણી તરફથી મળ્યો હતો.

ચા પીતાં પીતાં વળી પાછું પેલી ફાતમાનું ભરમ ભરેલું બોલવું તેણીને યાદ આવી ગયું, પણ, તેપર કે કશાંપરબી નચીંતે વિચાર કરવાની તેણીને ફુરસદજ કયાં હતી? ઉતાવળે ચા પી લઇ બરાબર હાથ સાફ કરી પેલો જભ્ભો હાથમાંજ વખાતો લઇ તે નીચે ઉતરી. આ વખતે પાછલી ગમ ન જતાં તે આગળી ગમના ઓરડા આગળજ ઉભી અને તેનું બંધ કીધેલું બારણું આસ્તેથી ઠોકયું. એક ધીમા અવાજે તેને અંદર દાખલ થવા કહ્યું અને તે બારણું જે અળગુંજ બંધ હતું તે ઉંઘાડી અંદર દાખલ થઇ.

"ફાતમાથી જાણી હું ખુશી છું મા, કે તમારી તબ્યત જરા ઠીક છે." અંદર દાખલ થતાંજ એક પલંગપર પડેલી નાતવાન ઓરત તરફ જોઇ ગુલઝાર બોલી.

"હા, મને ઉંઘ સારી આવી—અને બીમારોની રામબાણ દવા ઉંઘજ છે. આહ! તેં તારી કબુલાત મુજબ આ જભ્ભો તૈયાર કીધો તે ઠીક કીધું. તું ઘણી ભલી છોકરી છે."

"હાજી, તૈયાર તો કીધો પણ તે પસંદ પડે ત્યારની વાત." એમ બોલી તે બીમાર અબલા બરાબર જોઇ શકે કરી ગુલઝારે તે જભ્ભો પોતે એવી રીતે ધર્યો કે સામેની બારીથી આવતી સુર્યની રોશનીમાં તે ઝગમગી રહ્યો.

"જરા આગળ આવની જોઉં તારો ટાંકો જોઉં" અને તે પોશાક તેણીની આગળ ધરી ગુલઝાર તેણીનાં મતની રાહ જોતી ધડકતી છાતીએ ઉભી.

"હા, ઘણોજ સરસ છે-એટલે ઠીક છે, ચાલશે." જે તારીફના શબ્દો તેણીથી કુદરતી બોલાઇ ગયા, તેમનું વળતું વારણુ કરી તે બીમાર અબળા બોલી, "ચાલ, ત્યારે તું તારો આંકડો લઇ આવીછ?"

"નહીંજી, હું,-હું-અરે એટલો જલ્દી કેમ આંકડો તમને કરી આપું કરી હુ જરા મનમાં ઓરકાઇ, ને વળી આંકડામાં શું પૈસા નાંખવા તેબી મને ખબર નહીં એટલે-"

"વળી શું પૈસા નાંખે, કાંઈ પચીસ ત્રીસ નાંખવાની ઉતી? જા, સાડાત્રણ રૂપ્યાનો હમેશ મુજબનો આંકડો કરી લાવ. વહેલી થા, ને એમ જો, તારી ઓઢણી લઇનેજ નીચે આવજે, કેમકે, એ જભ્ભો એક ઠેકાણે તારેજ પ્હોંચાડી આવવો પડશે. જા તો, મારી ડહી દીકરી છે, ઉતાવળ કર."

સાડાત્રણ રૂપ્યા! એ શબ્દો ગરીબ ગુલઝારની નાજુક છાતીમાં તીરની માફક ઉડીને વાગ્યા-કેમકે તે બીચારીએ રૂપ્યા ૭ થી ૮ ની ગણત્રી કરી રાખી હતી, પણ તેને રૂપ્યા છ થી ઓછા મળશે એવી તો આશા હતીજ નહીં. આ એક નીરાશીના નવા આંચકાથી વળી તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને રખે ત્યાંને ત્યાંજ તેણીથી રડી પડાય કરી તુરત તે ઓરડો છોડી તે ઉપર ચઢી ગઇ.

પોતાની ઓરડીમાં જઇ તે એક 'ઇસ્તાન'પર બેસી પડી અને ડુસ્કે ડુસ્કે રડી. ગરીબ બીચારી! તેણીનાં હમણાનાં આંસુ કાંઇ

ગરીબીની હાય અફસોસનાં ન હતાં-જો કે તે ખુદ ગરીબી કરતાં પણ વધુ ગરીબ હતી તે તો આપણને ખબર છે; પણ તેણીનાં તે કામની જે રીતની કીંમત અંકાઇ હતી તે માટેના બળાપાનાં હતાં. જે કામ પુરૂં કરવામાં તેનો આખો દીન અને આખી રાત ગઇ, જે કામ ખરેખરૂં તારીફ લાયક અને તેને તે સોંપનારને શોભા મળે તેવી દરેક કાળજીથી તેણીએ ઉભું કીધેલું, તેજ કામના સાડાત્રણ રૂપ્યા ! એ વિચારજ તેણીના નાજુક જીવને વળ દઇ નીચવી નાંખવાને પુરતો હતો.

પણ, રખે અસુરૂં થાય અને માનબી ચીરડાય કરી તેણીએ પોતાના ગમના રોહને માર્યો, આંસુ લુછી નાખ્યાં, મોઢું ધોઇ નાંખ્યું, જોઇતો આંકડો બનાવી કાઢયો અને ઓઢણી લઇ ઝડપથી નીચે ઉતરી પડી. માનબીના ઓરડામાં જઇ ધુજતે હાથે, પોતે બનાવેલો આંકડો તેણીએ રજુ કીધો, જે જોઇ માનબીએ તકયા તળેથી એક નાની થેલી કાઢી તેમાંથી સાડાત્રણ રૂપ્યા ગણી આપ્યા.

"ચાલ હવે," તે રૂપ્યા ગુલઝારે લીધા કે માનબી બોલી, "આ જભ્ભો પેલા દાબડામાં ઘડી કરીને મુક ને જેમ બને તેમ જલ્દી સમન્દર જાનને આપી આવ. તું જાણેછ કે તેનું મકાન કહાં આવ્યું તે ? આય ફાટકપુરાને આ છેડેથી નીકળી સીધી બોરીઆલી-માંથી થઇ તેલી ગલીમાં વળજે ને ગલી આખી પુરી કરતાં નાકાપરનુંજ ઘર સમન્દરનું-જો ભૂલી જાય તો આય દાબડાપર ચીઠી મારેલી છે તેપર સરનામું છે, સમજી કે ?"

"હાજી." કરી ત્યાંથી તે નીકળી પડી. જો કે ખેપ્યા કે કાસદ તરીકેનું કામ બજાવવાનું તેણીને નહીં ગમ્યું, તો પણ, માનબી જેવી તેણીને ઘણીજ કામની ઓરતને ગુસ્સે કે દલગીર કરવાનું તેણીએ

દુરસ્ત નહીં વિચાર્યું. વિસ મિનીટના અરસામાં તો સમન્દર જાનનાં મકાન આગળ તે આવીને ઉભી, અને સમન્દરજાનને મળવા માંગતાંજ એક નોકર તુરત તેણીને અંદર એક ઓરડામાં લઇ ગયો, જ્યાં એક અધોર વયની અબલા એક મેજપર રચેલાં તરેહવાર ભીષ્ટાંનો ઉપર હાથ ચલાવતી બેઠી હતી. તે ઓરડાનું રાચરચીલુંબી ભપકાદાર હતું અને જ્યાં ગુલઝારની નજર ઠરતી ત્યાં પૈસા ને પૈસાનુંજ તત્વ તેણીને દેખાતું હતું.

---

## પ્રકરણ ૪ થું.

### ગરીબનાં હાડકાંની ધુર તે માતબરનું મિષ્ટાન!

"કેમ, છોકરી, તું માનબીને ત્યાંથી પેલો ઝભ્ભો લઇ આવીછની? નહીં, નહીં, દાબડામાંથી શું કામ કાઢેછ, મારી ખાત્રી છે કે તે સીવેલો સારોજ હોસે, અને નહીંબી હોય તો હવે તેને કાંઇ સુધારીને સમો કરવા જેટલો વખત હાથમાં નથી. માનબીએ આંકડો મોકલ્યોછ?"

"નહીં, બાનું," ગુલઝાર બીચારી જરા ડઘાઇને બોલી, કેમકે સમન્દરજાનનું બોલવું ઘણું મીજાસમાંજ હતું. "માનબી બીમાર છે અને ઉઠાતું બેસાતું નથી"

"બીમાર છે? શું છે? અં: હોસે, પણ જોની હું આજે સેકંદરાબાદ કામે જાઉંછ ને ત્હાંથી પાછું ફરતાં મને વખત લાગશે, વાસ્તે માનબીનું જે હોય તે ચુકતેજ કરી જાઉં તો સારૂં. હું ધારૂંછ આય ઝભ્ભાની સીલાઇ સિવાય બીજી કોઇ સિલાઇના પૈસા રહ્યા નથી, એટલે લાવ તુંજ મને આંકડો કરી આપ અને તુંનેજ તેના પૈસા ચુકવી આપું. લે આ દોત કલમ અને કાગળ; જા, પેલી તેબલપર જઇને લખ."

"જી, આંકડામાં પૈસા કેટલા લખવાના ?" ગુલઝાર પ્હેલે હતી તે કરતાં વધુ ડરપોક બની બોલી, કેમકે સમન્દર જાનના બીજાસની ચઢતી જતી સ્ટીમથી તે વધુ અને વધુ ગભરાતી જતી હતી.

"હંમેશ મુજબ, દશ રૂપ્યા આઠ આના."

અને ગરીબ ગુલઝાર અફ્સોસની એક હાય સમેત તે ટેબલ આગળ ગઇ અને વાંકી વળી ઉભી ઉભીએજ એક આંકડો લખી કાઢયો. તે ઉભી ઉભી લખેછ એમ તે માલેતુજાર ઓરતે જોયું તોપણ તે શુધપુટીને એવું નહીં સુઝયું કે તે બીચારીને જરા બેસવા કહે. આંકડો ઉતારી તેણીએ સમન્દર જાનના હાથમાં મૂકયો કે તેબલપર પેલીએ અગ્યાર રૂપ્યા ફેંકયા અને ગુલઝારે આઠ આના પાછા આપી તે આંકડાપર પોતાની સહી કીધી. સહી કરી તે રૂપ્યા તેબલપરથી ઉંચકયા અને તેણીને નમન કરી તે જવા નીકળી, પણ તેણીને સમન્દરે અટકાવી કહ્યું "વારૂં છોકરી, મારૂં એક કામ કરશે ?"

"હા, બાનું, મોટી ખુશીથી." ગુલઝારે ફરીને જવાબ દીધો અને થોભી.

"જોની, એમ છે કે હું થોરા દાહાડા બાહાર જવાની હોવાથી જે પોર્યો મારાં આવાં પારસલ ઘરાકોને ઘેર લાવ લેકજા કરતો'તો તેને મેં આજથી આવવા ના કહ્યું તેથી તે આજે આયોજ નથી, અને મને ધ્યાન નહીં કે આ ઝબ્બો આજેજ આવશે અને તે મને આજેજ મોકલવો પડશે. માટે આય બાકસ એમનો એમ સીવ્પી આલીમાં ઇરમીલ્ડા સીવ્પીને આપી આવશે ? તને જરા મેહેનત તો પડશે પણ તેના બદલામાં લે આય ચાર આના." એમ બોલી એક પાવલી તેણીએ ગુલઝાર ગમ ફેંકી.

"બાનું, તમારૂં એ કામ હું સરોચશમથી બજા લાવીશ, પણ તેના બદલામાં મને પૈસાની લાલચની કાંઇ જરૂર નથી." એમ

બોલી ગુલઝારે ભોંયપર પડેલી પાવલી ઉંચકી અને સમન્દર જાન આગળ મૂકી.

"ઠીક છે, જેમ તારી મરજી, ત્યારે તું એ ઝબ્બો ત્યાં આપી આવશેની ?"

"હાજી, જાઉં ?"

"હા, જા, પણ જરા સબર, વરી એને ત્હાં સામાનની સાથેજ આંકડો મોકલવાનો કાયદો બર્યોછ, વાસ્તે જરા થોબ, હું આંકડોબી તનેજ આપું." એમ બોલી તે સમન્દર જાન એક નવાબ સાહેબની બેગમના તૌરથી ઉઠી અને જે તેબલપર ગુલઝારે ઉભાં ઉભાં માનબીનો આંકડો લખી કાઢયો હતો તે ટેબલ આગળ ગઇ, પણ ત્યાં ખુરસી નહીં હોવાને સબબે અચકીને ઉભી રહી.

"છોકરી, જરા પેલી ખુરસી અહીં મુકતો, એ નહીં, એ નહીં, પેલી નરમ ગાદીવાળી લાવ–નેતરની ખુરસી પર બેસતાં તંદરોસ્તી બીગડેછ." ગુલઝારે તુરતજ તેણીએ બતાવેલી ખુરસી તેબલ આગળ મૂકી, જે ઉપર તે બાઇ સાહેબે બેસી, સાહીના એક ડાઘાપર માખ ચાલી ગઇ હોય એવા હરફે એક આંકડો લખી કાઢયો અને તે ઘડી વાળી ગુલઝારને હવાલે કરતાં તે બોલી, "જોની, વખતે ઇરમીલ્ડા બાનું કામમાં કે ગડબડમાં હોસે તો તેવણની વડી દરજણ આઇશાને આ આપજે."

"વારૂંજી" કહી ગુલઝાર ત્યાંથી નીકળી.

સહવારના નવ વાગી ગયલા હોવાથી જે રસ્તે ગુલઝાર જતી હતી તે રસ્તો લોકની આવજાથી ચીકાર બની રહ્યો હતો, અને તેટલાં અવકાળ પાણીના ચાર છાંટા પડયાથી ત્યાં કીચડ થઇ રેહેવાને લીધે ગુલઝારને પોતાનો ઘાઘરો જરા ઉંચકીને ચાલવું પડતું હતું, જેમ કીધાથી તેણીના ગોરા ગોરા પગ કોઇ નહીં ને કોઇનીબી ટીકતી ચશમથી છુપ્યા નહીં રેહતા હતા. ઠંડી હવા અને ચાલવાથી મળતી

કસરતને જોરે ગુલઝારનો ચેહેરો કેવોક તંદરોસ્ત હોય તેમ ગુલાબી રંગ પકડી રહ્યો હતો. તેમાં વળી બહાર નીકળતી વખતે મોઢાંપર કીધેલા ઠંડાગાર પાણીના છંટકાવથી તે રતાશમાં કાંઇ ઓરજ તાજગી આમેજ થઇ તેણીના ચેહેરાને તેના પુર બાહારમાં દીપક મારતો કરી મેલ્યો હતો. તે તેલી ગલીમાંથી બાહાર નીકળી પાછી બોરીઆલીમાં વળાણુ લેય તેટલાં સામેથી એક ખુલ્લો તાંગા ધસી આવ્યો, અને તેમાં બેઠેલા એક ફાંકડા જવાનની નજર ગુલઝારપર પડી. તુરતજ તેજ રસ્તે તેણે પોતાની ગાડી વળાવી લેવાનો હુકમ આપ્યો. તે જવાનની નજર તો ગુલઝારના પગપર પડી હતી અને તે અબલા કોણ છે, કેવી છે તે જાણવાની તેને જીજ્ઞાસા થઇ આવી.

"અસ્તફ્ફર અલ્લાહ! એ કોણ હશે? જાણે બેહેસ્તની હુરી!" એમ બોલી તે જવાને ગાડી થોભાવી અને તેમાંથી તે ઉતરી પડયો. તે આશરે એકવીસેક વર્ષનો ફાંકડો દેખામણો જવાન હતો.

"તું આસ્તે આસ્તે પછવાડે હાંકયો આવ." એમ પોતાના સઇસને હુકમ આપી તે જવાન આપણી ગરીબ ગુલઝારની પુઠે પુઠે ચાલ્યો. તેઓ બેઉ વચ્ચે ત્રીસેક વારનો તફાવત હતો.

---

## પ્રકરણ ૫ મું.

### ઇસ્મીલ્ડા સીમપીનું ધનાઢય ખાતું.

પોતે એક ખુબસુરત અને ફાંકડા જવાનના સીનામાં અચંબાની કેવી આંચ સળગાવી છે તે વિષે સદંતર બેખબર ગરીબ ગુલઝાર જે મોહોલ્લામાં સીમપીઆલી આવી હતી તે મોહોલ્લામાં જઈ પુગી, કે તેણીને બાનું ઇસ્મીલ્ડાનું મોટે ખાંચરેનું માતબર ખાતું શોધી કાઢતાં વાર લાગી નહીં. તે ઘર યા મકાન કાંઇ નાનું નહીં હતું કે

કોઇનેબી તે શોધી કાઢતાં વાર લાગે. તે એક મજલાની ચાલ્લી હતી, જે લંબાઇમાં તે મોહોલાની લગભગ અર્ધે બાગે પુગી હતી. ગુલઝાર તે મકાન આગળ થોડોક વખત થોભી અને ધીમે કદમે અને ધ્રુજતે હ્રદયે અંદર દાખલ થઈ. તે દુકાનની મોટાઇ અને તેમાં ચાલી રહેલી ધમાલ અને ધમચકરીથી તે બીચારી ઘડીભર ચમકીજ ગઇ. તેણીએ જોયું તો એક જની સઘળું ગોઠવ ગાઠવ કરવા પડી હતી, એક બીજી કાંઇ મખમલ ભરીને ફાડતી હતી, ત્રીજી તઇયાર થયલા પોષાકોને બ્રશ મારી ઘડી વાળતી હતી અને ચોથી તે ઘડી કીધેલા પોષાકોને અકેક દાબડામાં ગોઠવી તે દાબડા પેક કરતી હતી, જે સઘળું કામ ત્યાંની વડી દરજણ આઇશાની અંગત દેખરેખ હેઠળ ચાલતું હતું. તેણીના પુકારો અને ધાંધલ ધરપચથી ગુલઝારે તો જોઇ લીધું કે તે કોઇ બડી મીજાસી કુતરી હતી. તે બીચારી ત્યાં ઉભી હતી, તેટલાં આઇશાની નજર તેનીપર પડી અને તુરતજ નેણ ચઢાવી નરકોરૂં ખેંચી તેને તેણીએ મીજાસમાંજ પૂછયું-"તું શું માંગેછ રે છોકરી?"

ગુલઝારે તે સવાલના જવાબમાં પોતાનું કામ જેમ બને તેમ થોડાક બોલોમાં જણાવ્યું, જે જાણતાંજ તેણીએ આગલાજ દમામથી તે બાકસ ખોલવા તેણીને ફરમાવ્યું. એ હુકમ ગુલઝારે તુરત બજાવ્યો અને તેમાંનો ઝબ્બો કાઢી આઇશા તરફ ધર્યો, જે તેણીએ ખૂબ બારીકીથી તપાસવા માંડયો, પણ ગમે તેવું સારૂં કામબી વખાણવાનો યા જ્યાં ઘટે ત્યાં તારીફના બે બોલ બોલવાનો તો તે ઘાઘરા બેગમનો ધરમજ નહીં હતો, એટલે ધારા મુજબ કાંઇને કાંઇ તેમાં ખોડખાપણ તેણીએ કાઢી.

"લાવ આંકડો લાવીછ કે?"

"હાજી, આ રહ્યો." કરી સમન્દર જાને આપેલો આંકડો તેણીએ રજુ કીધો.

"પંદર રૂપ્યા! અને વરી છ આના છ પઇ ઉપર?" આંકડો વાંચી આઇશા બખાળી, "મેં સમન્દરને કહ્યું હતું ની કે હવેથી એવું કામ તેર સાડાતેરમાં થાય તો સારૂં, પણ તે તો હવે હું ને તે સમજી લેઇશું. તું અહીંજ ઉભી રેહેજે!" એમ કહી આઇશા સીધીને સીધીજ ડોક રાખી તે ઓરડાને છેડે મૂકેલી એક તેબલ આગળ ગઇ અને ત્યાં એક બીજો આંકડો સુંદર કાગળપર લખી કાઢયો અને તેને તેવાંજ શોભીતાં પરણીડાંમાં મેલી તેપર સરનામું કરી ગુલઝાર આગળ આવી.

"લે છોકરી, આય ઝબ્બો ને આય ચીઠ્ઠી નવાબ સાબેર-ઉદ-દઉલા સરફરાજનાં બેગમ સાહેબ બદુલબાહારને તેવણના 'સાબેર ગંજ' માં પહોંચાડી દે. મારા માણસો બધાં રોકાયલાં છે, કેમકે, આજે સાંજ સુધીમાં અમોને કમમાં કમ સો ઉપર એવા પોષાકો ઘરાકોને પુગાડી દેવાછ, જેમાંના કેટલા તૈયાર થયાછ ને કેટલા થવા આયાછ. આય ચીઠ્ઠીમાં આંકડો છે, જેના પૈસા લેવા ઉભી રહેજે. બેગમ સાહેબપર ઇસ્મીલડા બાનુના રૂપયા એકથી બે હજાર માંગતા છે ને તેથી તેવણ સાથે હવે એવો બંદોબસ્ત થયેલો છે કે ભવિષ્યમાં જે તેવણુને જોઇયે તેના પૈસા રોકડા ચુકવી આપવા, માટે જો તું થોભશે તો બેગમ સાહેબ જરૂર તુંને એ આંકડો ચુકવી આપશે, જે લઇ તુરત સીધી અહીંજ આવજે; ને ચાલ વહેલી થા, 'સાબેર ગંજ' પુગતાં પા કલાકથી વધારે લેતી ના, કેમકે, અમે તેવણને કબુલ થયાંછ કે સહવારના દશ વાગતામાં એ ઝબ્બો અમે તેવણને પ્હેરી જોવા મોકલશું કે કાંઇ તેમાં ફેરફાર કરવો હોય તો તે કરવાનો વખત હાથમાં રહે. આહ! બીચારાં

સરફ્રાજવાલાંઓ આવી રહ્યાં હોય તેમ લાગેછ. કોઇ દાહાડો બીચારા ફરરરભુસ થઇ જશે." આ છેલ્લો વાક્ય સરફ્રાજવાલાંઓ માટે આઇશા એક બીજી દરજણ જે નકલી ફુલો બરાબર ત્રીમ કરી ગોઠવતી હતી તેની તરફ જોઇને બોલી.

"મેંબી એમ સાંભળ્યુંછ, બાનું." પેલી બોલી, "પણ, એમ કેમ? જ્યારે હોયછ ત્યારે બેગમ સાહેબનો પોષાક તેવણને પ્હેરાવી જોવા તમે યા બાનું ઇસ્મીલ્ડા પોતે નથી જતાં?"

"હા, કેમકે તેમને ત્યાં એક દાસી રહીછ તેજ એ કામ પોતાને માંથે રાખેછ; તે બડી ચરતફુતી અને લુચ્છી દદા છે, પણ એ કોણ? હું ધારૂંછ કે નવાબ સાહેબનો બેટોજ હ્યાંથી ટીકતો ટીકતો હમણાં પસાર થઇ ગયો!"

"ત્યારે નવાબજાદો રેહેમત એ કે? મેં તો અડછતોજ જોયો, પણ એ તો નવાબનો આગલી બેગમનો બેટો કેની? અને બેગમ સાહેબા બદુલબાહાર તો તેની સાવકી મા કેની?"

આઇશાએ આ સવાલનો શું જવાબ આપ્યો તે ગુલઝારે સાંભળ્યો નહીં, કેમકે, એ સઘળી વાત દરમ્યાન તે તો પેલા જભ્ભાની ઘડી વાળવામાં ગુંટાયલી હતી. ઘડી વાળી તેને બાકસમાં સંભાળથી મુકી તે બોજો ઉઠાવી બીચારી ગુલઝાર ત્યાંથી બહાર પડી. આજે બીચારીનાં નસીબમાં હમ્માલી સરજી હતી કે શું?

તે દુકાનથી થોડે છેટે પેલો ઇસ્કી જવાન ગુલઝારની બાહાર આવવાની રાહ જોતો ઉભોજ હતો. બાહાર નીકળતાં તેણે તેને જોઇ, મગર, તેણીની નજર તેનીપર પડી નહીં. તેની હાજરીથી બેખબર તે બીચારીએ 'સાબેર ગંજ' તરફ જવાનો રસ્તો લીધો. તેણીનો ચ્હેરો જે દલગીર તો સદાનોજ હતો તે હમણા વધુ કુમળાયલો દીસ્તો હતો. તેણીને મળતી સીલાઇની કીમતના સંબંધમાં જે છેતર-

પીંડી અત્યાર સુધી ચાલતી હતી તે આજે તેણીની નજર સામે ખુલ્લી થઇ જવાને લીધે તેણીનો જીવ હાલ ઝીમાઇ રહ્યો હતો. એ ધોળે દીવસની લુટ ઉપર તેણીએ રસ્તે ચાલતાં શું શું વિચારો ચલાવ્યા તેની નોંધ અત્રે લંબાણથી લેવાને નહિ થોભતાં આપણે તેણીને 'સાએરગંજ' નામના, નવાબ સાએર-ઉદ્દ-દઉલા સરફ્રરાજનાં ધંધાર મેહેલ આગળ લઇ જઇને ઉભી રાખ્યે. તે મહેલના મોટા બગીચાના રાક્ષસી દરવાજા આગળ તે સ્તબ્ધ થઇને ઉભી. તે ગુંચવણમાં પડી કે એકદમ અંદર જવું કે, જવા પ્હેલાં કોઇને હાંક મારી બોલાવવું, પણ તેટલાં એક નોકર જે કાંઇ કામે બાહાર ગયો હતો તે આવ્યો અને તેને ઘણીજ નમનતાઇથી પૂછતાં તે જાણે તેણી ઉપર કેવોક ઉપકાર કરતો હોય તેવી અદાથી તે તેણીને અંદર લઇ ગયો. જતાં જતાં દરવાજાપરનો પટાવાળો જે એક ઝાડનાં છાંયા તળે ખુશાલ ઉંઘતો હતો તેને એક લાત ઝાડી તેની ફરજપર તેને પાછો હુશ્યાર કરવાની તે પરગજુ પરોપકારી નોકરે કરમ મહેરબાની ફરમાવી. -પેલો નોકર તેણીને મહેલના આગલા હૉલ સુધી લઇ ગયો, જ્યાં તેણીને તેણે વળી એક ઠીંગણાં ગેટકાં જેવા નોકરના ચાર્જમાં સોંપી, જેણે તેણીના હાથમાંથી પેલો દાબડો અને પેલી ચીટ્ઠી લીધી, અને તેણીને ત્યાંજ થોભવા કહી તે અંદર ગયો. એમ થોભતાં લગભગ એક કલાક વહી ગયો, જે અરસામાં ઘણાક આસામીઓ તેણીની માફક આવ્યાં અને નવાબ સાહેબ યા બેગમ સાહેબા પાસે જઇ પહોંચી, પોતપોતાનાં કામ ખલાસ કરી પાછાંબી ફર્યાં. હવે તે મનમાં મુંઝાવા લાગી કે તેણીની હાજરી ભુલાઇબી ગઇ હશે! તેણી મનસે વમાસવા લાગી કે તેણીએ ત્યાં થોભવુંજ નહીં હતું. પણ પેલી આઇશાબીએ તેણીને તેમ કરવાનો તો ખાસ હુકમ આપ્યો હતો. બીજો પા કલાક વીટતાં પેલોજ નોકર ત્યાં પાછો આવ્યો

અને તેણીને પોતાની સાથે આવવા ફરમાવ્યું. તે નોકર તેણીને એક સંગેમરમરનો મોટો હૉલ ઓળંગી, વરેહવાર પીકચરો અને પુતળાંઓથી સીંગારેલી એક ફરતી ગેલેરી તરફ લઇ ગયો, જ્યાંથી એક ખાનગી દાદર મારફતે તેઓ બન્ને બેગમ સાહેબના ઓરડાઓવાળા ખંડમાં આવી લાગ્યાં. હ્યાં પેલો નોકર વળી એક સુંદર પોષાકમાં સજ થયલી દાસીના હાથમાં ગુલઝારને સોંપી પાછો ફર્યો. તેઓ બન્ને એક આગલા ઓરડામાં દાખલ થયાં, જ્યાં પોતાના જેવીજ બીજી ત્રણ ચાર દાસીઓ હસ્તી, નખરાં કરતી કાંઇ ઘુસઘુસ કરવામાં રોકાયલી હતી, ત્યાંથી તેઓ એક નાના મગર ભપકાભરેલા ઓરડામાં આવી લાગ્યાં, જેનો સીંગાર ગુલઝારની બીનઅનુભવી કાચી આંખને આંજી નાંખવાને બસ હતો. તે ઓરડો સીંગારવા પાછળ હજારોનો ધુમાડો થયો હોવો જોઇએ એમ તેણીએ માન્યું. ત્યાંથી વળી એક બીજા ઓરડામાં વળ્યાં, જે તેનાં રાચરચીલાં અને શોભણશાભણમાં પ્હેલાને ટક્કર મારે તેવો હતો તેની દેવાલે ગોઠવી મૂકેલા સોનેરી ગીલ્ટના મખમલની ગાદીવાળા સોફા કોચો, દેવાલે જડેલા આરસીના તેવાજ મોટા તખ્તા, સીલીંગે ટાંગેલાં ગંજાવર 'કેન્ડેલ બ્રા' ઝુમરો, સુંદર ફ્રેમો જડેલાં તેવાંજ હુન્નરમંદીના નમુના રજુ કરનારનાં ચીત્રો, કાંસાંનાં અને કોરીનાં પુતલાંઓ અને જમીનપર બીછાવેલા પગ ઘુંટી સુધી ડુબી જાય તેવા નરમ ગાલીચા જોઇ ગરીબ ગુલઝારની તો આંખ ફાટીજ ગઇ અને અક્કલ સુન મારી ગઇ. પરીઓને લાયકનાં એ પરસ્તાનમાં એક બારણું ઉઘડ્યું જેમાં નજર કરતાં એક મોટો ભપકાભરેલો સુવાનો ઓરડો જણાયો, જ્યાં એક મોટા આરસીના તખતા આગળ, જોતાંજ ચીત્રી આવી જાય તેવી ખુબસુરતી ધરાવનારી એક અબળા એક દાસીની મદદથી પેલોજ જરરીન જભ્ભો 'ત્રાઇ' કરી જોતી ગુલઝારની નજરે પડી.

# પ્રકરણ ૬ ઠું.

## નવાબ સાહેબની બેગમ.

જીંદગી મિસલે શજ હય જો હરા રહે કુચ્છ બરસ,
ગીર પડેગા કટકે આખિર કયું કે આરા હય નફસ;
યહે સરે નાપાક કયા હય યેક હડીકા કફસ,
આ ફંસા હય ઇસમે દો દીનકે લીયે મુર્ગે હવસ,
મૌતકા સૈયાદ જબ આયેગા શૌકે જબ્બમે;
ચીડીયાં ઉડ જાએગી પીંજરા ફેંક દેગા કબ્રમે:

'હશ્ર.'

બેગમ બદ્દુલગાહાર ખરેખર તે વખતની વખણાયલી અને સર્વેને મોંઢ ચઢી રહેલી એક ખુબસુરતીજ હતી. હાલ તેણી તે ઉમરે આવી પુગી હતી કે જે ઉમરે તેણીની નાહર ખુબસુરતીનાં બળથી તે પોતાની જવાનીનાં મસ્ત થયલાં જોબનના બાહારમાં તેની ઉંચામાં ઉંચી હદ સુધી ખીલી રહી હતી. લગભગ સાડત્રીસ શ્યાળા તેણીનાં સરપરથી પસાર થઇ ગયા હતા તે છતાં તેણીના વાળના ચળકતા કાળાશને કે તેણીની કાળી મોટી આંખના ઉંડાણમાં ચમકી રહેલાં નુરને સેહેજ પણ અળવળ આવી નહતી. લગભગ સાડત્રીસ ઉન્હાલાનું તેજ તેણીનાં તન બદનપર ઉતરી રહ્યું હતું, તોપણ તેણીની લીસી ચામડીને કે તે ચામડીપર જગેજગ પ્રસરી રહેલા ગુલાબી રંગને સેહેજ પણ ઇલજામ પ્હોંચ્યો ન હતો. બલકે જેમ એક ફળ ઉન્હાળામાં મીઠાસ પકડી ઝાડપર ઝુમાઇ પડે તેમ તેણીનાં જોબનના મીઠાસમાં શીરીન સાકર જેવા રસનો ભરાવ થઇ રહ્યો હતો. આદમ જાતની તમામ આલઓલાદમાં કાંઈ નહીં ને કાંઇબી ખામી જોઇ બળવાની આતુર આશામાં ફરતા નુકતેચીનની પણ જો તેણીની ઉપર નજર પડે તો ગમે તેવાં ફાંફાં મારતાં પણ તેના ઘાટઘટમ કે

તેના ચહેરાના કહ્યામાં એક વાલ બરાબરખી તેને ખામી નહીંજ મળે એવો સૌ વાતે સંપૂર્ણ તેણીનો ચ્હેરા હતો, જે ચ્હેરો તે ધરાવનારી ઉંચી પદવી અને આલા તોખમને માટેની તુમાખ અને તેહેંકરાઇથી ઐાર રોબવંત અને દમામદાર બની રહ્યો હતો. અમને તો લાગે છે કે, તે ઉંચું ચળકતું કપાળ અને તે ચમકતી આંખો પોતાનાંમાં ઉંચી મગજશકતીનું ગૌહર અને સાલેસ સભ્યતા અને નમનતાઇની દીપક મારતી રોશની ધરાવવાને કુદરતી ઘડાયાં હોવાં જોઇયે, મગર, મોટે ઘરની મેમ સાહેબોના બાબમાં સેંકડે નેવું ભાગે બને છે તેમ, તેણીને બચપણથીજ અપાયલી તરબ્યતની ખામીને લીધે તે કપાળમાં જન્મ પામેલું નાદર ગૌહર તેવી ખંતીલી શોધની ગેરહાજરીમાં ત્યાંજ સબડી સુકાઇને સુન મારી ગયું હતું અને તે આંખોમાં ધીમી આંચ લેઇ ઉઠેલી તે ફલકનુમા રોશની તેને વધુ દીપક મારતી કરવાને જોઇતાં બળતણની ગેરહાજરીમાં બુઝાઇને ત્યાંજ નાશ પામી હતી અને એ રાતે ખામી ભરેલાં શિક્ષણને આધીન થઇ બેગમ બદ્દુલબહાર પોતાની આસપાસ વિંટલાયલી અભણ, અણઘડ, ઉછાછળી, છાળકી, ફીશ્યારીખોરી, ફાંટાબાજ, તુમાખ અને મગરૂરીમાં મરેલી, હથેલીમાં ચાંદ દેખાડનારી, બેશરમ, બેહયા, ઘાટકી, નીચ મનની, નાલેશીખોરી, બદદયાનતી, પાપી, પલીદ, ગુનાહગાર, કસકુનમ, કસરેવજ દદાઓના થોડા થોડા ગંધીલા છાંટા પોતાના આંગપર ઉડવા દેઇ, ઉધરવા પામી હતી. તેણીના એ કુદરતી ખવાસમાં જે જરા રતીબી સભ્યતાની મીઠાસનો ભેળ હતો તે જો સદાબરો સદંતર નહીંજ હતે તો તેણીની તુમાખી અને હેંકરાઇ ટેંહેકરાઇ એટલી બધી હદ સુધીની વધી ગઇ હતે કે તેણીનો બગડીને ધુલ થઇ ગયલો સ્વભાવ તેણીની અસંખ્ય દાસીઓ અને તેણીના નોકર નફરો માટે લઇ ચલાવવો ઘણોજ મુશ્કેલ થઇ પડતે. એ સઘળું

તે જાણતી હતી અને તેમ નહીંજ બને તેટલા માટે તો તેણી કોઇક વાર તેઓ સાથે વાત કરતાં જરા મીઠાસથી હસતી યા પુછાયલા સવાલનો જરાસરખી સભ્યતાથી જવાબ આપવાની તક લેતી, તો જો કે તેમ કરવું તેણીના દરજ્જાથી તેણી ઘણુંજ હલકું વિચારતી. તેણીની આસપાસ ફરી વળેલાં ખુશામતનાં ખોર્યાંઓ તેણીની ખુબસુરતીની તારીફ કરતાં તે સાંભળી તે ઘણીજ ખુશી થતી; કોઇ તેણીના કાળી નાગનની માફક વળ ખાઇ પેચદાર બનેલા વાળની તારીફ કરતું, ત્યારે તેણીના ભીનાં પરવાલાં જેવા હોઠનાં એક ખુણામાં છુપું હસ્વું પ્રગટી નીકળતું. કોઇ તેણીના હાથીદાંતની ડાંગ જેવા ગોળ હાથની વખાણ કરતું તો સ્હેજ મલકાઇ તે બોલનારના બોલની તે પીછાણ કરતી; તો કોઇ વળી તેણીનાં મોઢાંના સીપ જેવા દાબડામાં, હારબંધ ગોઠવાઈ રહેલા મોતી જેવા દાંતની સીફારસ કરતું તો તે સીફારસની જાણે ગવાહી પુરવા તે જરા મોંહ ફાડી હસતી તો તેણીના ગુલાબી ગાલમાં બદામની અરધી ફાડ રોકો ખાડો પડતો; તેજ મીસાલ તેણીની સુરાહીદાર ગરદન કે ઢળતાં ખભાં, યા વાંકદાર ભવાં કે ચલકતી આંખ અને અન્યાલાં નાખની તારીફ તેણી પેટ ભરતા સંતોષ વચે સાંભળી મઘન મઘન થઇ જતી.

---

## પ્રકરણ ૭ મું.

### અપજશ અને અપમાન.

એવી એક ઉમરાવજાદીના તોરની બેગમ સાહેબ આગળ ગરીબ ગુલઝાર જઇને ઉભી, અને અમે ઉપર કહ્યું તેમ તે વખતે તે પેલો મખમલી પોષાક તેની દાસીની મદદથી પ્હેરી જોતી હતી. જભ્ભો તો બરાબર આંગમાં 'ફીટ' આવ્યો. ગમે તેવી બારીક તપાસ કરતાં તેમાં ખોલખાલ કશી નજર આવી નહીં. પેલી દાસીએ ગુલઝાર

સાંભળી ન શકે તેટલું આસ્તેથી તેની સીલાઈની તારીફમાં બેગમના કાનપર પડી કાંઇ કહ્યું અને તેવણુ તે મતને જાણે મળતાં થયા હોય તેમ જરા હસ્યાં.

તે જભ્ભો પાછો આંગપરથી ઉતારી બેગમ સાહેબ એક નરમ સોફાપર અઢેલાયાં અને કેવાંક થાકી ગયાં હોય તેમ આળસઉળસ કરી અવાચી ખાતાં બોલ્યાં—

"લાવ ગુલનાર, ઇસ્મીલ્ડાનો આંકડો કહાં છે?"

જવાબમાં દાસી ગુલનારે પેલું ફાંકડું પરબીડું પોતાની મલેકાના હાથમાં મુકયું, જે ફોડીને તેમાં બીડેલો આંકડો તેણીએ નીચે મુજબ વાંચ્યો:—

નેક નામદાર બેગમ સાહેબ અબ્દુલબાહાર સરફરાજની જનાબમાં
કમતરીન ખાકસર ઈસ્મીલ્ડા તરફથી—

| | |
|---|---|
| તા૦ ૧૬ મી જનવરી ૧૮૦— | રૂ. આ. પૈ. |
| મખમલ વાર ૧૮ દર રૂપ્યા ૧૨–૦–૦ લેખે ... | ૨૧૬–૦–૦ |
| રેશમી અસ્તર વાર ૧૮ દર રૂપ્યા ૬–૦–૦ લેખે ... | ૧૦૮–૦–૦ |
| લેસ, જરીન તાર અને જીક કસબ મળી ... ... | ૧૦૨–૮–૬ |
| કપડાંની વેતરામણી ... ... ... ... | ૧૮–૦–૦ |
| જભ્ભાની સીલાઇ ... ... ... ... | ૬૨–૦–૦ |
| જભ્ભો ખેંચાડવાની હેલ ... ... ... | ૨–૦–૦ |
| કુલે રૂપ્યા | ૫૪૮–૮–૬ |

બીલના રૂપ્યા ભરપાઇ ચુકાવી લેનાર–

બાનુ ઈસ્મીલ્ડાની વતી.
આરાંશા બીન ઇમામઉદ્દીન.

બેગમે જોયું કે, બીલપર તો જાણે પૈસા ચુકાવી આપ્યા હોય તેમ તે લેનારની સહી સાખ સૌ હતી, એટલે, તે પરથી ખુલ્લું જણાતું હતું કે, તે પૈસા રોકડ લેવાનીજ ઇસ્મીલ્ડાની મતલબ હતી. તેવી જાણ થતાંજ બેગમ સાહેબનો ચ્હેરો જરા ચીરડાઉ બની ગયો, તેણીનાં ભવાં ચઢી ગયાં અને કપાલપર કરચલી વળી, તોપણ રખે પેલી બહાર ઉભેલી 'પોરી'ની તેવણપર નજર પડે કરી પાછું જરા મોઢું હસ્તું કરી દીધું અને પછી આસ્તે રહી ગુલઝાર તરફ જોઇ તેણીએ પુછ્યું "આય આંકડાની નીચે સહી છે તે તારી કે?"

"હું–હું–કહી નહીં શકતી, મા,–અરે બાનું હું જાણુતી નથી બેગમ સાહેબ" ગભરાતી અકળાતી ગુલઝાર બોલી.

"તું જાણુતી નથી"! તે ધિક્કાર ભેગી અજાયબી બતાવી બોલી "તુ લખી જાણુતી હોય તો એ સહી તારી છે કે નહીં તેની ખબર તુંને હોવીજ જોઇએ; અને લખી નહીં પણ વાંચીજ જાણુતી હોય તો આ સહી જોઇને તું કહી શકશે કે તારે બદલે કોઇએ તારૂં નામ લખ્યુંછ કે કેમ."

આટલું બોલી તે આંકડો તેણીએ દાસી ગુલનારને આપ્યો જેણે તે ગુલઝારના હાથમાં મુકયો, જે ગુલઝારે આખે આંગે ધુજતાં (કોણ જાણે શા માટે) તે લીધો અને તેને ટીકતી તે ઉભી. તેણીની પેહલી નજર તે જભ્ભાની સીલાઇના આંકડાપર પડી અને એ મુજબ તેણી જોઇ શકી કે જે સીલાઇને માટે તે બીચારીને રોકડા સાડા ત્રણ રૂપ્યા મળ્યા હતા તેજ સીલાઇને માટે ઇસમીલ્ડાએ બેગમ સાહેબને રૂપ્યા ૬૨ ચાર્જ કીધા હતા. આ વિચારમાં ગર્ક બની તે હાથમાંનાં કાગળને તે એવી ટીકતી ઉભી, કે તે કાગળ તેણીને શામાટે સોંપવામાં આવ્યું હતું તે વટીકતું તેણીને ભાન નહીં રહ્યું.

"કેમ, છોકરી, એ તારૂં નામ કે નહીં?"

"મા-માફ કરજોજી, તમે મને પેહલે જે સવાલ કર્યો તે મારાં ધ્યાનમાં રહ્યા નહીં. નહીંજી-એ મારૂં નામ નથીજી-એ તો તે. ખાતાંની વડી દરજણ હોય એમ હું ધારૂં છ."

"હોય એમ તું ધારેછ"! તે બીહીતી ધ્રુજતી ઉભેલી બાળા તરફ ડોળા કકડાવી બેગમ બોલી "તુ તે ખાતાંમાંજ છે તો તે ખાતાંના માણસોના નામ તું જાણુતી તો હોવીજ જોઇએ; ગુલનાર" અને હ્યાં તે પોતાની દાસી તરફ ફરીને બોલી "આમાં તને કાંઇ વિચીત્ર જેવું નથી લાગતું?"

"હા, બાનું, મને કાંઇ એ પોરીના ઢંગ સારા દીસ્તા નથી" તે ખુશામદની કુતરીએ જવાબ દીધો.

"ત્યારે તું એ છોકરીને આંકડાના પૈસા ચુકવી આપવાની સલાહ આપેછ? અલબત મને તો બધું સરખું છે, મગર,—"

"મગર, તમારા વિચાર પ્રમાણે એને નહીંજ આપ્યે તો બેહેતર."

"મને પણ તારી સલાહ દુરૂસ્ત દીસેછ, ગુલનાર" બેગમ બોલી; પછી ગુલઝાર તરફ ફરી તેણીએ તેને કહ્યું "તું પાછી ઇરમીલડાને ત્હાં જા અને તેને કહે કે કાલે સહવાર સુધીમાં એ આંકડાના પઇસા તેને ત્યાં પરભારા હું મોકલી આપીશ. આય સહી કીધેલો આંકડો તું લઇ જા."

"ત્યારે બેગમ સાહેબ, તમો શું એમ ધારોછ કે તમુને ઠગવાની હું હીંમત કરીને આવીછ?" અને હ્યાં તેણીની જખમાયલી મગરૂરી અને તેથી ઉપજેલો ગુસ્સો તેણીની અત્યાર સુધીની બીક ઉપર ફાવી નીકળ્યો. "મને શું આ કીંમતી પોષાક તમારે ત્યાં લાવવાને સોંપવામાં નથી આવ્યો? અને મને આ બીલના પૈસા લઇ આવવાને સોંપવામાં આવ્યું છ એથી બીજી વધારે સાબેતી મારાં ખરાંપણાંને માટે શું હોય? હું માત્ર ગભરાઇ ગઇ હતી, પણ, મને હવે બરાબર

યાદ આવેછ કે આંકડાની નીચે કીધેલી સહી ઇસ્મીલ્ડાની વડી હરજણુનીજ છે.”

“બસ, વધારે પટપટ નહીં જોઇએ હું એ પૈસા પરભારા મારા નોકર યા મારી દાસી પાસે મોકલસ.”

“તે તમારો વિચાર તમને મુબારક બખ્તે બુલંદ બેગમ સાહેબ, મગર, કાંઇ બીજી તમને અડચણ હતે તો એટલી મોટી રકમ સાથે લઇ જવાની મારે માથે આવી પડેલી જોખમદારીમાંથી એ રીતે મને મુક્ત કરવાને સામો હું તમારો ઉપકાર માનતે, પણ જ્યારે તમો નામવરે મારી દયાનતપર સોખનજ નાંખ્યોછ ત્યારે તો તે પૈસા હ્યાં ને હ્યાં ચુકતા લઇ ઇસ્મીલ્ડાને મારે હસ્તકજ વ્હેંચતા કરવાનો મેં ઠરાવ કીધોછ.”

“અને તુંને એમ પુછું, છોકરી, કે નવાબ સાબેર-ઉદ-દઉલા સર્ફરાજની બેગમ બદ્દુલબાહારની સાથે એમ બહેસ કરતાં તને કોણે શીખવ્યું ?” જાણે એક ધનેતર સુલતાના પોતાનાં તખ્તપરથી કાંઇ ફુરમાન બાહાર પાડતી હોય તેવી ઢપ અને તેવી અદાથી, ચ્હેરાની પુર ગંભીરાઈ અને ઠઠેરાના ઠોબરા સાથે તે ઉભી થઇને બોલી.

“ત્યારે તો તેવાજ ઇનસાફથી હું તમો નામવરને હું એટલું નહી પુછી શકું કે ગુલઝાર કરીમ જેવી એક ગરીબ પણ પ્રમાણીક છોકરીને અપમાન આપવાનો તમને શો હક છે ?”

આ ભયભરેલો સવાલજ સાંભળી તેણીને જાણે એક સાપે ડંખી હોય તેમ બેગમ બદ્દુલબાહાર ચેંકી-તેણીના ગાલપરનો સ્તાશ ઉડી ગયો-તેણીનો ચ્હેરો ફીક્કોફચ મારી ગયો અને એક દીવાનીની માફક આંખ કાડી તે ગરીબ છોકરીને ટીકતી તે માતબર માલેતુજાર ઉભી. તેણીનો આખો દેખાવ, જાણે તેણીને કાને કાંઇ ભયંકર ખબર પડવાથી તે સ્તબ્ધ થઇ ગઇ હોય યાને કદી નહીં અનુ-

ભવેલું, કદી નહીં અટકળેલું એવું અપમાન થયાથી ગુસ્સાની મારી ત્યાં જડ થઇ ગઇ હોય, તેવો હતો. તે એક દેખીતો ફટકો હતો જે તેણીથી નહીં ખમી શકાય તેવો જનુન અને ઘાતકી થઇ પડયો હતો. તેણીનું મગજ ઘુમવા લાગ્યું, અને આખે અંગે તેણીને ધ્રુજારી થઇ આવી.

પણ જેટલો આ લાગણી વર્ણવતાં વખત લાગ્યો છે તેટલો વખત તે લાગણી કાંઇ ટકી રહી નહીં. પોતાનો જુસ્સો તેણીએ પાછો કાબુમાં લઇ લીધો અને જરાવારમાં તે પાછી જેવી હતી તેવી થઇ ગઇ; તો જો કે ગાલપરનો ઉડી ગયલો રતાશ એટલો જલ્દી પાછો આવી શકયો નહીં.

એક વાર તેણીનું ઝનુન સમી ગયું કે તે સામી ઉભેલી છોડી ગભરાય નહીં તેવી રીતે એક નરમ નજર તેણી તરફ નાંખતી તે બેઠી, જે દરમ્યાન તેણીએ ગુલઝારનો ચ્હેરો, તેનો બાંધો, તેનું કદ એ સર્વે આસાનીથી જોઇ લીધું. ત્યાર બાદ વળી પાછી પોતાની નજર ફેરવી નાંખી કાંઇ ઉંડા વિચારમાં તે પડી, અને પછી દાસી ગુલનાર,-જે આટલો વખત આ સઘળો દેખાવ ચુપકીદીથી નિહાળતી ઉભી હતી તેની તરફ ફરી તે બોલી—

"ગુલનાર, નવાબ સાહેબના મુનશી પાસે તું જા અને તેવણને કહે કે મારી પાસે આજને માટે કાંઇજ નાણું નથી અને મને પૈસાની જરૂર છે, માટે હાલ તુરત એક સાતસો રૂપીઆ મને જોઇએછ; કેમકે આ દરજણનું બીલ મારે આજનું આજ ચુકવી આપવુંજ જોઇએ. જા-જલદી આવ."

ગુલનાર ત્યાંથી ચાલી ગઇ અને ગુલઝાર બેગમ સાથે એકલી પડી.



# પ્રકરણ ૮ મું.

## કુદરતી બશારત.

તવંગર ગરીબમાં વ્હે ફેરફાર જુવો !
ફલક ને જમીનનો વ્હે મેહમાર જુવો !
સેતારા બતીનો વ્હે ચમકાર જુવો !
વળી ચલ્યાં ચીલની વ્હે ચકચાર જુવો !
રબે કોઇ ઇનસાંનને આપ્યું છ જીગરબી,
જીગરને જગે કોઇમાં મુકયાંછ પથ્થરબી.

"તું શું ઇસ્મીલડાને ત્યાં નોકરી છે?" બેગમે ગુલઝારને પુછયું.

"નહીંજી, મેં તેવણુની દુકાન તો આજ સહુવાર સુધી જોઈજ નહીં હતી. આ પોષાક મેંજ સીવીને તૈયાર કીધો ને બાનું ઇસ્મીલડાના કહેવાથી હું તે અહીં આપવા આવી."

"ત્યારે તો તું તારે ઘેરે કામ કરતી હશે?" બેગમ બોલી અને આ વખતે તેના બોલો ખરેખર દયા અને દીલસોજીની લાગણીથી લરજી રહ્યા હતા. ઉપલા સવાલનો જવાબ તેણીને 'હા'નો મળ્યાથી તેણીએ જરાક અચકાતાં અચકાતાં પુછયું—

"ત્યારે, તું તારાં માદર પીદર સાથે રેહેતી હશે?"

"અફસોસ! નહીં, યા ખુદા, મારી દયા ખાવા અને મારી તરફ બલી લાગણી દેખાડવા આજે તેઓ હૈયાતજ હતે તો જોઇતે શું?" અને એટલું બોલતાં તે બીચારીનો ડીઓ ભરાઇ આવ્યો અને તેણીની આંખમાંથી બેઅખત્યાર આંસુઓ નીકળી પડયાં.

"ગરીબ બીચારી!" એટલું બબડી બેગમે નજર ફેરવી નાંખી; કેમકે ગુલઝારની હકીકત સાંભળી તેનીબી છાતીમાં જાણે ભુક પકડી આવે તેમ થયું અને તેણીની આંખમાંબી આંસુનો પસરાટ ફુટી નીકળ્યો.

આ સવાલ જવાબ પછી લાંબો વખત ત્યાં ચુપકીદી પંથરાઇ.

"તારાં માદર પેદર ગુજરી જવાને ઘણો લાંબો વખત થયો ?" પાછી બેગમેજ વાત છેડી.

"મારા પેદરને તો મેં જોયાતાજ નહીં." ડચકાં ખાતાં ખાતાં ગુલઝાર બોલી, "પણ મારી માદર તો મારી નજર સામે ગુમ થઇ ગઇ"

"શું તેબી ગુજરી ગઇ ?" બેગમે પુછયું અને તેણીને જોનાર તે વખતે કોઇ ઓરડામાં હાજર હોતે તો તે જોઇ શકતે કે તરેહવાર લાગણીના તુફાની જોશને લીધે તે બેગમની છાતી ઉંચકાયા કરતી હતી.

"હા, મેહેરબાન બાનુ, તે ત્રણ વર્ષની વાતપર મ-ર-ગુજરી ગઇ. તે એકાએક વફાત પામી અને તેથી તે ફટકો મને વધારે કારી લાગ્યો. ધારા મુજબ મારી માને ગળે લાગી રાતે હું સુઇ ગઇ, અને સહવારે ઉઠીને જોઉંછ તો તે વ્હાલી માદર-"

અને ખરેખર ગુલઝારથી આ વાકય પુરો થયોજ નહીં; હ્યાં તે તદન લઠડી ગઇ અને ડુસકે ડુસકે રડવા પડી. બેગમથી તેણીનો આ ટવળાટ જોઇ શકાયો નહીં, જેથી તુરત તે ત્યાંથી ઉઠી પાસે કપડા બદલવાના ઓરડામાં ચાલી ગઇ અને તે ઓરડાનું બારણું બંધ કીધું. બેગમનાં એમ એકાએક અચાનક ચાલી જવાથી તે ગરીબ છોકરી રડતી એકદમ મુંગી રહી ગઇ અને ચીંતાતુર ચ્હેરે આસપાસ જોતી ઉભી રહી. એકગમથી પેલી દાસી ચાલી ગઇ હતી અને હવે બેગમ પોતે ઉઠી જવાથી પેલા આંકડાના પૈસા માટે તે શંકાશીળ બની રહી. જ્યારે હજી સુધી તે બેમાંનું કોઇજ નહીં હાજર થયું ત્યારે તે ચીંતાની જગ્યા હવે બીકે લીધી. એમ તેને એકલી મુકી જવામાં કાંઇ દગો તો નહીં હોય ? કાંઇ તેણીથી એવું તો નહીં થઇ ગયું હોય કે જેને માટે તેને કાંઇ સજા ખમવી પડે ? ત્યાં રડીને

ગોધચારૂં કરવા માટે તેણીને બેગમ સાહેબ ધક્કા મરાવી બાહાર કાઢી તો ન મુકાવે ? એવા એવા વિચારો તેણીનાં મગજમાં એકમેક સાથે અઠડાયા કીધા; અને આંસુના પાસ પડેલું મોંહું પોતાની ઓઢણીથી લુછી નાંખી તે ત્યાંથી નીકળી જવા કરતી હતી, તેટલાંજ, બીજા ઓરડાનું બારણું ઉઘડયું અને તેમાંથી બેગમ સાહેબ પોતે નીકળી આવી. તેને ત્યાંથી જવાને ઘણી તો ફક્ત પાંચજ મીનીટ થઇ હશે, પણ તે તે ઓરડામાં પોતાની ઉશ્કેરાઇ આવેલી લાગણીને સમાવવા તથા મનને પાછું સમાધાનીપરજ લાવવા ગઇ હતી અને અમો કહીએ છીયે કે તે તેમાં પુરતી ફતેહ પામી હતી. અલબત બાહારનો તેણીનો દેખાવ જોતાં તે પોતાની તે કોશેશમાં ખરેખર ફાવી હતી.

"હું દલગીર છું, છોકરી, કે તુંને ઘણો વખત થોભવું પડેછ, અને મેં કાંઇક ગુસ્સા સમેત બોલી તને નારાજ કીધી તેથી ઔર દલગીર છું. પણ હમણા મારી દાસી આવતી હશે અને તે આવશે કે તુરતજ—"

પણ તેટલાં તો તે ઓરડાનું બારણું ઉઘડયું અને ગુલનારને અદંર આવતી જોઇ બેગમ આગળ બોલતી અચકી પડી. તેણીએ મંગાવેલા પૈસા તે લાવી હતી જેમાંથી રૂપ્યા ૫૪૮–૮–૬ ગુલઝારને તેણીએ ગણી આપ્યા, જે લેતાં ઇસ્મીલ્ડા તરફથી તેણીનો ઉપકાર માની તેણીને નમન કરી ગુલઝાર ત્યાંથી ચાલતી થઇ, જે નમનનો માત્ર જરાસરખી ડોકી હીલવ્યા સીવાય બીજો કશો જવાબ બેગમે આપ્યો નહીં, અને તેથી ગુલઝાર જતાં જતાં વિચારવા લાગી કે થોડોક વખત અગાઉ બેગમ સાહેબે આટલી દયા અને દીલસોજી તેણી તરફ દેખાડી અને વળી હમણા એમ મીજાસી તોરમાં કેમ પાછી આવી ગઇ ?

# પ્રકરણ ૯ મું.

## એક દિલસોજ દોસ્ત.

'સાએરગંજના મોટા વિશાલ બાગના મોટા દરવાજામાંથી બાહાર આવી ગુલઝાર જરા થોભી અને તેમ કરતાં તેણીએ જોયું કે એક ઉંચો ખુબસુરત ઇસ્કી જવાન તેણીની તરફ ઘણુંજ ધ્યાનથી જોયા કરતો હતો. તેણી તરફની તેની નિગાહમાં તેણીએ જોયું કે ગેરસલુકાઇ યા અસભ્ય જેવું કાંઇજ હતું નહીં, બલ્કે તેની આંખમાં કાંઇક અંદાજના આંકોશ ભેગી માનની લાગણી પ્રગટી રહેલી તેણીએ જોઇ. તે દરવાજો છોડી તેણી રસ્તે પડી કે તેની અને તેણીની નજર એક થઇ ગઇ અને તુરતજ તેણીએ નીચું જોઇ દીધું–પણ વળી તેણીને એમબી લાગ્યું કે તે તેણીજ તરફ જોતો ઉભો હતો, એવો જે ખ્યાલ રહેલી હરોલમાં તેણીને આવી ગયો હતો તેમાં તેણી ભુલી હતી અને તે ભુલને મનમાં ખરી માની લઇ તેણીએ પાછું તેની તરફ જોયું તો વળી પાછી તેમની નજર એક થઇ ગઇ.

તુરતજ તેણીના રોખસારપર ગુલાબી રંગ છાંયી રહ્યો; કેમકે હવે તેણીની લગભગ ખાતરીજ થઇ કે તે ઇસ્કી જવાન તેણીનેજ ટીકતો ઉભો હતો. હવે તેણી જે રસ્તો લેતી હતી ત્યાંથી ફરી ગઇ અને ઉલ્ટેજ રસ્તે જરા કદમ ઉઠાવી ચાલતી થઇ, પણ તેમ કરતાં તો તે જવાન આંખના પલકારામાં તેણીની લગોલગ આવીને ઉભો રહ્યો.

"માફ કરજે, બાનું, હું હજારવાર તારી માફી ચાહું છ" તે બોલ્યો અને તેણી એવી ઠાકલુદીભરી અરજ ગુજારતો બોલ્યો કે તેથી તેણીને ઉપજેલી અજાયબીના એક આંચકા સમેત તેણીએ તેની તરફ જોયું તો તેણીને તે આંખોમાં એવું કશું અણઘટતું કે અવિચારી ન દેખાયું કે જેથી તેણીને તેનીથી બીહીવાનું કાંઇ કારણ

મળે. "માફ કરજે, બાનું, પણ તારી સાથે એક બે ઘડીની ગુફતેગુની તારી પાસે હું મેહેરબાની માંગુંછ. હું તને નારાજ કરવા ચાહતો નથી, તેમજ અપમાન કરવાની મારી જરાબી મકસદ નથી; અને તોપણ તારી ખાલેસ ખુબસુરતી અને તારી ઓસકભરી અદાથી હું એવો અંજાઇ—"

"સાહેબ, તમો અને હું એકમેકથી બેગાનાં છીયે–અને તેથી હું અરજ કરૂંછ–નહીં. ફરમાવુંછ કે તમે મને રોકશો નહીં."

"અલ્લાહ શાહેદ છે, તને મેં પુરતાં માન સાથે રોકીછ. અય પરીઝાદ નાજનીન, તું જેટલી ખુબસુરત તેટલીજ ખુબસીરત હશે, અને તેથી ઘાટકી ન બનતાં જરા મારૂં સાંભળ."

આટલુંજ સાંભળતાં ગુલઝારના ગાલપર ચઢી આવેલો રતાશ વધુ કીરમજી થયો અને તુરત ઉભી રહી જઇ કાંઇજ બોલ્યા વગર તેનીપર પોતાની નજર તેણીએ ફેંકી; જાણે પુર દમામથી તેને પુછતી હોય કે, "મેં એવું તે શું તમારૂં બગાડયુંછ કે એ રીતે મારૂં તમો અપમાન કરોછ?" એવો દેખાવ કરી ઘડીભર તેની સામે ટીકી તે પાછી પોતાને અસલ રસ્તેજ ચાલતી થઇ.

તેણી દજનેક કદમ આગળ નહીં ગઇ હશે કે વળી પાછો પેલો જવાન તેણીની બાજુએ અડોઅડ આવી તેણીની સાથે સાથે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેણે તેણીને સમજાવવા માંડ્યું કે તેણીને એવોજ કાંઇ ખ્યાલ હોય કે તે તેણીને અપમાનજ કરતો હતો તો તેવો ખ્યાલ તદન દુર કરવો ફકત તે તેની સાથે થોડીક મીનીટ વાત કરવા-નીજ ખાહેશ ધરાવતો હતો. તેની આ સમજાવટ તેણીને એટલી તો આતુર, એટલી તો ઓજરખાહીભરી લાગી, કે ગુલઝાર બીહીધી કે રખે તે બન્નેપર કોઇ જતાં આવતાંની કે આસેપાસે આવેલાં મકાનો-માંની બારીએ ડોકયાં કરી કોઇ ઉભેલાંની નજર પડે. હવે કરવું કેમ,

તના વિચારમાં તે ગભરાતી અને ગુંચવાતી હતી તેટલાં તેઓ વચ્ચે એક ત્રીજાની આવકારદાયક આમદે તેણીને તે ગુચવાડામાંથી છોડવી અને તે જવાને સભ્યતાથી કેમ વરતવુ તે વિશેની તેની શુદ્ધ તેણે ઠેકાણે આણી.

"રેહેમત–રેહેમું–તેં મને અજબ કીધો!" એક અઢાર વયનો આદમી જે તે વખતે આજે એક ગલીમાંથી નીકળી તે રસ્તે જતો હતો તે પેલા જવાનને જોઇ ઉભો રૂહી બોલ્યો "આવે ધોરે દીવસે અને વળી ઇજતવાળાંઓનાં મકાન આગળજ—એક બીચારી નબળી છોકરી જેનો ચ્હેરોજ તને કહી આપેછ કે તે આવાં અપમાન ખમવાને સરજેલીજ નથી, તેને તુ છેડેછ!"

"આહ, ચચાજાન અનવર!" તે ગૃહસ્થને જોઇ તે જવાન ચોંકીને ઉભો. એક પલવારમાં તેની પેલી ઉત્સાહ અને આતુરતા હવામાં ઉડી ગઇ અને તેની જગ્યા શરમ અને પસ્તાવાની લાગણીએ લીધી, "મેહેરબાન, પુછો એ છોકરીને મેં તેણીને કાંઇબી અપમાનભર્યો શબ્દો કહ્યા હોય તો. હું એવું કામ કદી–કદીબી ન કરૂં!"

"અને તોબી, રેહેમત" હ્યાં જરા નરમ પડી જઇ જેને તે જવાને અનવરનાં નામથી બોલાવ્યો હતો તેણે તકરાર લીધી, "એ જવાન અબળાને તેણીની મરજી વિરૂદ્ધ રોકવાનું કામ તારે વાજબી ગણવું જોઇયે તેનું એકબી કારણ નથી, જ્યારે તેણીને રોકવામાં તું ખરેખર ગેરવાજબી લેખાય તેને માટે એક હજાર કારણો છે–ચાલ, બાઇ, મારી પાંખડી પકડ અને હું તને આ ગીચ રસ્તામાંથી બાહાર મુકી જાઉં."

આ છેલ્લા શબ્દો તે ગૃહસ્થ ગુલઝાર તરફ જોઇને બોલ્યો અને બોલતાંજ તેણે પોતાનો હાથ લંબાવ્યો, જે તેણીએ લીધો અને પેલા જવાનની કશીબી 'નોટીસ' લીધા વગર તેણી જાણે કેવીક ખાનદાની છોકરી કે કોઇ નવાબની બેટી હોય તેવી રીતે તેણીની સાથે

માનભરી અદાથી તે ચાલતો થયો. એ બધો બનાવ એટલી ઝડપથી બની ગયો હતો કે ગુલઝાર, જે તે ગૃહસ્થનાં નામ સીવાય તેને વિશે કશું વધું જાણુતી ન હતી તેની સાથે ચાલતી થઈ તે અગાઉ, કાંઇ કશોબી વિચાર કરવાની તેણીને જોગવાઇ થઇજ ન હતી, પણુ ચાલતાં ચાલતાં બેચાર વખત એક ચલયાંના જેવી ડરપોક નજરે તેણીએ અનવરના ચહેરા તરફ જોયું, ત્યારે તેણીની ખાત્રી થઇ કે તેણીને હમદસ્ત થઇ ચાલનાર કોઇ આબરૂદાર આગેવાન મંડળમાં ફરનારો લાયક ગૃહસ્થ હોવોજ જોઇયે અને ત્યારેજ તેણીને જોઇતી ધીરજ અને હીંમત આવી. તેણીને લાગ્યું કે તેનો ચ્હેરો દયાળુ અને સખી તબેહુનો હતો અને તેનો ચાલવાનો તોર અને દેખાવ એવો હતો કે જાણે તે છુપા વેશમાં કોઇ બખ્તે બુલંદ તાજવરજ હોય !

રફ્તે રફ્તે તેણીનાં મગજમાં એવા એક વિચારનું કીરણુ પ્રકાશતું થયું કે તે ભલા ગૃહસ્થે આપેલો હાથ પકડી તે ચાલતી હતી ખરી, પણુ, તેના જેવી એક ચીઠડેહાલ કમીની, તે જેવા એક ધનવંતર, મારતેમીયાં સાથે ચાલતી હતી તેથી તેને કાંઇ નબોજું તો લાગતું ન હોય ? તે પોતેબી તેમ કદાચ સમજતો હોય પણુ એક વેળા મદદનો હાથ લંબાવી તે પાછો ખેંચી લેતાં કદાચ તે ઓસ્કાતો હોય તો ? એકવાર એ વિચાર તેણીનાં મગજમાં જડ ઘાલતાં તેને હવે તેની એ ફરજમાંથી પોતેજ મુક્ત કરવાનો તેણીએ વિચાર કીધો; અને તેથી થોડુંક ચાલી તેણી તેની તરફ જોઇ કાંઇ ઉપકારના શબ્દો ભાગાતુંટા બોલી. તેને તેણીએ જણાવવા માંગ્યું કે, હવે તે એકલી આસાનીથી ચાલી જશે, પણુ તેણીના એ બોલોને તેણે કાંઇ બીજી તીજી વાત કરીને ઉડાવી નાંખ્યા અને નફામાં તેણે તેની પાંખડી ઉલટી ચપ્પત પકડી, પણુ, જયારે તેણીએ એકનું

એક પીંજણુ થોડે થોડે વારે ચાલુ રાખ્યું ત્યારે અનવર તેણી તરફ ફરી હસીને બોલ્યો, "જો મારી સાથે ચાલતાં તને શરમ ન લાગતી હોય તો તારી સાથે મને ચાલતાં જરાબી ઓસક નથી આવતી, પણુ બેટી તું જાયછ કયાં ?"

"સીમ્પીઆલીમાં ઇસ્મીલડા સીમપીને ત્યાં."

"હા ! પેલી માલેતુજાર દરજણુ !" અને પછી થોડેવારે તેણે તેણીને પૂછયું કે, "પેલા જવાનને તેં કોઇ દહાડે જોયો'તો કે ? પેલો જે તને હમણાં રોકવા માંગતો હતો તેને ?"

"નહીંજી, મેં તેને આજેજ જોયો."

"અને તે કોણુ છે તેનીબી તને ખબર ન હશે ?"

"નહીં, સાહેબ, મને જરા બી ખબર નથી."

"પણ, વારૂં ધાર કે હું હમણાં તમો બેઉ વચ્ચે આવી નહીં લાગ્યો હતે તો તું જરા તેની તરફ મેહેરબાનીની ભરી નજર કરતે ખરી કે ?" અને આ સવાલ પૂછી તેણે આપણી ગુલઝાર તરફ ટીકયાજ કીધું. "બોલ જોઉં સાચુંજ બોલજે, અને તારા સાચા એકરારથી મારી નજરમાં તું વધતીજ ચઢશે."

"ઓ સાહેબ, તમે જો આટલે સુધી મારી સાથે મમતાથી વરત્યા ન હતે તો હું તમારે માટેબી એમજ ધારતે કે તમો પણુ મને અપમાનજ કરવા સાથે ચાલોછ. અરે ! સાહેબ, એ શું એક સેતમ નથી કે એક ગરીબ છોકરી ગમે તેવી મનની પાક અને દીલની સાફ હોય તો તેણીને તેવી તો કોઇજ માને નહીં ?" અને હ્યાં તે ગરીબ છોડી રડી પડી.

"ના રડ, ના રડ, મારી બેટી, ના રડ." અનવર ઝડપથી બોલી ઉઠયો, "છટ, છટ મેં કાંઇ તને રંજીદા કરવા એ સવાલ નહીં પૂછયો હતો–અને, અલ્લાહ ! આ જોની તને રડતી જોઇને મારીબી

આંખમાં પાણી ભરાઈ આયાં." અને હ્યાં તેણે પોતાનો ચહેરો એક રેશમી રૂમાલથી લુછયો, "વારૂં ચાલ, તું અમસ્થા તારા હોઠ ફફડાવી ના કેહેતે તેનાં કરતાં તારૂં આવું લાગણી સાથનું ના કહેવું મને વધારે ગમ્યું. વારૂં, તારૂં નામ શું ?"

"ગુલઝાર, સાહેબ."

"વાહ! કેવું મીઠું નામ, કેવું મોહક અને મધુર નામ!" અનવર બોલ્યો, "અને મારા આ હરખના ઉભરાને માટે તું કાંઇ માઠું ના લેતી હં કે, કેમકે હું તો તારા પેદર જેવો લાગું." અને પછી જરા ગંભીર થઇ જઇ તે બોલ્યો, "જો છોકરી, જે સાચાં દિલનાં સાચાંજ ઇમાનની જોત હાલ તારાં જીગરમાં સળગીછ, તેજ જોતને સદા રોશન રાખી તેની રોશનીથી આ દુનીઆનો શીહા રસ્તો તું કાપતી રેહેજે. તું જવાન છે, બેહદ ખુબસુરત છે અને ગુજરાનને માટે તારી મહેનત અને તારી રગડ પરજ તને આધાર રાખવો પડતો હશે, માટે ગમે તેવી મોટી લાલચોથી દૂર રહી, નેકીની રાહ ધરી બદીના કાંટાથી પરે રહેજે, કેમકે દર્યાબાદ શેહેર મોટું છે, તે મોટાંઓથી વસાયલું છે, તેમાં બુરી વાસનાના ઘણાક અને ભલી આસનાના થોડાજ હશે. હું તારો પોતાનો પેદર હોવું તેમ આજે બોલુંછ, માટે મારી આ શીખામણપર ખુબ ખ્યાલ પોહોંચાડજે અને તું ગમે તેવી ગરીબીમાં ગોટાં ખાતી હશે તે છતાં તું સચ્ચાઇની રાહપર મક્કમ મુસ્તકીમ જો રહી તો તારી નેક ચાલચલણુ અને પાક મતલબને માટે તને લોક વખાણશે અને તને માન આપશે. ચાલ, હવે સલામ અલેકુમ ગુલઝાર, તને હું ભુલીશ નહીં અને તારીપરથી મારી નજર વટીક હું ખીસાડીશ નહીં."

આટલું બોલી ગુલઝારનો હાથ છોડી તુરત તે ભલો ગૃહસ્થ ચાલતો થયો. તે ઘણી ઝડપથી ધસ્યો ગયો અને તે આખો રસ્તો

પસાર કીધા સુધીમાં તેણુ એકબી વખત પાછળ ફરીને જોયું નહીં. તે ગયો કે ગુલઝાર આગળ કદમ ન ભરતાં તેની તરફ જોતીજ ઉભી અને જ્યારે તેનો જતો આકાર એક ગલીની વલાણુમાં ઘુસી તદન ગુમ થઇ ગયો ત્યારે તેણીએ એક સરદ હાય ખેંચી, કેમકે તેણીને લાગ્યું કે તે ભલા આદમીનાં જવા સાથે તેણીનો એક રેહેમદીલ દીલસોજ દોસ્ત જતો રહ્યો હતો, એક ભલી મતીનો રાહબર ફીરેસ્તોજ ગોયા ગયબ થઈ ગયો હતો.

ભારી દીલે, અને વિચારવંત મગજે તેણીએ આગળ ચાલવા માંડયું અને ગ્રીરુપીઆલી આવતાં તે તેમાં દાખલ થઇ. ત્યાં વડી દરજણને મળી પેલા આંકડાના રૂપ્યા તેણીને ગણી આપ્યા, જે લઇ તે ઘાઘરા બેગમે તે બીચારીને ઉપકારનો એક શબ્દ વટીક કહ્યો નહીં. ત્યાંથી નીકળી તેણીએ પાધરો ફાટકપુરાનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

### હાદેશો અને હાડમારી.

ખુદા ન કરે કોઇનો અવતાર બુરો,
હયાતી બુરી જેનો અવતાર બુરો;
જેનું હોય કીસમત ફુટેલું ને બુરું,
ભલે થાય પેટથી નીકળતાં તે પુરું.

પોતાને મકાને પાછી ફરતાં પોતાની ઓરડીમાં ગુલઝાર દાખલ થઇ અને પોતાની ઓઢણી એક ખીલાપર ઓળવી તપી આવેલાં મોઢાં અને મગજપર ઠંડાં પાણીનો છંટકાવ કરી તુરત તે માનણીના ઓરડામાં જવા નીચે ઉતરી, પણ માનબાની આગળ હકીમ આવી બેઠેલો હોવાથી, તેણી અંદર જઇ શકી નહીં અને પાછી ઉપર ન

જતાં તે નીચે રાંધણીમાં ઉતરી. રાંધણીમાં ફાતમા, માનબી માટે કાંજી કરવામાં રોકાઇ હતી જેને તે કામમાં નુરબી ઘરવાળી મદદ કરતી તેણીની પાસે ઉભી હતી.

"સારૂં થયું નુરબી મા, તમેબી હ્યાં મળી ગયાં. આ લેવો તમારાં ભાડાંનો હફતો." એમ કહી ગુલઝારે તેણીના હાથમાં આઠ આના મૂકયા.

"લાવ મારી દીકરી" એમ બોલી નુરબીએ તે લીધા અને ચડપ દેતા તે ગજવામાં સેરવી દીધા. "ભાડું આપવાનો દીન તો કાલનો વીટી ગયો તેનું તો તુંને ધ્યાન હશે. વારૂ ચાલ કાંઇ નહીં, મને બધુંજ સરખું, તોબી બેટી બજાર બજારને દીને બરાબર આપતી રહે તો મનેબી સગવડ થાય."

"હાજી, ખુશીથી. મારી પાસે જેમ પૈસા આવતા જશે તેમ હું બજારની રાહ જોયા વગર તમને આપતી જવસ અને મને બીજું સીવવા સાંધવાનું કામ કયાંથી મળી શકશે તે કાંઇ કહેશો ?"

"નહીં બેટી, મને તે શું ખબર? પણ ખરેખર તારી પાસે હવે કાંઇજ કામ નથી?" આવતા હફતાનું ભાડું કેમ છુટશે તેના ગભરાટમાં નુરબીએ પૂછયું.

"હા, હાલ તુરત તો નથી."

"માનબી કાંઇ તારે માટે નહીં કરી શકે?" નુરબીએ પૂછયું.

"એવણુજ બીચારાં બીમાર છે અને વળી વાત એવી બનીછ કે મને તેવણ તરફથીજ–"

"તે વળી શું વાત?"

"વાત એ કે જેવણ તરફથી માનબીને કામ મળતું હતું તેવણ કામસર બહારગામ જાયછ."

"આહ! ત્યારે તો વળી મામલો ખરાબજ કહેવાય તો!" નુરબી પોતાનાં ભાડાંની કાળજી કરી બોલી, "પણ તું માનબીને પાછી મળ તો ખરી. જો તેવણ શું કહેછ તે અને નહીં તો આપરી ઝોહોરાને મળ, તે તો એટલું કામ મેળવી શકેછ કે તેનાથી એકલું પુરૂં બી નથી પડાતું. હું ધારૂં છ, તારે વાસ્તે તે બીચારી કાંઇ કરશે."

"નુરબી મા" હ્યાં પેલી ફાતમા જે આટલો વખત તેમની વાતચીત ગુપચુપ સાંભળતી હતી તે ઝડપથી વચ્ચે બોલી ઉઠી, "નુરબી મા, ઝોહોરા કરતાં કોઇ બીજીની આગળ તમે ગુલઝારની ભલામણ નહીં કરી શકો? ઝોહોરાનાં ઘણુંક—"

"ચપ, ફાતમા, વચે તને કોણ પટપટ કરવા કહેછ?" બીચારી ફાતમા પોતાનો વાકય પૂરો કરે તેટલાં તેને ધમકાવી આગળ બોલતાં નુરબીએ અટકાવીજ દીધી. પછી તે ગુલઝાર તરફ ફરી બોલી, "ઝોહોરાબી ઘણી ભલી છોકરી છે, જો કે જરા અવિચારી ને રંગીલી છે, તોબી તે પોતે ફાજલ પાડી શકે તેવું કામ તેની પાસે માંગવાની અરજ કરવામાં નુકસાન શું છે?"

"વારૂંજી, હું જઇ જોવસજી." કરી ગુલઝાર ત્યાંથી ચાલી ગઇ. તેણે માનબીના ઓરડા આગળ જઇ તેનું બારણું આસ્તેથી ઠોકયું અને અંદર આવવાનો હુકમ થતાંજ તે તે બારણું ઉંઘાડી માનબી સનમુખ આવી ઉભી.

"હું સમન્દર જાનને ત્યાં ગઇતીજી, અને તેવણે કહેવડાવ્યું છ કે તેવણ થોડોક વખત બહારગામ સીધારનાર છેજી" ગુલઝાર બોલી.

"તેવણ બહારગામ જાયછ!" અને આ બોલતાં માનબીનો ચ્હેરો એવો કુમળાયો કે સમન્દર બહારગામ જતી હતી તે ખબર તેણીને ચોંકાવનારી થઇ પડી હોય એમ જણાયું, "પણ તેવણે કાંઇ મારે માટે ચીઠી-કાંઇ કાગળ-કાંઇ—"

"કાંઇજ નહીંજી, સિવાય કે આ પૈસા, તમારી તરફથી તેવણે એક આંકડો તૈયાર કરવા મને કહ્યું, જે મેં કરતાં તે પર મારી સહી લેઇ તેવણે આ સાડાદશ રૂપ્યા મને ગણી આપ્યા. આય લેવોજી" કહી તેણીએ તે પૈસા માનળીના પલંગ નજદીકની મેજપર મેલ્યા.

તે પૈસા જોઈ તેણી ખુશી તો થઇ પણ તેણીના ધંધાનો ભરમ એ રીતે ઉંઘાડો થઈ ગયો તેથી મનમાં ઘણીજ કચવાઇ; પણ તેવો કશો કચવાટ ગુલઝારની નજરે ન પડે તેથી જેમ તેમ મોંહ ઠાવકું રાખી તેણીએ પૂછયું--

"વારૂં, તને આટલી વાર કેમ લાગી?"

અને આ સવાલના જવાબમાં ગુલઝાર સમનદર જાનને ત્યાંથી નીકળી કયાં કયાં ગઈ હતી તે તેણીએ તેને જણાવ્યું. પણ, પેલા જવાન યા અનવરને લગતી કશી પણ વાત તેણીએ કાઢી નહીં, કેમકે તેણી સમજી કે માનળીને એ વાત સાથે શું મતલબ? "ઠીક, છોકરી. કામ મેળવવા જેટલી હજી હું સાજી થઇ નથી, અને કામ મારા માંગવા જવા વગર કાંઇ મારી આગળ ચાલ્યું આવવાનું નથી, વાસ્તે થોડાક દહાડામાં—"

"માનળી મા, તમે જયાં કહો અને બતાવો ત્યાં હું તમારી તરફથી કામ માંગવા જાઉં?" ગુલઝારે પુછયું.

"શુંઉંઉંઉં? તુંબી વળી મીંઢી મસકલી થઇને મારા ધંધાનો ભરમ શોધી કાઢવા માંગેછ કે? તુંબી મારાજ ઉંબરપર ઉભી રહી મારૂંજ ઘર ખણવા ચાહેછ કે? તું મારૂંજ સત્યાનાશ વાળવા—"

આ તાણાજાની ભર્યા તરારાથી તે બીચારીથી રડી પડાયું અને ડચકાં ખાતાં તેણી બોલી—

"અરે! મા, હું શું જાણું કે મારાં એમ બોલવાથી તમો ચીરડાશો. મુઇરે હું બોલતી, પણ મારાં મનમાં એવો પલીહ વિચાર હતોજ નહીં અને છેબી નહીં."

"વારૂં, ચાલ રડ ના, મુંગી રહે, હું કાંઇ તારી સાથે ચીરડાતી નથી. મારી આ બીમારીને લીધે મારો મીજાસ જરા બગડી ગયોછ; ચાલ, કાંઇ નહીં, મને જરા ટટાર થવા દે અને પછી જોઇ લેઇશું. હાલ તુરત તો મારી પાસે તને આપવા લાયક કાંઇ નથી, અને તને કામ લેવા કયાં મોકલું તેબી હાલ કાંઇ કહી શકતી નથી. વળી કાંઇ કામ પડશે ત્યારે તને હું બોલાવવા મોકલસ." એમ બોલી તેણીએ ફેર વાળી અને ગુલઝારે ત્યાંથી ચાલતી પકડી. તે બીચારી ગમની મારી પોતાની ઓરડીમાં જવા દાદરપર ચઢી, પણ, તેટલાં નુરબી ઘરવાળીની સલાહ તેણીને યાદ આવી કે તુરત તે પર અમલ કરી ઝોહોરાનું બંધ બારણું તેણીએ ઠોકયું અને જરા વારમાં તે બારણું ઉઘાડી ઝોહોરા પોતેજ ઉંબરપર આવી ઉભી.

"ઓહો! ગુલઝાર તમે છેવો કે? ત્હારે આખરે તમે ઓળખાણ પાડવાનો વિચાર કીધો ખરો, કેમકે આજે મહીનો દોઢ મહીનો થયો તમો હ્યાં આવી રહ્યાંછ, પણ કેઠેબી મળતાં તમે મને બોલાવવાના અખાડાજ કરતાં. પણ કાંઇ નહીં, અંદર આવો આપણે બે વાત કર્યે."

"નહીં, ઝોહોરા બેહેન," ઝોહોરાનાં ઇજનને માન આપી તેણીના ઓરડામાં દાખલ થતાં ગુલઝાર બોલી, "નહીં, ઝોહોરા બેહેન, તેવું કાંઇજ નહીં, પણ કોઇને અમથું મારા પટપટારાથી કંટાળો આપવા જતાં મને કુદરતી ઓસક લાગેછ. વરી બચપણથીજ હું એવી એકલી અટુલી પડીછ કે, ખરેખર કોઇ મારી દોસ્તી કબુલ રાખશે કે નહીં, તે વિશેબી મારાં મનમાં શંકા ઉભી થઇ મને—'

"લે બાલ, એવા ગમગીન ખ્યાલો છોડી દે અને હાં આ બારી આગળ ખુરસી તાણીને બેસ, કે જે જરા અરધો કલાક વાતચીતમાં ગીયો તે ખરો."

## પ્રકરણ ૧૧ મું.

### ઝોહોરા.

ગમે તેવો બાગ હોય ફુલોથી ભરેલો,
સર્પ તેમાં પેઠો તો સમજો મરેલો:
ગમે તેવી મ્હેરીલમાં હસ્તી હોય વસ્તી,
હોયું એક બુરૂં તો ખરી તેની પસ્તી;
સમાલજે વ્હે મીઠી જબાંની લબ ઝેરી,
ઉડી થુંક તો લોહીમાં અસર કરશે ઝેરી.

ગુલઝાર એક ખુરસી તાણી તે પર બેઠી અને તે ઓરડામાં ગોઠવેલો સરસામાન તરસી નજરથી જોવા લાગી. એક સુંદર લાકડાંનો પલંગ, તેપર બીછાવેલો તેવોજ સરસ ચારસો, માથાં ગમ ગોઠવેલા બે હબરકીંગ જેવા જાડા તકયા, પગ આગળ ઘડી વાળી મૂકેલો કાળો રગ, અરધીક ડજન કુરસી, કાચનાં બારણાં સાથની એક કબાટ, એક મારબલ ટૉપની ગોળ ટેબલ, તેની ઉપર ટાંગેલું લુલક સાથનાં ટૉપનું ફ્રકડ લાંપ, વળી બાજુમાં ગ્યાસ ટમ્બલર અને પ્યાલાં રકાબી સાથની એક લંબચોરસ સાયગની ટેબલ એ તે ઓરડાનું મુખ્ય રાચરચીલું હતું. અલબત વળી બીજું જરૂરજોગું કાંઇ નાનું નાનું હતું તે જુદું. એ સઘળું જોઇ પોતાની ઓરડીમાંનાં ફરનીચરની યાદ આવતાં ગુલઝારની છાટીમાંથી હાયનો એક સોસારો નીકળ્યા વિના રહ્યા નહીં. હવે એક બે બોલ ઝોહોરાને પોતાને માટે લખી આપણે રીતસર આગળ વધીશું.

તે બાવીસ-ત્રેવીસ વર્ષની એક ઉંચી ખુબસુરત અને દેખામણી અબળા હતી. તેની મોટી કાળી આંખો આતશના અંગાર પેઠે ચમકી રહી હતી. તે આંખોપરનાં ભવાંબી તેટલાંજ કાળાં અને ભરેલાં હતાં, જેથી તેનો ચ્હેરો રોબવંત અને દમામદાર દેખાતો હતો. તેનાં દાંત દાડમની નાજુક કળી જેવા નહીં પણ હાથીદાંત જેવા સફેદ મજબુત અને હારેકટાર એકસરખા ગોઠવાયલા હતા. તેનો ઘટમ સુંદર અને સોહામણો હતો અને તેના ગાલપરનો રતાસ તેનાં તનની તંદરોસ્તીની મજબૂત ગવાહી આપતો હતો. વળી અજબ જેવું તો એ હતું કે તેના એકસરખા મજબૂત બાંધાપર જે જાતની તે જીંદગી ગુજારતી હતી તેનીથી હજી કાંઇ માઠી અસર થઇ ન હતી. તેનાં માથાંના વાળ કાળા ચળકતા અને મોટા જથામાં હતા, જે હાલ છુટ્ટાજ હોવાથી છેક તેની કમરવેર ઉતરી પડયા હતા.

તેણીએ પેહેરેલો પોશાક સાફ સફાઇદાર હતો અને પોતે જરા ઇત્તર અને તચાક હોવાથી પોતાની ખુબસુરતીને વધુ દીપાવવા જયાર ત્યાર પોષાકની બાબદમાં તે ખાસ કરી શોભણુશાભણુની બનવાની ઘણીજ કાળજી કરતી હતી. તે ભલા ખવાસની અને મોટાં દીલની તો બેશક હતી, મગર જે નાળાંમાં તેની જીંદગીનો રોહ વહેતો હતો તેથી કરી તે હઇયાંની કઠણુ અને દિલની સુહુની મારી ગઇ હતી. નેક આચારવિચાર અને નીતિના સબક શું તે તે જાણતી ન હતી, તે બન્ને સદ્દગુણોની કોતાહી પોતામાં હોવાને લીધે પોતાની જાતીમાંની કોઇનામાં પણ તે હોવાજ નહીં જોઇએ એમ તે ખાત્રીથી માનતી હતી, અને જેઓ પોતાની રીતભાત અને અદબ અદાથી એવું દેખાડવા માંગે કે તેઓ તેના વર્ગની નથી તો તેઓની તે વાત હસી કાઢી તેમને તે ધિકારતાં શીખતી, અને તેણીના કપાળપરથી ગબડી પડેલું પાકીજગીનું ઉમદા ગૌહર જો કોઇ ધરાવતું તેને માલમ પડયું તો તેની

પુઠે તેણી જમ થઇ લાગતી. એવી તે ઝોહોરા ગુલઝારની એક ઘેરમાં વસ્તી ભાડુતણી હતી, અને એ રીતે તેણીને વાંચનાર સનમુખ ખરા આકારમાં રજુ કીધા પછી અમારી વારતાનો તોડેલો તાર પાછો પકડી અમે આગળ વધીશું.

"ગુલઝાર, આજનું તારૂં મારાં મકાનમાં આવવું હું ઘણું મુબારક ગણુંછ. કેમકે ખરૂં માનજે કે મને દરેક વાતનું સુખ અને દરેક વાતની સગવડ છતાં, કોઇ સહી મીતી વગર મારો જીવ એકલો એકલો ઘણો મુંઝાતો હતો, અને તેથી તારી સાથે પીછાણુ પાડવાને હું ઘણી આતુર હતી, પણ—"

"આહ ! એક ખયરખ્વાહ દોસ્ત કે એક ભલી મતીની સહીની જરૂર હું ચાહુંછ કે તને મારા જેટલી નહીં પડી હશે અને હજીબી નહીંજ નડે ! હું એકલીઅટુલ્લી ગરીબીમાં—"

"તું ગરીબ છે, ઘણી ગરીબ છે તેની તો મને ખબર છે, પણ હું તો તને મગરૂર ધારતી હતી, એટલે તારી સાથે પીછાણુ પાડવાની મારી ગમે તેટલી આતુરતા છતાં ચાલી ચલાવીને તને બોલાવવા આવવાનું મારૂં મન થયું નહીં. તું કેટલી હેજગારીથી તારા દીન કાઢેછ તે મને માનબીની ફાતમાએ બધું કહ્યું હતું; અને તે હેજગારીના બદલામાં તને કેટલું કંગાળ મળેછ તે મને સમજાવવાની કોઇની જરૂરજ નથી, કેમકે, જે આજે તારીપર વીંટેછ તે મારીપર વીંટી ચુકયુંછ, અને એ બાબદમાં મારો અનુભવ કોઇને મળેલા તેવા અનુભવ કરતાં ઘણોજ વધારે કડવો છે."

"મારી હાલત કેમ સુધારૂં તે કોઇ મને શીખવે તો કેવું સારૂં ? હું થોડું ઘણું શીખેલી છું. સીવી ભરી જાણુંછ, રાંધી સીંધી જાણુંછ ને તેથી—"

"ને તેથી તું એમ કેહેવા માંગેછ કે કેઠે દાયા યા દાસી તરીકે તું રહે તો તારી હાલત સુધરે? નહીં, નહીં, એવો તો વિચાર કરતીજ ના. દાયા અને દાસીની નોકરી એક ગુલામની ગુલામગીરી કરતાં નબેહેતર છે. હજી, મારૂં માને તો તારા સુઇ ઢાગાનેજ તું વળગી રહેજે, કેમકે,—"

"પણ તેવું કામ મેળવવું મારે માટે ઘણુંજ મુશ્કેલ પડેછ અને જો મળેછ તો તેની મજુરી એટલી થોડી કે—"

"તેમાંથી તારૂં ભારૂં તોરૂં અને ખાધા પીધાનું માહા મુશ્કેલીએ નીકળી શકેછ, એમ તું કેહેવા માંગેછ? બરાબર છે. હાલ જે બાબદ તારાં મગજમાં રહીછ તેની મને ખબર છે, તુંબી માનબી મારફતે કામ કરેછની? હુંબી એક વખત તેનેજ આશરે હતી અને તારીજ માફક હું ભુખે મરતી'તી."

"પણ આજે તો બેહેન, તારી હાલત દેખઇતી ઘણી સારી છે, અને મને નુરબીએ કહ્યું કે તું પોતે પુરૂં ન કરી શકે તેટલું કામ તને મળેછ, અને તેમ જો હોય તો મેહેરબાની કરી—"

"હા, તેમ તારી મરજી હોય તો તેમાં હું તને મદદ કરસ, કેમકે સીમ્પીઆલીમાં એક મોટાં ખાતાંની વડી દરજણ સીધું મનેજ કામ સોંપેછ, પણ તે બધું છુપી રીતે, કેમકે, તે ખાતાંની વડીને તે વાત માલમ પડે તો તે બીચારીને નોકરીએથી કાઢીજ મુકે, કાંય જે આપરા જેવી ગરીબ છોકરીઓને સીધું કામ આપવાનો એવાં ખાતાંઓનો ધારોજ નથી. આપણુ જેવીઓને તેઓને શોધવા જવાની પુરસદજ કયાંથી હોય? અને વળી તેઓ એવી મોટાઇમાં અને મગરૂરીમાં મરી રહેલીઓ કે આપણી સાથે ફોડફોડ કરવાની તેઓ ઘડીભરબી દરકાર કરે નહીં. આ મારી ઓળખીતી મારફતે મને કામ મળેછ તેમાં હું તારો ફાળો આસાનીથી પાડી શકસ."

"તેમ જો કરશો તો તમારી મોટી મેહેરબાની થશે, અને તમારૂં હેસાન હું જીવસ જાગસ ત્યાં સુધી વીસરનાર નથી." અને આટલું બોલતાં ગુલઝારની આંખોમાં પાણી આવી ગયાં.

"નહીં, એમાં મેહેરબાની શાની ને હેશાન કેવું? મને કામનો કંટાળો છે, મને હવે કામ જોઇતું નથી પણ પેલી મારી સહીને હું એવું દેખાડવા માંગતી નથી કે હાલ મારીથી તેની તેવી કશી મદદ વિના ચલાવી શકાય તેમ છે."

"હા, પણ, તુંને તેવાં કશાં કામથી મોહોતાજ નહીં રાખનારાં બીજાં સાધણો હશે; તારી કદરનાં ખાનારાં દીલસોજ હશે એટલે—"

"હા, તે ખરૂં. કોઇ કોઇ તો મારી ઉપર જીવ આપેછ." ઝોહોરાએ હસીને જવાબ દીધો, અને તે જવાબના ટેકામાં પોતે ઉઠી અને પેલી આરસીવાળી કબાટ ખોલી નાંખી કે ગુલઝારની આંખ્યો સામે તરેહવાર સુંદર શોભાયમાન કપડાંનો એક દરીયાવ રજુ થયો; "જો મારી જ્યારે મરજી પડે ત્યારે આ શહેરની ફાંકડીમાં ફાંકડી બાનુના જેવી હું ઇસ્કી બની શકું તેમ છે કેની? જો આ રેશમી જભ્ભો. એ ગયા પીરને દાહાડેજ મને ભેટ મળ્યો. આ ઓઢણી જો, આ બલુન રેકી પાયજામા જો, અને હજી એથી વધુ કપડાં તો આ પલંગ નીચેની તીનની પેટીમાં છે. એ પેટીમાં સુંદર પંખા, રેશમી રૂમાલો, મોજાં, વારનીસનાં બુટોના એક બે દાબડા અને એવું એવું બીજું ઘણું છે. કેમ હવે, મારા દોસ્તો કેવાક હશે તેનો તને ખ્યાલ આવ્યો? આ બધું તેઓએજ આપેલું, અને તું ચાહે તો તું બી મારી માફક આપઅખત્યાર અને આસુદી રહી શકે."

અત્યાર સુધી તો નહીં પણ હવે ગુલઝારના કાનમાં દુરથી વાગતા ઘાંટના નાજુક ઝણઝણાટની માફક કાંઇ વ્હેમ આવીને અઠડયો, અને ત્યારેજ પેલી માનબીની દાસી ફાતમાના ભેદી ઇસારાની

તેણીને કાંઇક સમજ પડવા લાગી, પણ, તોબી તે વ્હેમને અને તેને લગતી સમજણને શું આકારમાં લેવી, તે શું રૂપમાં કબુલવી તેની પુરેપુરી સમજ તે ભોલી અને પાક હૈયાંની નિરદોષ બાળાને હજી નહીં આવી, અને અજાયબીમાં પોતાની આંખો તે સામે ઉભેલી ઝોહોરા ગમ ટાંકી તેને જોતી બેસીજ રહી.

"આહ, કેવી નિરદોષ!" ઝોહોરાએ મનમાં વમાસ્યું અને જરા ધિક્કારથી હસી, પણ પાછી પોતાના ભલા ખવાસને આધીન થઇ જઇ તે બોલી, "પ્યારી ગુલઝાર, ચાલ એ વાત હાલ તુરત પડતી નાંખ, પછી તને હું લંબાણથી એ વિશે સમજ પાડસ અને હમણા જયારે તારા હાથમાં ટાંકો ભરવાનું કાંઇજ નથી તો હું હવે પેલી મારી સહી આગળ જાઉંછ ને તારે માટે કાંઇ કામ લાવવાની હું તજવીજ કરૂંછ."

તેણી તરફનો આવો સધ્યારો સાંભળી તેણીનો ઉપકાર માની ગુલઝાર ત્યાંથી ઉઠી અને ભારી દીલે ઉપર ચઢી પોતાની ઓરડીમાં જઇને પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

### સાબેરગંજમાં જલસો.

રાતે કલાક આંઠ અને નવની વચમાં એક ભપકાદાર મજલીસ સાબેરગંજમાં એકઠી થવા લાગી. એક પછી એક ફાંકડી ગાડીઓ તે મેહેલના મોટા દરવાજા આગળ ધસી આવી, સુંદરતાની ટોંચે પુગેલા સોહામણા સાજમાં સજ થયલા સજ્જનોને ઉતારી, તારા જેવી રોશનીનો ચળકાટ મારતાં ફાનુસો સાથે ત્યાંથી પાછી નીકળી ચાલી સામેનાં અંધારાંમાં બેમાલુમ થઇ જતી હતી નવાબ સાબેર-

ઉદ–દઉલા સરફ્રરાજના મેહેલનો 'હૉલ' રોશનીની રેલમાં તરતો થઇ રહ્યો હતો; અને ત્યાં રંગબેરંગી પોષાકમાં સજ થઇ આમ તેમ દોડતા અસંખ્ય નોકરો કોઇ ગરમ દેશનાં તેજસ્વી તડકામાં ઉડતાં રંગ-બેરંગી પતંગ્યાં અને પંખેરાં જેવા લાગતા હતા. મોટા ગંજાવર થાંબલાને આધારે પોતાના માલેકની બુલંદી પોકારતો ઉભેલો તે હૉલ, તેમાં ગોઠવી મૂકેલાં પુતળાં, આરસીના તખ્તા, ફુલોનાં શોભીતાં કુંડાં અને બીજી વસ્તુઓથી એક પરસ્તાનમાં ફેરવાઇ ગયો હતો, જેમાં તે મેહેમાનો દાખલ થઇ એકમેક સાથે ભેળાઇ જતા હતા. મખમલી જભ્ભાઓમાં મધેલી બેગમો, અને સાટીન અને સીલ્કમાં સજાયલી બેગમજાદિઓ, ફાંકડા નવાબો અને સોહામણા નવાબજાદા-ઓની ત્યાં રેલની રેલ જરા વારમાં ચાલુ થઇ રહી, જેઓ સઘળાઓ ત્યાંના મોટા સંગેમરમરના દાદર મારફતે ઉપર આરાસ્તે કીધેલા ઓરડામાં ભેગા થતા, જ્યાં બળતાં બીલોરી ઝુમરોમાંથી સેંકડો મીનબતીની રોશની, દેવાલે ગોઠવેલા આરસાઓની મદદથી કરોડો ગણી તેજસ્વી બની રહી હતી.

પણ આટલો વખત સુધી તે મેહેલની મલીકા, તે પરસ્તાનનાં પરીયાંઓની સરદાર પરી, તે ખીલતા કયારાની ખીલતી ગુન્ચાદહન કળી, તે સાબેરગંજની સરફ્રરાજ શેઠાણી બેગમ બદુલ બાહાર કયાં હતી?

હતી, હતી, તે ત્યાંજ હતી, તે પોતે પોતાના શાહ ખાવીંદની સાથે નીચેના હૉલમાં થઇને આવતા મેહમાનોને તે સંગેમરમરના દાદરને મુખડેજ ઉભી રહી હસ્તે ચ્હેરે આવકાર દેતી હતી. તે પેલાજ મખમલી જરરીન પોષાકમાં સજ થઇ હતી, જે જભ્ભો તેણીની અપાર ખુબસુરતીને અચ્છો ઇનસાફ આપતો તેણીનાં બદનપર બંધ બેસતો વીંટલાયલો હતો; તેણીનાં કદની, તેણીનાં આંગની અને તેણીની ખુબસુરતીની આપણે આગળ પેટ ભરતી તપાસ લેઇ આવ્યાં

છીયે, એટલે તે વિષે વધુ ન બોલતાં તેણીની જોડજોડ ઉભેલા તેણીના ખાવીંદ નવાબ સાહેબની કાંઇક ખબર લઇયે. નવાબ સાબેર-ઉલ-દઉલા સરફરાજ પોતાની બેગમ કરતાં લગભગ ત્રેવીસ વર્ષ મોટો હતો એટલે જે વખતની અમે આ વારતા લખ્યે છીયે તે વખતે તેની ઉમર સાહાઠની ભરતીમાં ભરાઇ ચુકી હતી. આંગે તે ઠીંગણો, પતલો અને મજબુત બાંધાનો હતો; તેનો ચ્હેરો ફીકો હતો અને તેની તરફ અડછતી નજર નાંખનારને તે કદાચ કઠોર લાગે પણ તેને નિહાળીને જોનારની આંખથી તેપર છવાયલો ચીંતાનો છાપ, તે ન દેખાય તેમ તેને છુપાવવાની નવાબ સાહેબની ગમે તેટલી કોશેશ છતાં, પ્રગટ દેખાઇ આવે તેમ ખુલ્લો હતો. તેનાં ભરેલાં ભવાંપર તખ્તનશીન થયલી શાંતી તેની આંખોમાં પંથરાયલી બેચેની અને તાસવીસની ચમકને લીધે અકુદરતી લાગતી હતી. તે જો ફરજનો માર્યો તાણીતોડીને હસતો તો તે હસ્વાથી વટીક, ભવિષ્યમાં કોણ જાણે શું બનશે તે વિષેનો તેનાં દીલમાં બરપા થયલો અવિશ્વાસ તે છુપાવી શકતો ન હતો.

હાલની બેગમ તેની બીજવરની પરણેતર હતી. તેની પહેલી બેગમને પેટનાં તેને ત્રણ બચ્ચાં હતાં. એક બેટો અને બે બેટી. નાનીને જન્મ આપતાંજ તેમની માદર હક્ક થઇ હતી, જેની જગ્યા પુરવા માટે તેણીનાં વફાત બાદ ત્રણ વર્ષે તે બદુલ બહાર નામની એક ઉંચ કુળની પણ ખીસે ખાલી ખાનદાનની બેટીને પરણી લાવ્યો હતો. આ બીજવરનાં લગનથી કોઇબી બચ્ચાંની નિવાજેશ તેને થઇ ન હતી, એટલે આગલી બેગમનાં તેનાં બચ્ચાંઓ ઉપર સાવકી માતાના સંતાપ જેવું કશું હતું નહીં.

હવે નવાબ સાહેબને અત્રે રૂખસદ આપી તેનાં ત્રણે બચ્ચાંઓની બેવીજ એક ટુંક તપાસ લઇ આપણે રીતસર આગળ ચાલીશું.

નવાબજાદો રેહેમત તે કોઇજ નહીં પણ ગુલઝારની પુઠે લાગેલો પેલો જવાન હતો, જેના કબજામાંથી અનવર નામના એક દિલસોજ ગૃહસ્થે તેણીને છોડવી હતી. તેની ખુબસુરતી સેંકડો જવાન નાજનીનોને તેની તરફ ખેંચવા જેટલી સંપૂર્ણ હતી, એટલુંજ નહીં, પણ તે મગજનાં બળમાં મોટે ઘેરના બીજા જવાન્યાઓ ઠરતાં ઘણો ચઢયાતો હતો. કુદરતીજ સારા સ્વભાવનો, મોટાં મનનો, ઉદાર દિલનો તે હતો, અને તે જો સંભાળ ભરી તરબ્યત અને તાલીમ હેઠળ ઉધર્યો હતે તો એક નમુનેદાર જવાન થઇ પડતે, પણ, તે ઉધર્યો ઉછર્યો હતોજ એવી હવામાં કે ઉમરે આવતાં તે એક બેહેકેલો બગડેલો, ભડકેલો અને ભમેલો જવાન થઇ પડયો. એક માતબર ખાનદાનનો તે વારેસ હોવાથી નાનપણમાંજ તેની ખુશામદ થતી ચાલી અને કદમે કદમ તેનાં કુમળા મગજપર એવી તો એબલગામણી અને એબ્યલ રીતભાતનો છાપ પડતો ગયો કે એકવીસ વર્ષની ઉમરે આજે તેને એક ઉડાઉ, શર્તનો શોખીન, જુગારી, કુછંદી અને કુચાલના જવાન તરીકે દરેક ખરાબીનાં ગંધીલાં ખાબોચ્યાંમાં ઉતાવળે અને ઉતાવળે આંખ મીંચીને ઉંધે મસ્તક ધસ્યો જતો આપણે કમનસીબે જોઇયે છીયે અને તે વીસ વર્ષ પુરાં કરી એકવીસમાં વર્ષની ઉમરના ઉંબરમાં આજે ઉભો છે, જે શુભ અવસરની મુબારકબાદીમાંજ આજની મીજલસ મળી હતી અને આવી મીજલસ 'સાબેરગંજ'માં કાંઇ નવાઇની પ્હેલીજ હતી એમબી ન હતું. એવી ખાણીપીણી અને નાચરંગથી તે મહેલ વર્ષમાં ત્રણથી ચાર વખત ગાજીવાજી રહેતો હતો, અને જયારે પણ એવી ખાણીપીણી જલસાનું રૂપ લેતી ત્યારે એવા સંપૂર્ણ આકારમાં પાર ઉતરતી કે તે તેની પછીની આવતી મીજલસ સુધી એક કહેવત તરીકે યાદગાર રહી જતી.

નવાબની વડી બેટી નુરજહાં ઓગણીસ વર્ષની અને નાની સલીમા સત્તર વર્ષની ઉમરની હતી. વડી ખુબસુરત, મીજાજી અને

કુંઝરી હતી, જ્યારે નાની સોહામણી, સભ્યાસુ અને ચબરાક હતી. નુરજહાંમાં ખાનદાનની મોટાઇ, મગરૂરી અને પૈસા જેમ ગમે તેમ ઉડાવવાના અવગુણો વારસામાં ઉતર્યા હતા, જ્યારે સલીમા મોટે ઘેરની નાજનીનો જે તરેહની જીંદગી ગુજારે છે તે તરફ જોતાં તેઓમાં એક અપવાદ જેવી હતી. નુરજહાં પોતાનુંજ સુખ શોધનારી, પોતાની સગવડ સાચવનારી અને એવી અદેખી હતી કે પોતાની સગી બેહેનના બાબમાં સુખ દેનારૂં કે ખુશી કરનારૂં કાંઇ બને તેબી તે દેખી શકતી ન હતી. સલીમા જેને ચાહતી અને જેને પોતાના તરીકે માનતી તેનાં સુખ અને સગવડને માટે જે કાંઇ કરવું યા બનાવવું ઘટે તે પોતાનાં સુખ અને પોતાની સગવડના ભોગે પણ કરવાને ચુકતી નહીં. તમે કદાચ માનશો નહીં, પણ નુરજહાં પોતાની સાવકી મા બદ્રુલ બાહારની પણ, અણુહદ ખુબસુરતી ધરાવવા માટે અદેખાઇ કરતી હતી, જ્યારે સલીમા જે વ્હાલી માવતરને તેણીએ ખોહી હતી તેનાજ જેવી લગભગ બેગમને ગણીને ચાહતી અને માન આપતી હતી. તેઓનાં આટલાં ટુંક વર્ણનથી વાંચનારને તે બન્નેના એકમેકથી ઉલટા ખવાસ અને હાવભાવનો સંપૂર્ણ ખ્યાલ આવ્યો હશે.

અને હાલ જ્યારે નવાબ અને બેગમ, આવતાં મેહેમાનોને આવકાર દેતાં હતાં ત્યારે તે બન્ને બેહેનો અને નવાબજાદો રેહેમત અત્યાર આગમજ આવી ચુકેલાંઓ વચ્ચે ફરહર કરી તેમના મન રીઝવતાં હતાં. પ્હેલાં તો નુરજહાંન ઘણીજ ખુશ મીજાજમાં, હસ્તે ચ્હેરે સર્વેને મળવા ભેટવા લાગી. આજે ખાસ કરીને હસ્તું મોંહ અને ખુશાલીથી ખીલતો ચ્હેરો રાખી પોતાની ખુબસુરતીને વધુ દીપાવી ત્યાં જમા થયલા જવાનોને આંજી નાંખવાનો પક્કો ઠરાવ કરીનેજ તે મીજલસમાં સામેલ થઇ હતી, પણ અફસોસ! આદમ જાત

અને તેળી વળી તેના જેવી ઠમતાકાત આરત જાતનો કીધેલો કચો ઠરાવ સાબુત અને સંગીન હોય છે? તેમ નુરજહાંએ કીધેલો એ ઠરાવ પણ પાણીમાંના પરપોટા માફક સહેજમાં ફુટી ગયો!

સઘળાં હસી બોલી એકમેકમાં ભેળાઇ ખુશ ગુફતેગોમાં મશગુલ થયાં હતાં, તેટલાં, નવાબ સરદાર અલીખાન યારજંગ નામનો એક જરદાર ખુબસુરત જવાન તે ભેગી મળેલી ઠઠ વચે આવીને ઉભો રહ્યો.

## પ્રકરણ ૧૩ મું.

## બીલોરી બંગલી.

બહોળી માલમીલકત અને વીશાળ જાગીર ધરાવનાર, તે જંગી ઠઠ વચ્ચે આવી ઉભેલો સરદાર અલીખાન યારજંગ માહાતાબી ચેહેરાનો એક બખ્તે બુલંદ જવાન હતો, અને કુંવારો હોવાથી પરણવા લાયક બેટીઓ ધરાવનાર માદરો અને અસંખ્ય કુંવારી છોકરીઓ માખની પેરે તેની આસપાસ ભમતી ફરતી. તે અતી નીતરી નીતિમાન અને પાક જીંદગી ગુજારતો હતો. ઓળખીતાં પાળખીતાં અને દોસ્તઆસનામાં તેની વાહવાહ હતી, અને જયાં તે જતો, જયાં તે ફરતો હરતો ત્યાં તે ઘણું માન અને ઘણો મરતબો પામતો. તે શાંત સ્વભાવનો; દિલાસોજ દિલનો અને મોટાં મનનો જવાન હતો. તે મોટો હતો, પણ પોતાનાં મનમાં પોતાને નાનો સમજતો હતો. તે જરદાર હતો પણ તે પોતાની પાસે જમા થયલા પૈસાને તુચ્છ સમજી ચાલતો હતો. તે કાંઇ જરના જોરપર મુસ્તાક ન હતો. તે ગરીબને ચાહનારો, આડીભીડીમાં આડે આવી ઉભો રહેનારો, સૌનાં સુખમાં પોતાનું સુખ સમજનારો અને બીજાનાં દુ:ખે પોતે દાઝનારો એક નમુનેદાર નર હતો.

ત્યારે વાત કેથી એમ બની કે દાદરપર નવાબ અને બેગમને મળી 'હૉલ'માં આવતાં એક ભેગાં વળેલાં ગુચ્છડાં આગળ જરાવાર થોભી સામે બેઠેલી સલીમાપર તેની નજર પડવાથી તે ત્યાં ગયો અને તેણીની પાસેની એક ખુરસીપર તે બેઠો. તેની માત્ર આટલી હીલચાલ નુરજહાંને બાળી જાળી રાખ કરવાને પુરતી હતી. ઝટ સરખો તેણીના ચ્હેરાપરનો રતાશ ઉડી ગયો અને તેપર પંથરાયલી ખુશાલી હવામાં પીગળી ગઇ. ગમે તેટલું મન સમજાવવાની તેણીએ વેતરણ કીધી, પણ તેણીનાં એ ફાંફાં સઘળાં ફોકટ હતાં. અધુરાંમાં પુરૂં, ખખરી વખરી ગયલો એક ડોસો હસ્તે ચેહરે તેણીની આગળ આવી તેણીને વાતમાં રોકવા લાગ્યો એટલે તો તેણીની આંખમાં અદેખાઇના અંગારાના શરારા એવા ચમકવા લાગ્યા કે તેમનામાં જો કોઇ ચીજને બાળીને ભસ્મ કરવાની શક્તિ હતે તો તત્કાળ વિજળીના ઝટકા માફક તે સલીમાની આસપાસ ફરી વળી તેણીને બાળીને ખાખ રાખ કરી મુકતે.

હવે દાદરપર ચઢી આવનારાંઓમાં આસ્તે આસ્તે ઓટ થતી ગઇ અને સેવટે નવાબ અને બેગમને જણાયું કે, હવે કોઇ વધુ આવનાર રહ્યું નથી, એટલે તેઓ બન્ને તે ભેગી મજલીસમાં આમેજ થવા જતાં હતાં, તેટલાં તે શાંત પડેલા દાદરપર વળી કોઇનાં ધીમાં પણ ચોક્કસ પડતાં પગલાં સંભળાયાં, બન્નેએ ફરીને જોયું તો તેમની નજર અનવરખાં સોદાગર ઉપર પડી. તેને જોતાંજ બન્નેના ચેહરા ખુશાલીથી ચમકી રહ્યા. તેને લેવા નવાબ પોતે અડધો દાદર ઉતરી પડયો અને તેને ત્યાંજ આવકાર દઇ તેનો હાથ પોતાના હાથમાં લઇ તેને બેગમ આગળ ઉપર લઇ આવ્યો. બેગમે પણ તેને એવી તાજીમ તવાજોથી આવકાર દીધો કે, જેવી તાજીમતવાજો પર ફકત એક જુનો ચુસ્ત દોસ્તજ હક ધરાવી શકે. તેણે ઘણોજ સાદો પણ

સફેદાર પોષાક પહેર્યો હતો. તે પોતાના સઘળા દેખાવમાં એક કઢેલ પઢેલ, દયાનતદાર, ઇમાનદાર ગૃહસ્થ દીસ્તો હતો, અને જો કે નહીં તે કોઇ નવાબ હતો કે નહીં તે બાપદાદેથી અમીર હતો તો પણ તેને ત્યાં આવેલો જોતાંને વાર ત્યાં ભેગા મળેલા અસંખ્ય માલેતુજાર માતબરોનું અને ધનવંતા ધનેતરોનું એક ટોળું તેને સલામી આપવા તેની આસપાસ ફરી વળ્યું, જે તેની અતિશય લોકપ્રિયતાનો એક અચુક પુરાવો હતો.

મીજલસ ભરચક થઈ રહી કે, સેતાર અને સારંગીનાં સુર માંડવાના અવાજે સર્વેને જાહેર કીધું કે, જલસાની શરૂઆત થઇ ચુકી હતી. સૌ પોતપોતાને ફાવ્યું તેમ પોતપોતાની મરજી મુજબ ગોઠવાઇ ગયું અને કંચનીઓનાં બુલબુલ જેવાં ગળાંમાંથી વ્હેતા સરોદના ધોધે જલસો પુર બાહારમાં શરૂ થઇ ચુકવાની વધાઇ આપી.

ગાનતાન તેના સુર અલાપમાં તબલાની ધમક સાથે શુરૂ થતાંજ નવાબ બેગમનો હાથ છોડી એક ભેગાં વળી ઉભેલાં ટોળાં તરફ ગયો, જે તકનો લાભ લઇ બેગમ પોતાનાં થાકેલાં આંગને કંઇક રાહત આપવા એક કોચપર અઢેલીને બેઠી, અને આમ તેણીને એકલી પડેલી જોતાંજ અનવરખાં સૌદાગર તેણીની આગળ ગયો અને તેને પોતાની ગમ આવતો જોઇ બેગમ સાહેબ હસીને પોતાની બેઠક પરથી ખસી, જે ઇશારાને, બેસવાની અરજ તરીકે સ્વિકારી અનવરખાં તેણીની જોડમાં ગોઠવાયો. ઉપર ટપકેની થોડીક વાતચીત કીધા પછી તેની નજર થોડે દુર ઉભેલાં એક જોડાંપર પડી જેઓ તરફ જોઇ તે બોલ્યો—

" હમણાં-હમણાં નવાબ યારજંગ તમારી સલીમા તરફ ઘણું ધ્યાન આપતો દેખાયછ, બેગમ."

"અને અનવરખાં, તેપરથી તમે શું ખ્યાલ પોહોંચાડી શકો છ?" તેણીએ કાંઇક નાજથી હસીને પૂછયું.

"હું તેપરથી શું સમજી શકતો હોઇશ તે કાંઇ તમો બેગમ સાહેબને, હું નહીં ધારતો કે, અજાણું હોય." અને એ સઘળું તે કાંઇ મતલબથી બોલતો હોય તેવો તેનો અવાજ હતો, પણ પછી તેણીના કાનપર પડી ધીમેથી તે બોલ્યો. "જો એ જોડું બંધ બેસે તો તમારાં અને તમારા નવાબનાં ખરેજ બખ્તે બુલંદ સમજવાં."

"ત્યારે તમેબી માનોછ કે નવાબનો મામલો એટલી હદ સુધી બીગડેલો છે કે તેને પાછા ટટાર થવા માટે આવી જરદાર સગૈની ઘણી અગત્ય છે?" બેગમે તેને તેટલાજ ધીમા અવાજથી દલગીર ચ્હેરે પૂછયું.

"એવી બાબદ ચર્ચાવવાનો આ જગ્યા અને આ વખત નથી." અનવર ઉતાવળે બોલી ઉઠયો, "મારીજ ભુલ થઇ કે એવી વાત છેડી. તમારી આજની ખુશાલીમાં દલગીરીનો એક કતરો મેં આમેજ કીધો."

"આહ! મારા નેકખાહ દોસ્ત, મારી ખાતરી છે કે તેં અમારી તરફની તારી સદાની ભલી લાગણી અને અમો પ્રત્યેની તારી દિલસોજીનેજ આધીન થઇ—"

"અમારી તરફની" અને 'અમો પ્રત્યેની?' અરે એમ બોલ વ્હાલી બદર કે તારીજ તરફની અને તું પ્રત્યેની; પણ ચાલ, આવ, આપણે બાગના એકાંતવાસમાં જઇએ." એમ બોલી તે ઝટ ઉઠયો અને તે અને બેગમ ત્યાંથી નીકળી તે મેહેલની પાછળ આવેલા બાગમાં ગયાં.

તે વિશાળ બગીચો જે ભાગે મેહેલનાં નજીકનાં જોડાણમાં તેના તે ભાગમાં, નાજુક ફુલફલોને આસાનીથી ઉગવા માટે બીલોરી

કાચન. .નાલ અને બીલોરના છાપડાં સાથની એક નાની બંગલી બનાવવામાં આવી હતી. તેમાં નારંગી, સંતરા, મોસંબી, અંજીર વિગેરે ફળોથી ઝાડની ડાંખલીઓ ઝુમાઇ પડી હતી. તેની દીવાલો અને છાપડાપર ચઢેલા લીલા કંજર જેવા વેળાપર લટકેલી દરાખોના ઝુમખા લચી પડી જોનારનાં મોંહમાં પાણી છોડી મુકતા હતા, અને એ સઘળાં વચ્ચે છાપડાંપરથી તંગાઇ નીચે લટકતાં રૂપેરી લાંપોમાંથી આવતી રોશનીએ તે બીલોરી બંગલીનો આખો દેખાવ કોઇ પરસ્તાનમાં ઉતરી પડેલી વસંતના બાહાર જેવો લાગતો હતો. તે બંગલીના મુખડાપર એક કાચનું બારણું હતું, જે ખોલતાંજ નજર આવતી એક સીડી મારફતે એક નાંના બાગમાં ઉતરાતું; અને એ રીતે તે બીલોરી બંગલામાં મેહેલમાંથી આવજા કરવા માટે જે રસ્તે હાલ અનવર અને બદર આવ્યાં તે રસ્તાની કાંઇ જરૂર પડે તેવું ન હતું, કેમકે આજે વપરાતો હૉલ કાંઇ હંમેશ ખુલ્લો રહેતો ન હતો, એટલે તે બીલોરી બંગલીમાં તે નાના બાગ અને તે બાગમાંની નાની સીડી મારફતે, આવવા જવાની ઠીક સગવડ હતી. એ કાચનાં બારણાંની નજીક એક ટેબલ હતી, જે ઉપર બીલોરની રકાબીઓમાં તરેહવાર ફળો રચી મુકયાં હતાં, અને જલસાની વચવચે મળતા વિસામા દરમ્યાન ત્યાં ઉતરી પડતાં મેહેમાનોને તે ફળોમાંથી જે ગમે તેના સ્વાદ લેવાને બની આવે તેમને કાપવા સારૂ ત્યાં થોડીક રૂપાંના દસ્તાની છરીઓ વટીક તૈયાર હતી.

આ વાર્તા દરમ્યાન આવતાં લાંબાંલચ વર્ણનોથી કદાચ કંટાળો ખાઇ વાંચનાર અમોને તે માટે દોષીત ઠેરવવાની ઉતાવળ ન કરે, વાસ્તે, હમણાંજ અમને ખુલાસો કરી દેવાની અગત્ય છે કે અમો જે લખ્યે તે લખાણનાં એક એક વાકયનો એકે એક બોલ ધ્યાનથી વાંચવો, અને તેમાંના કોઇનેબી આ વાર્તા સાથે સંબંધ નહીં ધરાવતો સમજી રદ નહીં કરવાની અમારી ઉપર મેહેરબાની ફરમાવવી.



# પ્રકરણ ૧૪ મું.

## સંજોગનો ભોગ.

જે બીલોરી બંગલીનું વર્ણન આપવાને અમો આટલી જગ્યા રોકી છે તેમાં તેઓ બન્ને-બેગમ બદરુલબહાર અને સોદાગર અનવરખાં-દાખલ થયાં અને એવું બન્યું કે તે વખતે ત્યાં બીજું કોઇ હતુંજ નહીં.

"હા, મારી પ્યારી બદર," પેલીજ વાત આગળ ચલાવતાં અનવર બોલ્યો, "હમેશાં તારેજ ખાતર જે ખાનદાન સાથે એક કમનસીબ સંજોગે તું નેકાથી જોડાઇ છે તે ખખરી વખરી ગયલાં ખાનદાનને સદંતર ઠરરર ભુસ થતું બચાવવાને મેં મારૂં બનતું કીધું છે," અને આ વખતે અનવરનો અવાજ કાંઇક ઘાડો અને ધ્રુજતો હતો. "એમ તો ધારવાની તું કદી ભુલ કરતીજ ના કે મેં જે કાંઇ કીધુંછ તે તારા શોહર તરફની દિલસોજ લાગણી યા તેની સાથની દોસ્તીને ખાતરજ—"

"અરે! ચુપ-ચુપ!" બેગમ તેને મુગો રાખતી બોલી અને આસપાસ બીહીને જોવા લાગી, "યાર, અનવર, આપણી વાત કોઇને કાને પડશે! અને તું ભુલી જતો જણાયછ કે કાંઇક વર્ષો સુધી સખ્ત પહરેજી અને પાકીજગી સાચવી આજ આપણે ઘણે લાંબે વખતે વળી પાછાં એકમેકને મળી એકમેકને કાને પડી પ્યારના સબક બોલવાની નબળાઇમાં ઉતરી પડયાંછ, અને તેવી વખતે આપણે નજીવાં છીટાં શોધી શા માટે ઉશ્કેરાઇ જઇયે? આહ! આપણે દોસ્ત હતાં અને તે દોસ્તી કાયમ રાખી—"

"ને ભુલી જઇયે વ્હાલી કે આપણે એક વખત એકમેકને જીવથી જાનથી ચાહનારાં આશક માશુક હતાં?" અનવરે તેણીને બોલતી અટકાવી નરમ ઠપકા ભરેલો સવાલ પૂછયો.

"નહીં, કદી નહીં, તે તો હું કદી નથી ભુલવાની!" બેગમ ઉશકેરાઇ જઇ બોલી પડી, "પણ તે આપણી જવાનીની મોહબતને, જેમ એક કંજુસ પોતાના ખઝીનને કુવાના ઉંડા ગારમાં દાટી સાચવી રાખે, તેમ તે આપણા બચગીના પ્યારને આપણા હૈયાંનાં ઉંડાણમાં જાળવી રાખેલો ભલો છે. તે ત્યાં છે એવી જાણજ આપણા જીવને સંતોષી બનાવવાને બસ થશે. મારા જાન, ઔરત તરીકેની મારી ઇજત, એક પરણેતર તરીકેની મારી ફરજ, અને ઉંચ ખાનદાનની એક બેગમ તરીકેની મારી મગરૂરી ને હશમત જેમની તેમ જરાબી ખરડાયા વગરની રાખવા માટે તારી તરફની એટલા ભોગની ઘણીજ જરૂર છે."

"અને હું એવું હરગીજ કરનારબી નહીં પ્યારી, કે જેથી તારી ખાનદાની મગરૂરી નામોશીમાં મળે, તારી પરણેતર તરીકેની ફરજથી તું દુર ફરે, અને તારાં કપાળપર ઝમકતું તોખમનું તાજ નીચે કીચલમાં ગબડી પડે!" અને આટલુ બોલતાં અનવરનો ચ્હેરો કાંઇ ઔરજ ઝલેહથી દીપી રહ્યો. "પણ" અને હ્યાં જરા તેણે નરમ પડી જઇ પોતાનું બોલવું ચાલું રાખ્યું "પણ, આપણે તે વાત સદાની પડતી મુકયે, અને તે આગલી યાદને શબ્દો મારફતે પાછી જાગૃત નહીં કરવાનો તને હું પાક કોલ આપી બંધાઉ તે અગાઉ મને કેહેવા દે અને તને કહી સંભળાવી મને સંતોષ લેવા દે કે તને એક વાર આપેલા કોલને સદા વફાદાર રેહેવાને માટેજ આજ સુધી વ્હાલી બહર, હું કુંવારી જીંદગી તેની તમામ સાફ સુફૈદીમાં, તેની પાક પવિત્રાઇમાં ભોગવતો રહ્યો છું; તેને માટે તુંને કાંઇ વધુ સાબેતી જોઇતી હોય તો તું એ બાબદમાંથી ઢુંડી લે કે મારી એક વારની શેહેનશાહી દોલતનો મોટો ભાગ તારાં આય પડીને ભાંગી ભુકો થઇ જાય તેવાં થઇ રહેલાં સરફરાજનાં ખાનદાનને બધી તરફથી

ટેકા આપી ટેકવી રાખવામાં વપરાઇ ગયો છે; જો કે તે વાતને આજે કાંઇક વર્ષો થઇ ગયાં છે, તો પણ જો તું આજે આ છાતી ચીરીને જોવા ચાહશે તો તુંને જ જણાશે કે ત્યાં તે વખતના તારા પાક પ્યારના અન્મોલ હીરાઓ જેમના તેમ અનામત સચવાઇને સંકોચાઇ બેઠા છે; હા, તેઓપર પડેલા નીરાશી અને નાસીપાસીના ગરમ બળતા રસથી તેઓ સીંઝાઇને ઝાંખા થઇ ગયા હશે પણ સદંતર બળીને કોયલો તો નથીજ થઇ ગયા ! બસ બહેર, આટલા ખુલાસાથી કાંઇક મુદ્દતની મારી ભારી થઇ રહેલી છાતીને આજે રીહાઇ મળી છે, અને હવે એ વાતપર સદાનું ઢાંકણું વાળવાને હું તૈયાર છું."

"ઓ ! પણ ત્યારે તેં એ વાત છેડીજ શામાટે ?" એમ બોલતાંજ તેણીનાં ગળામાં એક ડચકું ગુંગળાયું અને અનવરનાં ખભાંપર માથું મુકી તે રડી પડી.

'શાંત થા, બહેર, ખુદા ખાતેર શાંત થા." તેનું ખભાંપરથી ગોઠવાયલું માથું પ્યારથી પસવારી તેણીને તે પટાવતો બોલ્યો.

"મારા ખુદા ! ઓળખીતાંઓની સમજાવત-પેદરના હોકમ અને માદરની કાકલુદીને હું તાબેજ શા માટે થઇ ? ઓ ! શા સારૂ તે સમયે હું તારી આગળ દોડી નહીં આવી, અને શા સારૂ નેકા કરવા હું ઘસડાઇ તણાઇ ગઇ ?"

"કેમકે તે વખતે હું ગરીબ હતો, નહીં જણાયલો એક અદના આદમી હતો, અને તે દરમ્યાન તારાં ખાનદાનની તને ગરજ સાચવવી પડી !"

"આહ ! અનવર, મને ના ધમકાવ, તે વાતને માટે હમણાં મને ના ગુંગળાવ."

"તને ગુંગળાવું અને તને ધમકાવું ? નહીં, નહીં, કદી નહીં.' અનવર બોલી ઉઠયો અને જ્યાં તેને તેણીને માટે એટલું લાગી આવ્યું

કે તેણીના અડધા બેસુદ્ધ આકારને તેણે જરા પોતાની નજદીક ખેંચ્યો અને તેણીનું નીચે ઝુમાયલું માથું ઉંચકી તેણીના સાફ સફાઇદાર કપાળપર તે પોતાના હોઠ દાબી ઉભો રહ્યો.

અને એ મુજબ તે મેહેલમાં મચી રહેલી ખુશી ખુરમી અને રંગરાગનું ભાણ ભુલી એકમેકની આગલી મોહબતની યાદમાં તેઓ એટલાં લીન બની ત્યાં ઉભાંજ રહ્યાં, કે ત્યાં કોઈ આવે જાય તો તેનો સંસારો વટીક તેમની તે બેખબરીમાંથી તેમને જાગૃત કરવાને પુરતો નહીં થઇ પડે!

અને પ્રિય વાંચનાર, આ વાંચતાં ઉતાવળાને આધીન થઇ તું એવાં અનુમાનપર આવી ના જતો કે તેમના એ આજના મેળાપમાં કાંઇ પાપ હતું. નહીં; એવી નીચ મતલબ તેમના આજના મેળાપમાં હતીજ નહીં, જે હવે પછી બનતા બનાવો તને સ્પષ્ટ રીતે દેખાડી આપશે.

એકાએક, ઓચીંત જાણે સાંપે તેને ડંખી હોય તેમ બેગમ ચોંકીને હુસ્યાર થઇ અને તે અડધી બગલગીરીમાંથી રેહાઇ પામી અનવર તરફ અંગાર માફક ચમકતી આંખોએ એકી ટગરે જોતી તે ઉભી. તેણીને આખે ચેહેરે શરમ અને નામોશીનો રતાશ છાંયી રહ્યો હતો.

"તું શું કેહેવા માંગેછ તે હું સમજી ગયો, બદર," અનવર દબાયલે અવાજે બોલ્યો, અને એ બોલતી વખતે તેનું આખું આંગ લરઝી રહ્યું હતું "તું જે મને કેહેવા માંગેછ તે આય તારી આંખોમાં હું પ્રગટ વાંચી શકુંછ."

"ત્યારે હવે તેનો ઇલાજ શું કરવો તે તને કાંઇ પૂછવાની જરૂર છે, અનવર?"

"તું શું મને એમ સમજાવવા માંગેછ વ્હાલી, કે આજે આપણે હાં બતાવેલી ઘડીભરની નબાળાઇથી વર્ષો થયાં આપણી વચ્ચે આડો ઉભેલો અંદાજાનો અંતર આજે તુટીફુટી ગયોછ?"

"તું મારી મતલબ બરાબર પામી ગયોછ, અનવર; કાંઇક વર્ષો સુધી–હું તેની સાથે શાદીના ગાંઠથી જોડાઇ ત્યારથી તે આજ સુધી–મારી પરણેતર તરીકેની ફરજોને અને એક ઓરત તરીકેની મારી ઇજતને વફાદાર રહેવાની હું કોશેશ કરતી આવીછ, અને જો કે આપણી જવાનીની મોહબતની યાદ બાગે ઇરમનાં પુલના પમરાટની માફક મારાં જીગરમાં તાજી ને તાજીજ રહી હતી તે છતાં તેની અસર તળે દબાઇ ચંપાઇ જતી આજ સુધી મારી મહેનતે હું પોતાને બચાવી શકી હતી, પણ હવે, આજના બનાવથી તે ટકી રહેલું તલેસમ તુટી ગયું છે, અને તેને પાછું ટટાર કરી ટેકવી રાખવાની હીંમત હું હારી ખાઇ ઉભી છું, અને તે સબબે અનવર તું તારી સામે એક એવી ઓરતને ઉભેલી જોયછ, કે જે દશ મીનીટ આગળ પોતાનાં નામને રખે કાંઇ ઝાંખ લાગે, એવા વિચારથી બીહીને ધ્રુજતી હતી અને રખે તેનીથી એવું કાંઇ થઇ જાય કે જેથી તેણીનાં માનને, તેણીની ઇજતને અને મંડલીમાં તેણીના જળવાયલા ટેકને નામોશીમાં ગીરફતાર થવું પડે તે વિચારથી કમકમતી હતી, તે તેજ ઓરત આજે તારા વીનાનાં જીવતરને હરામ ગણી તારે માટેનો તેનો અસલ પ્યાર સજાગરૂ કરવાને કાંઇબી ભોગ આપવાને જીવપર આવી તૈયાર ટટણુખાર ઉભી છે."

"યા ખુદા! એ તું શું બોલેછ? તું મને શું કરવા કહેછ બદર?" તેમની વાતચીતે લીધેલી આ વળાણનું શું સેવટ આવશે, તેના વિચારથી અનવરે ગભરાઇને પૂછયું.

"હું તને શું કરવા કહુંછ, તું એમ પુછેછ?" તે ધ્રુજતા સાદે બોલી "તો લે હું તને સાદી સમજ પડતી એબારતમાં ખુલ્લું કરીને કહું છ કે, મને હ્યાંથી તું લેઇ જા–મને તારી સાથે નહાસવા દે–અને પછી મૌત વિના તારીથી હું છુટી પડીશ નહીં" અને એમ

બોલી તેણીએ પાછું તેનાં ખભાંપર માથું મૂકી દીધું અને પાછો તે તેણીને પટાવવા લાગ્યો.

"નહીં—નહીં! એમ જીનહાર બને નહીં!" અનવર એકાએક બોલી ઉઠયો અને તેણીનું માથું પોતાનાં ખભાંપરથી ખસાડી મૂક્યું.

બેગમ એક જીણી ચીસ પાડી તેનીથી દૂર જઇ ઉભી. "બદર, યાદ રાખ, કે એવું કાંઇ હું કરૂં તે પહેલાં આયજ છરીથી" અને ત્યાં તે ફળોથી લચલચતી મેજપરથી એક છરી ઉંચકી તેણીને તે બતાવતો તે બોલ્યો "આયજ છરીથી પહેલો તારો સીનો ચીરી તારાં લોહીથી ખરડાયલાં બદનપર એજ છરી વડે મારા આ જાનનો ભોગ આપીશ. તું તારી નામોશીમાં જીવી, જમાનાની જબાનના કાતિલ તીરની નીશાન થઇ પડે તેના કરતાં તારાં આજનાં પતિવ્રતપર આપણુ બન્નેના પાપી જાન સદકે કરી ફેંકી દીધેલા ભલા! નહીં, એ કામ કરી તારાં સુખનું સત્યાનાશ વાળી તારો નાશ કરવાને હું સાફ ના પાડુંછ."

"તું ના કેહેછ—તું ના કેહેછ?" તે કંગાળ ઓરત તે પાપી તવંગરીનું સ્વરૂપ ગુંઠણમંડયે પડી તેની તરફ હાથ જોડી કાકલુદી કરતી બોલી "માર, અનવર, માર તારા હાથમાંની છુરી આ નજીસ બદનમાં માર! તારો તે પ્યાર એક શરમભરી ઠગાઇ માત્ર હતી, તારી તે મોહબત એક મશ્કેરી—નાદાન્યતની એક મજાકજ હતી એ યાદ સાથે જીવવું તેના કરતાં તારે હાથે મરવું એ લાખ દરજજે બ્હેતર ગણુંછ."

"ઓ કમનસીબ ઔરત, તું મને દેવાનો બનાવેછ, ઓ ઝનુન સમી જા, ઓ આતશના ધગધગતા અંગાર ઠંડો થા, ઓ પાક અસ્મતની પનાહમાં ફરતા ફીરેસ્તાઓ ઉઠો, જાગૃત થાઓ, તમારી

કીલ્હેબંદીપર સેતાનોનો દરોરો ચાલી રહ્યોછ ! એ નકની નેઘેહ-બાનીમાં ફરતાં અશો રૂહ, સાવચેત રહે, સંભાળ—"

"એ હીચકારા ! પટપટારો છોડ, અને મેં ફરમાવેલું કામ બજાવ" બેગમ બોલી, તેણીનું મગજ ચકભમ થતું હતું, તેણીને ચક્કર આવવા લાગ્યા અને તેણી પોતાની શુદ્ધી ખોહી બેસતી હોય તેમ તેણીને લાગ્યું.

" યા ખુદા ! " અનવર બડબડયો અને તેજ વખતે તેને લાગ્યું કે, દોજખના દરવાજા ભાંજી તેમાંથી સેતાનો તેની તરફ ધસી આવી તેના જાનનો કબજો લેવા તડપી રહ્યા હતા.

---

## પ્રકરણ ૧૫ મું.

### ખુન ! ખુનનો ભોગ ! !

જલસાની ઝમક તેના પૂર બહારમાં ઝમકી રહી હતી. સાજીંન્હાઓનો સરોદી સણુસણુાટ તમાશબીનોના કાનમાં સડસડાટ રેડાયો જતો હતો, અને ત્યાં જમા થયલા જજમાનોમાં કોઇ ત્યાં ચાલતાં ગાનાં તરફ ધ્યાન આપી બેઠાં હતાં, તો કોઇ પોતપોતા વચ્ચે ખુશ વાતચીતમાં રોકાયાં હતાં, અને એ રીતે કશાંમાં ને કશાંમાંબી સર્વ કોઇનું ચિત રોકાયલું રેહેવાથી અનવર અને બેગમની ગેરહાજરી કોઇને કશી માલમ પડી નહીં. નવાબ પોતે પણ ત્યાં ન હતો, કેમકે હમણુાંજ એક નોકરે આવી તેના હાથમાં કાંઇ ચીઠ્ઠી મૂકી જે વાંચી તે ઉપર ધ્યાન આપવાને ત્યાંથી તે ચાલી ગયો હતો. સલીમા નવાબ યારજંગ સાથે હસીહસીને ખુશ ગુફતેગોમાં રોકાયલી હતી અને નુરજહાં તે બીચારીપર કકડાવીને ડોળા કાઢતી અહીંથી તહીં અને તહીંથી અહીં મન વેરવાના ફાંફાં મારતી ફરતી હતી. રેહેમત કોઇ છેલછબીલીઓની એક નાની ટોળકીમાં ભેળાઇ ખુશ તોલટપ્પાથી

તેમને હસાવી હસાવી તેમનાં કલેજાં ઉછલાવી નાખતો હતો. એ રીતે સઘળાંઓ પોતપોતાને મનભાવતા ખ્યાલની રેલમાં તરતાં થઇ ગયાં હતાં તેટલાં એક લાંબી સુરીલી ચીચારી ત્યાં ચાલતાં ગાયણુનાં મીઠા સરોદ વચ્ચેથી પસાર થઇ સર્વેને કાને અથડી.

ગાનારીઓ મુંગી થઇ ગઇ, વાજીંત્રના સરોદ તુરત નરમ પડી ગયા, અને ઝટવારમાં તે ઘંઘાર હૉલમાં મૌતના જેવી શાંત ચુપકીદી પંથરાઇ ગઇ. એક એક ગાલપરનો રતાશ ઉડી ગયો, એકે એક હોઠ ફીકકો ફ્રુચ મારી ગયો, અને સઘળાંઓ સામટા ડોળા ફાડી એકમેક તરફ જોવા લાગ્યાં.

તુરતાતુરત તે મુંગી એકસંપીમાં સઘળાઓ બહારની બીલોરી બંગલી તરફ ધસ્યાં અને વિજલીની ઝડપે ત્યાં જઇ પુગતાં તેમની નજરે જે ભયાનક દેખાવ પડયો, તેથી તે ઉભેલાંઓ હરણફાર થઇ ચમકીને પાછળ હઠયાં. એવું તે તેઓએ ત્યાં શું જોયું ?

તેઓએ ત્યાં એ જોયું કે બેગમ બદ્રુલબહાર ગરમ લોહીનાં એક ખાબોચ્યાંમાં ચત્તીપાટ જમીનપર પડી હતી, અને લોહીથી લાલ બનેલી એક છરી અનવરના હાથમાં હતી; અનવર પેલાં કાંચનાં બારણાં વાટે નહાસવાની તજવીજ કરતો હતો; પણ તેટલાંજ કેટલાકોએ તેને પકડયો, અને તેને પકડતાંવારજ કેટલાકોએ તેને બેગમના ખુની તરીકે બાપોકાર જાહેર કરી મોંહ ભાવતાં વચનોથી વધાવી લીધો.

---

## પ્રકરણ ૧૬ મું.

### જપતીનું વારંટ.

ઉપલું પ્રકરણ બંધ કરતાં અમોએ જણાવ્યું હતું કે, બીલોરી બંગલીમાં બેગમ અને અનવર વાતમાં મશગુલ હતાં, તે વખતે નવાબના હાથમાં એક નોકરે એક ચીઠી લાવીને મૂકી અને

તે ચીઠ્ઠીમાં ફરમાવેલાં તાકીદનાં કામપર ધ્યાન આપવાને માટે તે હૉલ છોડી ચાલી ગયો હતો. હવે જરા વધુ સમજ પાડી અમને લખવાની જરૂર છે, કે, બેગમ અને અનવર તે હૉલ છોડી બીલોરી બંગલીમાં પોતાની વાતની હજી શુરૂઆત કરે તેટલાંજ તે ચીઠ્ઠી નવાબ સાહેબને મળી હતી અને તે આપતાં તે નોકરે નવાબ સાહેબના કાનપર પડી કહ્યું હતું કે તે ઘણીજ કામની હતી, એટલે નવાબ સાહેબે તે ટોળીમાંથી જરા અલગ થઇ જઇ તે ચીઠ્ઠી ઉખેડી તેપર ઉતાવળી એક નજર નાંખી અને તેમાં લખેલી બીનાપર તેમની નજર પડતાંજ તેમનાં આંગનાં હાડેહાડ ધ્રુજી રહ્યાં તથા તેમનો સદાનો ફિકકો ચ્હેરો એવો ઉજલો મારી ગયો કે, જાણે મલેક-ઉલ-મૌતે તે ઉપર પોતાનો ઠંડોગાર હાથ મૂકયો હોય! પણ એ માઠી અસર તળે દબાઇ ન જતાં માત્ર બહારની હુશ્યારી રાખી તેજ નોકરની પુઠે તે હૉલ છોડી બાહાર નીકળી ગયો.

દાદર આગળ પુગતાં તેણે તે નોકરને પૂછયું—

"જેણે તને આ ચીઠ્ઠી આપી તે કયાં છે?"

"સાહેબ, તેઓને મેં તમારા કમ્રેખાસમાં બેસાડયાછ."

"તેઓને બેસાડયાછ, એટલે?" લગાર ગભરાઇને નવાબે પાછું પૂછયું "કેટલાક જન આવેલાં છે?"

"ત્રણ જન, નામવર હુજુર."

નવાબ કાંઇજ બોલ્યો નહીં, પણ, તુરત પોતાના કમ્રેખાસ તરફ તે ગયો અને પેલો નોકર એ બનાવ ઉપરથી-તેને ઉપજેલા વિચારો જાહેર કરી તે ઉપર મુજાહેમત કરવા બીજા નોકરોમાં ભેળાઇ ગયો.

કમ્રેખાસમાં દાખલ થતાંજ નવાબે ત્રણ માણુસોને જાણે તેઓ પોતાના બાપના બગીચામાં બેઠા હોય તેવી ઢપથી બેઠેલા જોયા, પણ

તેમની નજર નવાબ સાહેબપર પડતાંજ તેઓ તેને જોઇ ઉઠી ઉભા થયા. તેમને જોતાંજ નવાબે કમકમાટ અને કચવાટ ઉપજ્યો હોય તેમ તેવણનો ચ્હેરો કુમળાયો. તેઓમાંનો એક ફીરંગી હતો અને બે સારા દેખાવના સારો પોષાક પ્હેરેલા મુસલમાનો હતા.

"તમારૂં નામ બાપટીસ્ટાની?" તેમને જોઇ તેને ગમે તેટલો ગુસ્સો ઉપજ્યો હતો પણ તે ગુસ્સાનો ખાર તેઓપર નહીંજ કાઢવામાં તેણે ડાહાપણ જોયું, એટલે કાંઇક નરમાસથી તે ફીરંગી તરફ જોઇ તેણે પૂછ્યું.

"હા, નામવર, મારૂંજ નામ બાપટીસ્ટા, અને હું તમોને આવે ટાંકણે અને આવી વખતે તજદી આપવાને માટે ઘણોજ દલગીર છું, પણ સાઅદતખાન સાહેબે એ કાગજ આજે રાતો રાતજ બજા લાવવાને મને ફરમાવ્યું એટલે હું શું કરૂં? હું લાચાર. તે છતાં તમો સાહેબ જોશો, કે મેં બનતી તદબીરથીજ કામ લીધું છે, અને અમારા આવ્યાની ખબર તમને એક ચીઠ્ઠી મારફતે પહોંચાડવાની મેં કાળજી રાખી છે, કેમકે, તેમ હું ન કરતે તો કદાચ તમો અમને મળવાની સાફ ના પાડતે, અને અમને તો તમારો મેળાપ કરવાને બજીદ થાવું પડતે અને તેપરથી કદાચ વાત ઘણી શરમભરેલી હદ સુધી વધી જતે."

"તમોએ બનતી તદબીરથી ભરેલાં એ પગલાં માટે હું તમારો હેશાનમંદ છું" તે બેલીફ—કેમકે તે ફીરંગી એક બેલીફજ હતો તેનું બોલવું સઘળું ધ્યાનથી સાંભળી લઇ નવાબ બોલ્યો, "પણ સાઅદતખાને તમને એટલી બધી હદ સુધી વધી જવાને હું નહીં ધારતો કે હુકમ આપ્યો હોય."

"તેમજ છે, મહેરબાન સાહેબ, મને ખાસ તાકીદ છે, કે જ્યાં સુધી પૈએ પૈ કરજ ભરપાઇ ન થાય યા તો તેને પેટે કાંઇ

સદ્ધર જામીનગીરી ન અપાય ત્યાં સુધી મારાં આ માણુસોને ત્યાંથી હરગીજ મારે ખસવા દેવાં નહીં, પણુ જો જાગીનગીરીનીબી કાંઇ ગોઠવણુ થાય તો તે જામીનગીરી કાંઇ મારેથી મારે જોખમે કબુલ તો રાખી શકાયજ નહીં, અને તે માટે તમો સાહેબ મને ઠપકો આપો તો નકામો છે.”

“નહીં, તમને કોઇ રીતે ઠપકો ઘટતો છેજ નહીં, પણુ હવે આવડી મોડી રાત્રે સાઅદતખાનને મળવું મારે માટે નહીં બને તેવું છે, અને જો તમારાં માણુસો આખી રાત ત્યાં રહે તો મારા નોકરચાકરોને જે આજ સુધી માત્ર વ્હેમ હતો તે પકકો થાય અને તેઓ વચ્ચે નીચ નાલેશી જન્મ પામે. એ લોકને અત્રે રાખ્યા સિવાય બીજો છુટક–કાંઇ બીજો ઇલાજજ નથી ?”

“કાંઇજ નહીં, મારા મેહેરબાન, એક વખત જપ્તીનું વારંટ બજા લાવવામાં આવ્યું કે જયાં સુધી માંગતી રકમ પુરેપુરી ભરપાઇ થાય નહીં ત્યાં સુધી તો એ માણુસોથી એક ડગલું આગળ કે પાછળ હઠાયજ નહીં. તમે મુરબીએ એવાં કાંઇક સેંકડોં વારંટો તમારી જાગીરપરનાં ગરીબ ગુરબાં બાહુતોપર લગાડયાં છે અને તમો એ બાબદમાં એમ કેમ કસમજ દેખાડો છો ? સાઅદતખાન સાહેબની માંગતી રકમ બે લાખ છ હજાર અને ચાલીસ રૂપ્યા થોડાક આના અને થોડીક પૈની છે તે તો તમો સાહેબે હસ્મતને રોશન હશે ?”

“યા અલ્લાહ ! આ શું હાલત !” નવાબ ઉશ્કેરાઇ જઇ મનસે બડબડયો. “સરફ્રરાજના સાએરંગજ ઉપર જપ્તી ! એ કેટલી નામોશીની વાત થઇ પડવાની !” પછી પોતાના એ મન વિચારમાં એકદમ અચકી જઇ તેવણે તે બેલીફ તરફ કાલાવાલા કરતી ચશ્મે જોઇ

પૂછ્યું, "વારૂં મને કાલ સાંજ સુધીની મેહુલત તમો આપો અને હું તે રકમ ભરી દેવાની દરેક બનતી તજવીજ કરીશ."

"એમ બોલી તમો નામવર મને એમ સમજાવવા માંગતા હોવ કે મારે મારાં માણુસો સાથે ચાલ્યા જવું તો તે તદન નહીં બને તેવું છે."

"હું તને પોતાને કાંઇ સુંદર ભેટ આપું તો ?" નવાબે તેને બાજુએ લઇ જઇ કાનમાં કહ્યું.

"મારે માટેના તમારા ભલા વિચાર માટે હું તમારો ઉપકાર માનું છું પણ તે છતાંબી મારીથી તમો કહો છો તેમ થઇ શકેજ નહીં."

"મારી હાલતનો વિચાર કર, મારી શું ખાનાખરાબી થશે તેનો કાંઇ ખ્યાલ કર" તે તુંદ મગજનો, તુમાખી તોરનો મગરૂર મીજાજી નવાબ પોતાની સામે ઉભેલા એક તુચ્છ ફીરંગીને કાલાવાલા કરતો બોલ્યો, " મારાં મકાનપર જપ્તી છે એવી વાત જો એક વખત બાહાર આવી તો મારા સંખ્યાબંધ માંગનારાઓ મારી ઉપર—"

પણુ ત્યાં આગળ બોલતો તે અચકી પડયો, કેમકે તેને હમણુંાજ ભાન આવી ગયું કે જે તકરાર તે પોતાના બચાવમાં લાવતો હતો તે સામી તે ફીરંગી બેલીફને ઉશ્કેરી આપશે અને તે પોતાની સાથે લેઇ આવેલો જપ્તીનો હુકમ વગર ઢીલે તુરતાતુરતજ બજા લાવશે.

" તમો સાહેબે પોતેજ જ્યારે તમારા બીજા માંગનારાઓને લગતો ઇશારો કીધોછ ત્યારે તો મારે તમને જણાવવું જોઇયે કે બીજા બે ત્રણુ માંગનારાની તરફનાં વારંટો કાલે નીકલનારજ છે અને તેથીજ તો સાઅદતખાંને તેઓની આગમજ જઇ પ્હોંચી આજે રાતેજ પોતાનું વારંટ બજા લાવવાને મને ફરમાવ્યું છે."

"ત્યારે કોઇબી રીતે મને મદદ કરવાને તું અશકય છે?"

"હા, મારા મહેરબાન."

"ત્યારે તો મારી બહેનને એ વાતની મારે ખબર કરવીજ જોઇશે." નવાબ મનસે બડબડયો "કેમકે કોઈ બીજી રીતે એ વાત તેને કાને જવામાં સમાતો જોખમ મારે ખેડવો ન જોઇયે. હું પોતે જઇ તેને એક બાજુએ લઈ જઇ એ નખોદના સમાચાર આસ્તે રહી તેણીને કહું. આહ! આ સઘળી રોશની રામસણીપર મને હવે કેવો ધિક્કર છુટેછ? ઉપર ચાલતો રંગરાગ અને ખાણીપીણી કાંઇજ નહીં પણ આ આફતની રૂબરૂ દાંત્યાં ઠચઠચાવી હસ્તી એક-મજાક-એક મશકેરી માત્ર ગણાવી જોઇયે."

એટલું મનસે બબડી વિચારમાં તે ઓરડામાં બે ત્રણ ફેરા ખાઇ ઝટ ત્યાંથી નિકળી ચાલ્યો.

તે ગયો કે બાપટીસ્ટાબી પોતાના માણુસોને કાંઇ ઘટતા હુકમો આપી ચાલી જવા કરતો હતો, તેટલાં તેને વિચાર આવ્યો કે હજી એકવાર ફરીથી નવાબને તે પૂછે કે માંગતાં નાણાં ભરી દેવાની કાંઇ ગોઠવણ થઇ શકશે કે નહીં, ત્યાર પછી તેને મળતા જવાબને સેવટનો સમજી તેણે ત્યાંથી વિદાય થવું. જરા વારમાં નવાબ ત્યાં પાછો આવ્યો અને પોતાની પાછળ તે ઓરડાનું બારણું જોરથી અફાળી બંધ કરી એક સોફા કોચપર બેસી પડયો; કોઇ કાંઇ બોલ્યું નહીં.

આખરે નવાબ બાપટીસ્ટા તરફ ફરીને બોલ્યો, "મને જરા પીવાનું પાણી આપો." અને બાપટીસ્ટાએ જોયું કે આ વખતે તેનો ચહેરો અતિશ્ય ફિક્કો મારી ગયલો અને ઔર તરેહનો હેબતનાક હતો. ત્યાંજ એક ખુણામાંની મેજપર મુકેલા કુંજામાંથી ટમ્બલર ભરી પાણી તેણે તેને આપ્યું જે તે ગટગટાવી ગયો.

"મારૂં મગજ ફરેછ, મને કાંઇ દુઃખ થતું હોય તેમ લાગેછ." તે ટમ્બલર બાપટીસ્ટાને પાછું આપતાં બોલ્યો. "આજે રાતે કદાચ હું મરી જઇશ એમ મને થાયછ."

"હું ઉમેદ રાખું છ સાહેબ, કે બેગમ સાહેબે આ આફતની ખબર પૂર હીમત રાખી સાંભળી હશે."

"બેગમ સાહેબે ?" જાણે તે સવાલ આખો સમજ્યો નહીં હોય તેમ તેણે ગુંચવાઇને પૂછ્યું "બેગમ સાહેબને મેં જોઇજ કયાં ? હૉલમાં તે હતીજ નહીં અને—"

પણ તેટલાંજ, તેજ ઘડીએ "નવાબ કયાં છે ?" એમ એકમેકને પૂછતાં આસામીઓનું એક ટોળું તે ઓરડા તરફ ધસી આવ્યું.

"કેમ, કેમ શું છે?" તે બંધ બારણાં એક જોર સમેત ઉઘાડી નાંખી તે ટોળું અંદર આવ્યું. તે એવું ઉશ્કેરાઇ ગયલું અને શુરપર આવ્યું હતું કે તે બારણાં અળગાં બંધ હોવાને બદલે જો ચપ્પત બંધ હતે તો તેમના ધસી આવવાના ધસારા સમેત તેઓ એક તડાકે તુટી, ભાંગીને ઉઘડી જતે.

તે ટોળાંમાંનાં કેટલાકોનો દેખાવ, તેમના ચ્હેરાપરનો ચીંતાતુર છાપજ તે નવાબને બીહીકથી અધમુવો કરવાને બસ હતો. બાપટીસ્ટા અને તેનાં બે 'ભોંસ્યાં' વટીક એ વળી નવી આફત શું હતી તેની અજાયબીથી ચોંકીને ઉભા થઇ ગયા, કેમકે, અત્રે કેહેવાની કાંઇ જરૂર નથી કે બીલોરી બંગલીમાં બનેલા તે ભયંકર બનાવની તેમને ખબરજ નહીં હતી.

તોબાહ ઇલાહી ! તેઓએ જેમ બને તેમ ટુંકમાં આપેલી ખબરથી નવાબ તો ફાટીજ ગયો અને જમીનપર તે બીચારો ફસડાઇ

પડયો અને ત્યારે–ત્યારેજ તેણે ડુસ્કે ડુસ્કે રડીને, તેને ખબર આપવા આવેલાઓને તેના મેહેલપર જપ્તી આવ્યાની ખબર આપી.

નવાબની કલાપીત અને કકળાટ કેટલોક વખત સુધી સમી શકયાં નહીં, પણ જયારે તેને ખાતરી આપવામાં આવી કે બેગમ મરી નથી ગઈ, તેણીને થયલો જખમ છેક કારી નથી, ત્યારે અને ત્યારેજ તે જરા શાંત થયો, અને બેગમ શુધ્ધીમાં હતી કે? તેણી બોલી શકતી હતી કે? તેણીએ કાંઇ ખુલાસો તો કીધો હશેની? અને કોઇ તબીબને બોલાવી મંગાવ્યોછ કે? એવા એવા સવાલો તે પૂછવા લાગ્યો, અને તે સવાલોના જવાબો તેટલાજ ટુંકા અને ટચ હતા કે બેગમ તદ્દન બેશુદ્ધ હાલતમાં હતી, અને જો કે તેણીની જીંદગીની જોત તદ્દન બુઝાઇ નહીં ગઇ હતી, તોપણ, તેણીને જેઓએ જોઇ હતી તેઓનાં દિલમાં તેણીને જીવવાની આશા થોડીજ હતી. તેણીની બેટીઓ, દાસીઓની મદદથી તેણીના ઓરડામાં લેઇ જવાની તૈયારી કરતી, હતી, તેટલાં, તેઓ તેને તે ખબર કરવા ત્યાં બનતી ઉતાવળે આવ્યા હતા; અને વળી બેચાર નોકરોને નજીકમાં રહેતા બે ત્રણ તબીઓને બોલાવી લાવવાને માટે દોડાવવામાં આવ્યા હતા.

જેવા તેને પોતાના સવાલોના જવાબો આ પ્રમાણે મળી રહ્યા કે તેણે બેગમના ઓરડામાં દોડી જવા માંગ્યું, પણ બધાંઓએ તેને તેમ કરતો માહા મુશ્કેલીએ અટકાવ્યો, કેમકે, તેઓ બીહીતાં હતાં કે રખેને બેગમની હાલત કદાચ સુધરે અને તે થોડી ઘણી શુદ્ધીમાં આવે તો નવાબની કળાપીત જોતાંને વાર તેની હાલત પાછી હોય તેના કરતાં વધુ માઠી થાય અને તેવા અચાનક આંચકાથી કદાચ પરીણામબી ઘણું બુરૂં આવે. તેઓ સરવેને સારી રવેશે ખબર હતી કે તે પોતાની બેગમને ઘણાજ મજબુત પ્યારથી ચાહતો હતો અને તેવી એક ખુબસુરતીને પોતાની મોહોરદાર તરીકે ધરાવવા માટે તે ઘણો

મગરૂર હતો, અને તેટલા માટે તેણીને તેવી હાલતમાં પડેલી જોતાંને વારજ તે હદ બાહાર ઉશ્કેરાઇ જાય એ બનવા જોગ હતું.

આ રીકઝીક ત્યાં ચાલતી હતી તેટલાં કોઈથી તેમને ખબર મળી કે બાહોશમાં બાહોશ તબીબી મદદ ત્યાં આવી ચુકી હતી અને તુરતજ નવાબજાદા રેહેમને આવી તેઓ સર્વને, તબીબો ત્યાંથી જાય નહીં ત્યાં સુધી બેગમના ઓરડા આગળ વટીક જવાની મનાં ફરમાવી.

નવાબજાદો પોતે પણ હેબત ખાઇ ગયો હતો, પણ તે છતાં પોતાના દુઃખી પેદરને દિલાસો આપી તેને ઠંડો પાડવાનું તેણે પોતાનું બનતું કીધું. તેના કેહેવાપરથીજ માલુમ પડયું કે તે, પોતાની બેહેનો અને એક બે દાસીઓની મદદથી બેગમને તેણીના ઓરડામાં લઇ ગયો હતો, જ્યાં તેઓ સરવે તેણીની સારવારમાં રોકાયાં હતાં, પણ એક વહાડકાપમાં પ્રવીણ થયલો શસ્ત્રવૈદ એક બીજા બાહોશ તબીબ સાથે આવી લાગતાં, માત્ર વડી દાસીને ત્યાં રહેવા દઇ તેઓએ બાકી સઘળાંને તે ઓરડામાંથી બાહાર જવા ફરમાવ્યું હતું. આ બનાવથી સલીમાની તબ્યત એકાયક બગડી આવી હતી, જેની સારવામાં નુરજહાંન રોકાઇ હતી એમ વળી તેણે ઉમેર્યું.

જલસો શુરૂ થયા પછીના બે કલાકમાં બીચારાં સરફરાજ ખાનદાનની આ કેવી દુર્દશા?

---

## પ્રકરણ ૧૭ મું.

### તબીબોનો રીપોર્ટ.

પણ ત્યારે આટલો વખત અનવરખાં સૌદાગર કયાં હતો? તે દેખીતા પુરાવાથી સઘળાંઓએ તેને બાપોકાર જાહેર કીધેલો તે ખુની અનવર આટલો વખત શું કરતો હતો?

જ્યારે તે ખુનનું તોહોમત તેની ઉપર મૂકી તેને પકડવામાં આવ્યો, ત્યારે, નહીં તે કોઇની સામો થયો, કે નહીં તે તોહોમતનો તેણે ઇન્કાર કીધો. ઠંડીથી થથરતી રાતે ખુલ્લાં મેદાનમાં ભટકતા મુસાફરનાં હાડકાં જેમ પડતા ઠારથી અકડી જાય તેમ તે બનાવે તેની શુદ્ધબુદ્ધ લુટી તેને સુનો સાવજ અને પુતલાં જેવો સ્તબ્ધ બનાવી મુકયો હતો. તે કાંઇજ બોલ્યો નહીં કે બોલવાની તેણે કાંઇ કોશેશ કીધી વટીક નહીં. પેહલાં તો તેની નજર સામે બનેલો બનાવ ખરેખર બન્યોજ હતો કે તે એક ખાલી ખાબ હતો તે વટીક તે સમજી શકયો નહીં. પણ જ્યારે તેની આસપાસ ફરી વળેલાંઓમાંનાં કેટલાં-કોએ તે બેગમનાં બેભાન પડેલાં શબને ત્યાંથી ઉંચકવાની તજવીજ કરવા માંડી, ત્યારે અને ત્યારેજ તેનું સાવજપણું ઉડી ગયું, અને પુતલાં જેવી સ્તબ્ધ હાલતમાંથી તે જાગૃત થયો. એક—એકે-એક બોલ તે બોલ્યો નહીં, તોપણ, બેગમના શાંત ચ્હેરાપર ટગરટગર જોતો તે ત્યાં ઉભોજ રહ્યો.

બેગમને ત્યાંથી લઇ જવામાં આવી કે ત્યાં ઉભેલાં બાકીનાઓએ તેને નવાબના બે નોકરોને હસ્તક સોંપ્યો, જેઓ તેને તે સીડી ઉતરી પેલા નાના બાગ મારફતે ત્યાંથી લઈ ચાલ્યા અને ખાસ હુકમથી તેને એક ઝનુની ફાડી ખાનારાં જાનવર માફક એક મજબુત કોઠડીમાં પૂર્યો, જ્યાંથી તેને પોલીસનાં માણસો આવી લઇ ગયાં ત્યાં સુધી તે ત્યાંજ રહ્યો.

હવે આપણે નવાબના કસ્રેખાસ જ્યાં નવાબજાદાને પોતાના પેહરને પટાવતો મૂકી આવ્યા છીએ ત્યાં પાછા જઈએ. ત્યાં જઇ આપણે જોઇશું તો આપણને માલમ પડશે કે, નવાબજાદો પોતાના બાપને મનાવવામાં ઘણે દરજ્જે ફત્તેહ પામ્યો હતો અને જરાતરા

નવાબ શાંત થયો તેટલાં તો એક તબીબ તેની આગળ આવ્યો અને તેને ખબર કીધી કે બેગમને તેણીનાં જમણાં ખભાંની નીચે એક ઉંડો ઘા પડયો હતો, પણ તે છરીની અણી તેણીએ પેહેરેલાં સીલ્ક અને સાટીન જેવાં લીસાં કપડાંને લીધે સરી જતાં તે જખમ પ્રાણઘાતિક થતો બચી ગયો હતો; તે જખમ ઉંડો હતો ખરો, મગર, જેવો પહેલે ધારવામાં આવ્યો તેવો તે જખમ મજબુત કે જોખમભરેલો નહીં હતો, અને તે તપાસ પછી તે બંને તબીબોનું મત મજબૂત હતું કે બેગમને સાજી થવાના સંભવ ઘણા હતા. તેણી શુદ્ધમાં તો આવી હતી, પણ હાલ તુરત તો એક બોલબી તેણીથી બોલાય તેમ નહોતો અને તેવીજ હાલતમાં તેણી કાંઇક દીવસો કાઢશે એમ તેઓ માનતા હતા.

એવો તે તબીબોનો રીપોર્ટ હતો, અને જો કે આંખ વીંચીને ઉંઘડે તેટલા વખતમાં બનેલો તે બનાવ ઘણો ભયંકર હતો, પણ, ધારવા જેટલો તે બુરો નહીં નીપજ્યો હતો તેજ એક મોટો સંતોષ હતો, અને હવે નવાબ સરદાર અલીખાન યારજંગે પોતાના હંમેશના ઉદાર સ્વભાવને અનુસરી સાઅદતખાનનું દેવું પતાવવાનું માથે લીધું, જેની જામીનગીરી બાઇજત સ્વિકારી બાપટીસ્ટા પોતાનાં માણસોને લઇ ત્યાંથી વિદાય થયો.

આ છેલ્લા તબક્કાને તે આખા બનાવનું સેવટનું પ્રકરણ માની લઇ એક પછી એક સઘળા પરોણાઓ ત્યાંથી સટી જઇ મૈયતની એક મહેફીલમાંથી નીકળ્યા હોય તેમ ગુપચુપ દલગીર ચ્હેરે દાંયબાંય થઇ ગયાં.

# પ્રકરણ ૧૮ મું.

## બાપ-બેટાની મસલહત.

જેવી 'સાબેરગંજ' ના દરવાજામાંથી છેલ્લી ગાડી નીકળી પસાર થઇ ગઇ કે નવાબે સઘળા નોકર નફરોને તાકીદ કીધી કે, તુરત બન્ને હૉલમાંની બત્તીઓ બુજવી પોતપોતાને વગેસગે થઇ તેઓએ સુઇ જવું. તેણે બાહારથી ધારણ કીધેલાં ગંભીર મક્કમપણાંની હેઠે છુપાયલી બેચેની કોઇ ધ્યાંનથી જોનારથી છુપી રહી શકે તેમ ન હતી; અને આ સઘળા ઉપરાસાપરી બનાવો પછી તે બેચેન હોય એ તદ્દન કુદરતીજ હતું; અને તેથીજ તે બેચેની વચ્ચે એકલા પડી નીરાંતે વિચાર કરવાની આતુરતાને લીધે તેણે તે નોકરોને ઉપલો હુકમ ફરમાવ્યો હતો, અને જ્યારે તે રૈશનીની રેલમાં ડુબી રહેલા ઓરડાઓ અંધારા ગારમાં ગરક થયા, ત્યારેજ, જરા નવાબને નીરાંત વળેલી જણાઇ, અને ત્યારેજ તેને લાગ્યું કે તેણે પોતાનાં મનમાં ધારી રાખેલી એક યોજના અમલમાં મેલવાનો તે હવે બરાબર વખત હતો.

તેની યોજના શું હતી? આપણે તે થોડુંકમાં જોઇશું. બતી બુજવી સઘળા નોકરો સુવા ગયા એવી પોતાની ખાતરી કરી, પોતાના ખાસ નોકરનેબી રૂખસદ આપી તે પોતાના બેટા રેહેમત સાથે પાછો કમ્રેખાસમાં આવ્યો.

તેઓ બન્ને ત્યાં એકલા પડતાં નવાબે ધ્રુજતે હાથે રેહેમતને બાજુમાંથી પકડયો અને તેને પૂછયું, "બેટા, રેહેમત, એક કુચ કરતાં લશ્કરની માફક એકેક પછી ચઢી આવેલી ઉપરાસાપરી આફતો તો તેં જોઇની? હવે મારો સડેલો મામલો જે અત્યાર સુધી તારીથી થોડે યા ઘણે દરજ્જે છુપ્યો હતો તે હવે તારી નજર સામે આઇના પેરે

ખુલ્લો થઇ ગયોછ, અને અત્યારમાંજ જો તત્કાળીક ઇલાજો લેવામાં નહીં આવશે, તો હું સદંતર નાશ પામીશ એ નક્કીજ છે. ત્યારે હવે, બોલ, એ સઘળા બનાવોનો મગજપર ભાર લઇ તું સુઇ જવા તૈયાર છે?"

"એ સવાલજ કેવો વ્હાલા પેદર? તમારો મામલો તંગ છે તે હું જાણુતો હતો, પણ તંગી તેનાં સઘળાં ઘાતકી જોર સમેત તમારી આસપાસ ફરી વળી તમને આટલી હદ સુધી ઘેરી લેશે, એવી તો વક્કી મેં રાખી હતીજ નહીં-ત્યારે બોલો મારા વ્હાલા પેદર, કે તમને હું કયી રીતે મદદ થઇ શકશ? અને જે બનાવે મારી માદરની જીંદગીને જોખમમાં લાવી મેલીછ તે બનાવ પછી હું પુછુંછ કે બીજાં ત્રીજાં કામમાં તમારૂં મન રોકવા જેવી હીંમત તમારામાં બાકી છે?"

"આહ! ખુશીથી, બેહદ ખુશીથી. મારી વ્હાલી, જાનથીબી આલા બેગમનાં બીછાણા આગળ ઉભો રહી ખડે પગે તેણીની હું સારવાર કરૂં, પણ તેમ કરૂં તે પ્હેલાં આપણાં સરફરાજ ખાનદાનને માંથે ચઢી આવેલું આ શીહા વાદળ કાંઇબી ભોગે મારે વિખેરી નાંખવુંજ જોઇયે."

"ત્યારે શું એ મામલો જીવ જવા જેવી બારીકીપર આવી ઉભોછ?"

"આહ! કમનસીબ છોકરા, જે વરૂં આપણાં બારણાંમાં-આપણા ઉંબરપર આવી ત્રાંપી રહ્યુંછ, તેને ત્યાંથીજ હાંકી કાઢયે તો તેમ અને નહીં તો તે જરા અંદર પેઠું તો શું પરીણામ આવશે તે હું કહી શકતો નથી. એક દજન માંગનારાઓ કાલે પોતાના બેલીફોને અતરે મોકલશે અને તેમ જો થયું તો—"

"ઓ ! ત્યારે તો મને કહીજ દયોકે એ આફત–એ ભયંકર આફત કેમ ટાળવી ? અને ટાળવાને મારે તમને કઇ રીતે મદદ કરવી ? બોલો, વ્હાલા પેદર, કેમકે ઉંઘની મને જરૂર નથી, આસાયશ મને હરામ છે અને—"

" ત્યારે તો અમસ્થી વાતચીતમાં આપણો કીંમતી વખત આપણે રોકવો જોઇતો નથી. હમણાં એક તો થઈ ગયોછ, એટલે મધ્ય રાતપર એક કલાક ઉપર થયોછ ! પણ કાંઇ નહીં, તું હ્યાંથી કોઇ ન જોય તેમ સટી જા અને સાઅદતખાનને હ્યાં બોલાવી લાવ."

" તેને શું ભર રાતે જગાડું ?"

"હું તને કહી ચુકયોની કે એક કલાક–અરે એક મીનીટ–હવે ખોહોવાનો આ વખત નથી. જલ્દી જા, મારા વ્હાલા બેટા, ઢીલ ન કર, અને તે લુચ્છા, મતલબી, લોભી વકીલને તું જઇને જો કેહેશે કે હું મારૂં સઘળું કામકાજ તેનીજ પાસે કરાવવા માંગુછ, તો તેને તેનાં હુંફાળાં બીછાણાંમાંથી ઉઠાડવા માટે જરાબી તે ચીરડાવાનો નથી."

"ઠીક છે, પેદર, હું હમણાંજ જાઉંછ" કહી રેહેમત ત્યાંથી બહાર નીકળવા જતો હતો, તેટલાં તેને અટકાવી નવાબ બોલ્યો, "પણ જો દીકરા, તારે કોઇ જાણે નહીં તેમ બહાર નીકળી જવું, હંકે ! બહારનાં બારણાની ચાવી તું લેતો જજે, તું તેને લઇને આવે અને હ્યાં હું ન હોઉં તો જરાવારમાં આવીશ એમ તેને ખાતરી આપી બેસાડજે."

"ત્યારે શું તમેબી કેઠે જાવોછ ?"

" નહીં; એ સવાલ પૂછવાનું તારા મગજમાં કેમ આવ્યું ? તારા ગયા પછી હું મારા ઓરડામાં જઈ કાંઈ ખત પત્રો તૈયાર કરી રાખીશ, કે વખતે સાઅદતખાં તે જોવા માંગે તો તુરત હાજર કરવાને બની

આવે-પણ વળી પાછો સોના જેવો કીંમતી વખત ગુમાવતા આપણે ઉભા !" એમ બોલી ચીરડાટમાં નવાબે જમીનપર પગ અફાળ્યો.

તુરતજ રેહેમત ત્યાંથી નીકળી ચાલ્યો, અને થોડાજ વખતમાં આગલાં બારણાની ચાવી લઇ છુપાછુપ તે બહાર સટી ગયો.

તેને આમ જવાને થોડો વખત ગયો નહીં કે નવાબ એક મોટો સાહયો ઓઢી, આગલાં બારણાંની એક બીજી ચાવી લઇ રહેમતની માફકજ ચોરી છુપીથી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

### સાઅદતખાન વકીલ.

એક કલાકમાં નવાબ પાછો આવ્યો, અને ઘણીજ સંભાળ અને સાવચેતીથી તે અંદર દાખલ થયો કે તયાં ટાંગેલાં ફાનુસમાંની બતીનો ઉજાસ તેના ચ્હેરાપર પડયો, જે ચ્હેરો તદન ઉજળો પુણી જેવો હતો અને તેના હાથ એટલા ધ્રુજતા હતા કે તે બારણું પાછું બંધ કરી તેનીથી તાળાંને કુંચી વટીક ઉતાવળે નહીં દેવાઇ. પેલો સાહયો તેણે આગલા હાલમાંજ કેઠે મુકયો અને તુરત પોતાના કમ્રેખાસમાં ગયો, જ્યાં જતાંજ રેહેમતને હજી આવી પુગેલો ન જોઇ તેના ચહેરાપર સંતોષ પ્રગટી નીકળ્યો. રેહેમત આવ્યો હશે કે નહીં તે વિષે જે રીતે તે ચિંતાતુર થયો હતો તેપરથી ખુલ્લું દેખાતું હતું કે જે ઠામે તે ગયો હતો, ત્યાં, ધાર્યા કરતાં તેને વધુ વખત ખોટી થવું પડયું હોવું જોઇયે, અને તેથીજ જ્યારે પાછો આવતાં તેણે રેહેમતને પાછો ફરેલો નહીં જોયો ત્યારે તે કાંઇક ખુશી દેખાયો.

ઓરડામાં દાખલ થઇ તેનું બારણું અળગું બંધ કરી તેની છાતીમાં થતું તરેહવાર ગુસ્સાઓનું તુફાન જેમ તેમ દાબતો તે

અહીંથી તહીં ફેરા ખાવા લાગ્યો. તેને પોતાને આવ્યાને અડધો કલાક થયો, પણ તેનો બેટો હજી આવ્યોજ નહીં, એટલે નવાબ વધુ અને વધુ બેચેન થવા લાગ્યો; ત્યારે એ ઉપરથી દેખીતું હતું કે પોતાને માથે ચઢી આવેલાં આફતનાં વાદળને વિખેરવા માટે સાઅદતખાં વકીલ ઉપરજ મોટો આધાર બાંધી તે બેઠો હતો.

આખરે કોઇનાં સંભાળ અને સાવચેતીથી પડતાં પગલાંનો ધીમો અવાજ તેને કાને પડયો, કે તે તેની લટાર બંધ કરી એકદમ ઉભો રહી ગયો અને તે અવાજ કાન દેઇ સાંભળવા લાગ્યો. થોડે વારે તે બંધ બારણું ઉઘડયું અને સાઅદતખાં વકીલ રહેમત સાથે અંદર આવ્યો.

સાઅદતખાનને તેણે બાઇજત આવકાર દીધો અને પછી રેહેમત તરફ ફરી તે બોલ્યો.

"અને હવે મારા વ્હાલા બેટા, તું તારા ઓરડામાં જા; કેમકે તુંને થાક ઘણી ચઢી હશે અને વકીલ સાહેબ સાથનું મારૂં કામ પુરૂં થતાં ઘણોજ વખત લાગશે."

પોતાના બાપનું આ બોલવું સાંભળી રેહેમતનાં ચ્હેરાપર નિરાશી ફરી વળી. તે તો એમજ માનતો હતો કે તેને હવે તેનો બાપ પોતાના વિશ્વાસમાં લેશે અને જે કામ માટે સાઅદતખાન વકીલને તે 'સાબેર ગંજ' માં લઇ આવ્યો હતો તે કામમાં તેનો પેદર તેની મદદ ખુશીથી લેશે. ત્યારે પોતાના બાપનું ફરમાન આવી તજવીજથી બજા લાવ્યા પછી તેનો બાપ તેની ઉપર એ રીતે અવિશ્વાસ બતાવે તે વિચારથી તે ઘણો દુઃખી થયો.—વળી તે એમબી સમજતો હતો કે જે કામકાજ સરફરાજ ખાનદાનના તંગ થયલા મામલાનો નિર્ણય કરવાનું, તે કામકાજમાં તેણે તેના એક પુરા વારેસ તરીકે લાભ લેવોજ જોઇયે.

એ સઘળા વિચારોની ખેંચતાણુ અને તાસવીસ તેના ચ્હેરાપર પ્રગટી નીકળી, જે જોઇ તેનો બાપ કાલાવાલા કરતો બોલ્યોઃ-

"મારા વ્હાલા બેટા, હમણાં તો તું જા અને હયાં બનતી સઘળી બીનાથી તુંને કાલે સહવારે હું વાકેફ કરીશ; હું તુંને અરજ ગુજારી કહુંછ કે અમને બેઉ જણને હયાં જરા એકાંતમાં વાત કરવા દે."

નવાબનાં આ બોલવા પછી તુરતજ રેહેમત ત્યાંથી જતો રહ્યો અને જેવું તેની પછવાડે બારણું તેણે બંધ કીધું કે એક ખુરસી આપી વકીલને બેસવા તેણે અરજ કીધી અને બીજી પોતે ખેંચી વકીલની સામે પોતે ગોઠવાયો.

સાઅદતખાન વકીલ લગભગ પચાસ વર્ષની ભરતીમાં ભરાયલો કઠોર અને ઘાટકી ચ્હેરાનો આદમી હતો. તેના ચ્હેરાપર અત્યારથી વળી ચુકેલી કેટલીક કરચલીમાં પૈસો એકઠો કરવાની હાયહાય અને ખેંચતાણુ પ્રગટ દીસ્તી હતી. તે ઠંડો, ગણત્રીબાજ અને સખત સ્વભાવનો હતો. તેના મનની કીલેબંદી એટલી મજબૂત હતી કે ગમે તેવી રીબતી ગરીબી યા કકળતી કાકલુદી તે ઉપર કવચીતજ અસર કરી શકતી. તે હુશ્યાર અને ચંચળ હતો તેમજ વકીલના ધંધામાં ગબ્બર થવા માટે જે દાવપેચ અને કળા કુનેહ જોઇએ તે સઘળાં તેની સાથે સાથેજ તેનામાં કુદરતી જનમ પામ્યાં હતાં, એટલે તેને ત્યાં ઘરાકોની રેલ હતી, જે ઘરાકીથી એક ઘણી મોટી દોલત તે જમા કરી શકયો હતો. તેની પાસે દોલત જમા થઇ કે તે બાબતની તેની લાલચ જરા સમી અને તેનામાં બીજા એક લોભની લાગણી ઉભરી નીકળી અને જે વખતે તેને અમે વાંચનાર સનમુખ તેના ખરા આકારમાં ઉભો કર્યે છીયે તે વખતે તે પોતાની હમણાં સુધીની કુંવારી હાલત છોડી પરણેલી હાલતમાં જવાનો વિચાર કરી ચુકયો

હતો. તેની જીંદગીમાં તેનો એ લોભ પહેલોજ હતો કે જેમાં પઇસા જમા કરવાની હોંસનું જરાબી તત્વ સમાયું ન હતું. તેને સારી રવેશે માલમ હતું કે તેના જેવા એક વંઠેલ અને કસરેવજ જાહેર થયલા વકીલ સાથે ઉંચ કુળની જરદાર બાનુ સદાની જોડાઇ તેની ભાગ્યણુ થવાને તો ઘડીભરબી તઇયાર નહીંજ થવાની, એટલે કરજે ખાઇ નાંખેલાં ખર્ચો ખરખર થઇ ગયલાં એકુ ખાનદાનની બેટી તેણે શોધવા માંડી હતી.

તે ઠીંગણો પટલો અને કમરેથી કાંઇક વળેલો હતો; તે છેકજ કદરૂપો કે બેડોળ તો હતોજ નહીં, તેમ તેનો ચ્હેરો એવોબી નહીં હતો કે તેને જોનાર તેની તરફ કાંઇ ભાવથી ખેંચાઇ આવે. રીતભાતમાં તે કઠોર અને હલકત હતો, અને તે છતાં પોતાની રીતભાત–અને ચાલ-ચલણને પોતાનાં કુલોને અને આવી લાગેલા વખતને અનુસરતી તે કરી શકતો હતો. વકીલ તરીકેની તેની ધીકતી હાલતે તેને તુંદ અને તુમાખી બનાવી મૂકયો હતો અને પોતાની દોલતને લીધે તે મીજાજી અને મગ-રૂર બન્યો હતો. તે પોતાના પેહેરવેશમાં બી ટચાક અને ઇતર હતો અને ઇસ્કી દેખાવા માટે પુરતી થઇ પડે તે કરતાં પણ વધુ જીણસો પોતાનાં બદનપર તે લટકાવી નીકળતો.

એવો તે સાઅદતખાં વકીલ હતો, જેની અમે આટલી બારીક તપાસ લીધી છે, કેમકે, આપણી વારતાના તખ્તાપર તે ઘણો ઉપ્યોગી ભાગો ભજવી બતાવનાર છે.

પણ ત્યારે એવા આદમીને એવડી રાત્રે બોલાવવામાં નવાબની શી મકસદ હતી?

તે આપણે નીચલાં પ્રકરણમાં જોઇશું.



# પ્રકરણ ૨૦ મું.

## મૌતનું વારંટ.

બેસતા વાર વકીલે નવાબ સાહેબની માફી માંગી કે જે વેળા રેહેમત તેને તેડવા આવ્યો તે વખતે તે પોતે કોઇ મજલીસમાં ગયલો હોવાથી તેનાથી તુરતાતુરત આવવાને બન્યું નહીં, અને તે પોતાના સઘળા ભપકા ભરેલા ઠાઠમાંજ ત્યાં આવ્યો હતો, તેપરથી તેનું બોલવું નવાબ સાહેબને ખરૂંજ લાગ્યું.

"આજ રાતે અત્રે બનેલા એક ભયાનક બનાવની રેહેમતે તમને ખબર તો આપી હશે?" નવાબે તેને પૂછ્યું.

"હા, મેહેરબાન સાહેબ અને તે બનાવ તરફ મારી ખરાં દિલની દિલાસોજી છે એમ નક્કી માનજો. આહ! તે બીચારી, કેવી ખુબસુરત—કેવી સોહામણી! એવી એકને તમો પરણેતર દાખલ ધરાવવામાં મગરૂર રહો તેમાં શું નવાઇ? પણ એમ કોણ માને કે અનવર તેણીનું ખુન કરે? અને તેણીનું ખુન કરવાની અનવરને મતલબજ શું હોય? કદાચ એક ઘડીનાં ઘેલાપણાંમાં એમ તેણે કીધુંજી હોય, યા તો, તેની તરફથી બેગમ સાહેબને થયલું કાંઇ અપમાન તેણીએ તુચ્છકારી કાઢ્યું હોય, તો તેના આંધળા આવેશમાંબી તેણે એમ કીધું હોય! પણ પેલા બાપટીસ્ટાની મુલાકાત માટે હું આશા રાખુંછ કે તમે મને ઠપકો આપશો નહીં કેમકે મારે માટે મારી તરફેણમાં બાકી રહેલાં તે એકના એક પગલાંથી—"

"સાઅદતખાન, મેહેરબાની કરી તે વિશે તમે મને પ્હેલે બોલવા દેશો?"

"તમે જ્યાં સુધી પુરતુ બોલી નહીં રેહેશો ત્યાં સુધી એકબી બોલ હું બોલવાનો નથી" સોનાની એક દાબડી કાઢી તેમાંથી તપખીરનો એક મોટો ચમટો ભરી સુહુરાકો લેતાં તે વકીલ બોલ્યો

"તમને માલમ હશે કે, આવતી કાલે મારા કેટલાક માંગનારાઓ મારી ઉપર ઉલટનાર છે; એ વાત તમને ખબર છે એમ મને તમાશજ બેલીફે કહ્યું. હવે કેટલાક મહીનાની વાતપર તમે મારી સાથે ચોક્કસ શરતો સાથનું લખાણ કરવાની અણીપર હતા કે જે લખાણની રૂએ હું મારી તે વખતની મુશ્કેલીમાંથી છુટું તેમ હતું; તે વખતે મેં તે લખતમાંની તે શરતોને તુચ્છકારી કાઢી—તુચ્છકારી કાઢવાની મેં મુરખાઇ કીધી હતી, અને તે શર્ત તેમાં નાંખવા બાબે મેં તમારી તરફ મારો ધિક્કાર વટીક જાહેર કીધો હતો, જેને માટે આજે હું તમારી પાસે માફી માગુંછ, તો જો કે તમારૂં કરજ વસુલ કરવા માટે થોડાક કલાકની વાતપર તમે ભરેલાં પગલાંથી તમારૂં તે વેર તો વળી ગયલું હું સમજુંછ."

"એ વેર વાળવાની બાબદ હતીજ નહીં, મુરબ્બી સાહેબ; હું જેણી કામ કરૂંછ, તેમાં મને થતા લાભને લગતા વિચારો સીવાય બીજી ભલતી લાગણીને હું કદી શરણ થતોજ નથી; વેર લેવા જેટલો હું નીચ છું કે વેર નહીં લેવા જેટલો હું ઉંચ છું, તે હું કહી શકતો નથી. એટલું કેહેવું બસ થશે કે, વેર તો હું કોઇપર લેતોજ નથી. હા, એટલું હું કબુલ કરૂંછ કે તમારી તરફ તમને ઘેરવાને ખેંચાઇ આવતી બીજી આફતોની મને જાણ થતાંજ તેઓમાં પહેલો મરતબો પામવાને મેં એ પગલું લીધું."

"હું જાણીને ખુશી છું, ત્યારે, કે તમારી લાગણી મારી તરફ વેર લેવા જેવી નથી. ત્યારે થોડા મહીનાની વાતપર મારી પસંદગીને માટે તમે લખી મોકલેલી શર્તને માટે મેં તમને શું કહ્યું હતું તે તો તમને માલમ હશે?"

"તમે તે વાંચી ઘણા અચરત થયા હતા, કે મેં એવી બેહાદઇ અને એવી છુટ લેવાની હીંમતજ કેમ કીધી હતી."

"નહીં, નહીં, તમો અંદરખાનેથી ધારોછ તેવી મતલબ મારી હતીજ નહીં, મેં તો તમને તે વખતે જણાવવા માગ્યું હતું કે મારો બેટો—"

"તમે તે વખતે જે જણાવવા માંગ્યું તે મને બરાબર યાદ છે" વકીલે પોતાનાં ઘડીયાળના છેડા સાથે રમત કરતાં કહ્યું "તમે તે વખતે મને સમજાવવા માંગ્યું કે તમારો બેટો થોડાજ વખતમાં ઉંમરે આવતાં તમારાં ખાનદાનનાં નામ પર ચઢાવેલી સઘળી જમીન જાગીરને તે બાધમાંથી છોડવી નાખવામાં તમને મદદ કરશે અને તમારા માગનારાઓને એવી જામીનગીરી આપશે કે તેઓ દરેક વાતે સંતોષ પામશે અને તેના જવાબમાં હું એ તકરાર લઇ આવ્યો હતો કે, જ્યારે તમે તમારા પેદર સાથે મળી એ જાગીરોનો મોટો ભાગ છોડવી નાંખેલો હોવાથી તમારા બેટા માટે હવે છોડાવાનો એટલો નાનો ભાગ બાકી રહ્યોછ કે તેમાંથી જવલેજ તમારા બધા માંગનારાઓને પુરેપુરૂં મળી શકે. અને હવે તમે પાછળથી લીધેલી તપાસનું પરીણામ કાંઇ જુદુંજ જાહેર થયું હોય તો તમે મને કહો."

"તેથીજ ઉલ્ટું, સાઅદતખાન, બારીકીથી તપાસ કરતાં તો તમારી તે વખતની તરક ખરી પડીછ."

'ત્યારે તો તમે જે તમારા પેદર સાથે મળીને કીધું તે હવે તમારો બેટો ઉંમરે આવવાથી તમારી સાથે મળીને કરવા જાય તો સઘળી જાગીર, જમીન અને માલમીલકતની હરાજી કરવીજ પડે અને સરફરાજ ખાનદાન નાશ પામે, ખરૂં કેની ?"

"હા, એમજ છે" નવાબે ગુંગળાતે સાદે કહ્યું.

"ત્યારે તો એ આફતમાંથી ટળવાનો તમારે માટે એકજ રસ્તો છે, અને તે એ કે જેમ બને તેમ કાંઇબી રસ્તે અને કાંઇબી ભોગે

એવી એક રકમ મેળવવી કે જેમાંથી ઘણુાજ અધીરા બનેલા માંગનારાઓનું ભી પટાવી શકાય અને તેમાંથીજ તમારી જાગીર જમીનની હાલતનેભી સુધારવાનું તમને ફાવે, કે જેથી તે જમીન જાગીરની ઉપજ એટલી બોહોલી થઇ જાય કે તેમાંથી તમારૂં પોષણુ થાય અને મારગેજ રાખનારાઓને વ્યાજ પણુ આપી શકાય." અને નવાબની થઇ પડેલી આ હાલતને તેના ખરા આકારમાં ખુલી કરતાં વકીલે તપકીરનો એક બીજો સુહુરાકો ખેંચ્યો.

"તમે જે સાર ખેંચ્યો તે વાજબીજ છે." નવાબ બોલ્યો, "જો બે વર્ષની મુદત માટે મને પાંચથી સાત લાખ રૂપ્યા મળે તો હું બચું તેમ છે."

"યા અલ્લાહ! એ રકમ તો બહુજ મોટી કહેવાય, પણુ, તમે કયી રીતે ત્યારે મારી મદદ ઉપર આધાર રાખોછ?" વકીલે પૂછ્યું.

"ત્યારે, તમે થોડાક મહીનાની વાતપર મારી પસંદગી માટે રજુ કીધેલી શરતોનો કાંઇ પાછો ખ્યાલ કીધોજ નથી?"

"નહીં; મારા મેહેરબાન મને તેવો કાંઇ વિચાર પાછો આવ્યોજ નથી, પણુ બે વર્ષને માટે નાણાં ઉછીકાં લેવા સાથે તે શર્તને તમો મેહેરબાન કયી રીતની નીસબત ધરાવતી ધારી શકોછ? તે વખતની મારી તમો જોગી દરખાસ્ત સાદી અને સ્હેલી હતી મેં તમારા હાથમાં વગર પાવતીએ, વગર જામીનગીરીએ, વગર સહી શાખે પાંચ લાખ રૂપયા મુકવા માંગ્યા અને તેને બદલે મેં એવી એક શર્ત કરવા માંગી કે—"

"હા, હા, તે શર્ત મને યાદ છે." જાણે વકીલ કાંઇ અણુગમતું બોલવા જતો હોય તેમ તેને ઉતાવળે અટકાવી નવાબ બોલી પડયો, "મેં તે વખતે તમારી તે શર્તમાં એટલોજ સુધારો કરવા આવ્યા

હતો કે તમારે મને બે વર્ષની મુદ્દત માટે મારી પોતાની જામીનગીરીપર તે રકમ આપવી, જે રકમ જો હું તે બાંધી મુદ્દતમાં ભરવા નહીં પામું તોજ તમારે પેલી શર્ત બજા લાવવાની મને ફરજ પાડવી અને—"

"બે વર્ષ—બે વર્ષ." વકીલ બડબડયો, "મુદ્દત બહુ લાંબી કહેવાય, કેમકે, પચાસ વર્ષનો તો હું હાલ છું—અને—પાંચ લાખ રૂપ્યાની રકમબી ઘણી મોટી છે, અને દિલમાં ઘણુંની શાંતિ રાખેલી ઉમેદ બર લાવવાનાજ બદલામાં તે કાઢી આપવાની કોઈને લાલચ થાય વારૂં, નવાબ સાહેબ, મને જરા વિગતે સમજાવશો કે તે મુદ્દત પછી મારી આપેલી રકમ ભરી દેવાનો સંભવ કેટલોક છે કે જેથી મારી પેલી શર્ત મારીથી બજાવી નહીં શકાય?"

"હા, તેમ હું કરીશ. મને જે પાંચ લાખ રૂપ્યાની રકમ મળે તેમાંથી ત્રણ સાડા ત્રણ લાખ તો કેટલાક મારો નાશ કરવાને બજીદ થઇ બેઠેલા માંગનારાઓને જશે. બાકી દોઢ બે લાખ રહેશે તે મારી જમીન, જાગીર અને મીલકતને સારા પાયાપર મુકવાને કામ લાગશે અને અલબત મને ખબર છે કે તે મારી મીલકતો જે મને આવક આપશે તે કાંઇ એટલી બોહોળી નહીં થશે કે જેમાંથી હું મારો ગુજારો કરી મારા મારગેજીઓને વ્યાજ ભરી શકીશ; મગર, મને જે ઉમેદ છે તે એ કે તેટલા અરસામાં મારી એકુ બેટી કોઇ જરદાર જવાન સાથે પરણી જશે, જે જવાન મારી એટલી અડીબડી સાચવી લેવાને ના નહીંજ કહેશે."

"મને આટલી વિગતે સમજ પાડવા માટે હું તમારો ઉપકાર માનું છ. ત્યારે જાણે તો તમે તમારી મતલબ પાર પાડવા માટે મને એક તુચ્છ હથ્યારજ—"

"નહીં, નહીં, નહીં." નવાબ બોલી પડયો, કેમકે, તેને બી જણાયું કે જરા વધુ ખુલાસાથી બોલતાં વકીલને ચટકો લાગે તેવું તેનીથી કહેવાઇ ગયું હતું. "હું એ બધું બોલી તમને સાએતી આપવા માંગુછ કે બેઉ રીતે જોતાં તમારાં નાણાં અને મારી જામીનગીરી સલામત છે."

"કબુલ કીધું !" તે વકીલ બોલી ઉઠયો, "ત્યારે મેં અસલ રજુ કીધેલી દરખાસ્તમાં તમે તમારો મનમાનતો સુધારો કરવાનું વાજબી વિચાર્યું છે, તો હવે તમે રજુ કીધેલા સુધારા સાથની શર્તમાં મને મારો ફેરફાર કરવાની રજા છે ?"

એટલું બોલી, નવાબનો જવાબ મેળવ્યા વગર તે વકીલ એક તેબલ આગળ ગયો અને તે જે શર્ત કરવા માંગતો હતો તે એક કાગળના તાવપર ચીતરવા બેઠો.

તે એમ રોકાયલો હતો તેટલાં નવાબ ઉશ્કેરાયલા જીવે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો અને પા કલાકમાં તો તેણે દજન વખત ઘડીયાલમાં જોયું. આખરે વીશેક મીનીટ એમ નીકળી જતાં વકીલે કલમ બાજુ મૂકી અને તે કાગળ નવાબના હાથમાં આપ્યું.

આખે આંગે ધ્રુજતાં તેણે તે કાગળ વાંચવા માંડયું અને જેમ તે આગળ વધતો ગયો તેમ તેનો ચેહરો કુમળાઇને ફિક્કો મારતો ગયો' અને તે એકદમ ઉજળો પુણી જેવો થઇ જતાં તેણે તે હાથમાંનું કાગળ ફેંકી દીધું અને બોલી ઉઠયો, "હું કદીબી એ શર્ત કબૂલ કરનાર નથી એ શર્તનું ખત કે મારા મૌતનું લખત !"

"એમજ છે, ત્યારે, તો હવે હ્યાંથી રૂખસદ લેઇશ, સલામ અલેકુમ." અને આટલું બોલી વકીલ બારણા તરફ ગયો અને તે ઉંઘાડી બાહાર જાય તેટલાં નવાબ તેની તરફ ધસી ગયો અને તેને તેમ કરતો અટકાવી બોલ્યો.

"થોભ !—એટલું ઉતાવળે આપણે છુટા નથી પડવું, આપણે ધીરજે જરા વિચાર કર્યે."

"જેમ મરજી, સાહેબની." વકીલ પાછો પોતાની ખુરસીપર બેસતાં બોલ્યો.

"ત્યારે આ શર્ત તારી સેવટની કે ?" નવાબે તે કાગળ બતાવી પુછ્યું.

"જો નાણાં હુંજ આપીશ એમ હોય તો એ શર્ત મારી સેવટનીજ સમજવી."

"સાઅદતખાન, તું મારી નબલાઇનોનો ઘણો અણઘટતો લાભ લેયછ. તું તો એ શર્તથી સહંતર મને તારા સકંજામાં સીકડી લેયછ. જાણે એ શર્તથી તો મારી બે ચહેરેનમુતા બેટીઓનાં કીસમતની કીસ્તીનો સુકાની તુંજ થઇ રહેછ. અરે સાઅદતખાન, જરા થોભ, જરા વિચાર કર, અને જે એકજ કલમ બાબે આપણને મતફેર. પડયોછ તે કાઢી તે ફેરવી નાંખ, તે જરા નરમ કરી નાંખ !"

"મેં પુરતો વિચાર કરીનેજ એ કલમ નાંખેલી છે, અને જ્યાં સુધી મારે તે ઉપર વિચાર કરવાનો છે ત્યાં સુધી મારે તેમાં કાંઇ ફેરફાર કરવાનો રહ્યો નથી."

"કમબખ્તી, પુરી કમબખ્તી !" અને હ્યાં કપાલે હાથ અફાળી નવાબ પાછો ઓરડામાં ફરવા લાગ્યો; પછી એકદમ ઉભો રહી જઇ વકીલ તરફ એકી ટગરે ટીકતો બોલ્યો, "અને હું જો એ શર્તો કબુલ કરૂં તો મને પૈસા ક્યારે મળશે ?"

"સવારના નવ વાગતામાં." પોતાની જીત થતી જોઇ મનમાં મલકાતો વકીલ બોલ્યો.

"એવી બીજી કોઇજ શર્ત નથી કે જેના બદલામાં મને તારા તરફથી નાણું મળી શકે ?"

"હું જાણુંછ ત્યાં સુધી કોઈજ નહીં." ઠંડેપણે વકીલે જવાબ દીધો.

"વારૂં મારી અને રેહેમતની ભેગી જામીનગીરીપર માત્ર લાખ બે લાખ તું ધીરી શકશે?"

"એક પૈ નહીં, હુઝુર સરકાર, એક પૈ નહીં."

"ત્યારે તો હું તારી શર્ત મંજુર રાખુંછ; બરાબર નવ કલાકે, સાઅદતખાન, પૈસા લેઈને તારા આવ્યાની હું રાહ જોઇશ."

"અને સાથે સહી કરવા લખતબી લઈ આવીશ, હમણાં જતાંને વાર સુવા બદલ હવે બાકી રહેતી રાત તે ઘડી કાઢવામાં રોકીશ. તેપર શાક્ષીની શાખ કરવા મારા એક મુનશીને લઇને આવું?"

"હા, હા, આવજે." જાણે બેશુદ્ધ થઇ જવાની અણીપર હોય તેમ નવાબ બોલ્યો, "ચાલ જા હવે"

"સલામ અલેકુમ, નામવર સરકાર!" એટલું બોલી વકીલે ત્યાંથી ચાલતી પકડી.

## પ્રકરણ ૨૧ મું.

### નવાબની તાકીદ.

સહવારે સાડાઆંઠ વાગે નવાબ પોતાના સુવાના ઓરડામાંથી બાહાર આવ્યો, અને બેગમના ઓરડા આગળ જઇ તેનું બંધ બારણું ધીમેથી ઠોકયું, કે તુરતજ તે ઉઘાડી દાસી ગુલનાર બાહાર આવીને ઉભી. તેણીએ નવાબને જોતાંજ પોતાના હોઠપર આંગળું મૂકી એવું જણાવવા માંગ્યું કે બેગમ સુતેલી હોવાથી કાંઈ ગડબડ કરી તેણીને જગાડવામાં જોખમ હતો, જે ઉપરથી નવાબ તેણીને ઈશારતથી એક બીજા ઓરડામાં તેડી ગયો.

"ગુલનાર, હમણાં બેગમ સાહેબની તબ્યત કેવી છે?" તે ઓરડામાં બન્ને એકલાં પડતાં નવાબે પૂછ્યું.

"બેગમ સાહેએ ઉંઘ સારી કાઢીછ, હુઝુર" ગુલનાર બોલી, "અને તમો સાહેબને માલમ છે તેમ એક તબીબ તેણીની આગળ આખી રાત હતો; હમણાં પાછલી રાતે છેક ચાર વાગે તે ગયો, અને બેગમ સાહેબને આમ એકલી મૂકી જવાનું જ્યારે તેણે દુરૂસ્તજ વિચાર્યુંછ તો આપણે અનુમાન કરી શકયે કે તેણીની હાલત કાંઇ સુધરતી જતી હોવી જોઇયે."

"અને તું તો તારી બાઇ સાહેબ આગળ હાજર હંમેશાજ રેહેશેની?"

"હા, મેહેરબાન, બનતાં તુલ્લીક જરાબી ખસ્યા વગર તેવણુની આગળની આગળ રેહેવાની મારી તો ફરજજ છે."

"ઠીક!" નવાબ બોલ્યો, "તું ઘણી ભલી છે અને તારી ઉપર મને વિશ્વાસ છે, તેથી મારી ઘણીજ મરજી છે કે તેવણુની આગળ બનતાં સુધી તુંજ રેહ, કેમકે, તારા જેવી અનુભવી અને સર્વ કામમાં ચતુર દાસીની બેગમને તેની આવી બીમારીમાં ઘણીજ જરૂર છે; અને તારી તેવી નોકરીનો બદલો તુંને પુરતો મળશે એ વિશે ખાતરી રાખજે. રાત અને દીસ, ગુલનાર, તેની આગળ તું ખડે પગે રેહજે અને ગમે તે થઇ જાય તો પણ તારી જગ્યા તું કોઇને ના આપતી એવો મારો હુકમ, મારી મરજી; મારી અરજ છે, તું સમજી?"

"હા હઝુર, હું તમને ખાત્રી આપુંછ કે મારી બાઇ તદ્દન ધાસ્તીમાંથી મોકળાં થાય નહીં ત્યાં સુધી હું તેણીને કોઈ બીજાની સંભાળ કે બીજીની આશરે કદી છોડનાર નથી."

"બરાબર, એજ મારૂં કહેવું છે, અને મારી જે ખાસ તાકીદ છે તે એ કે જેવી તેવણુની બોલવાની વાચા પાછી આવતી દેખાય કે મને તે વિશે ખબર આપવા દોડી આવજે."

"વારૂંજી. તમારી એ ખાસ તાકીદ હું ધ્યાનમાં રાખીશ"

"જોની તું તેની સારવારમાં હંમેશ સાવચેત રહેજે એમજ મારૂં કહેવું નથી, પણ, તેવણને બોલવાની શક્તિ પાછી આવતાંજ તેવણુ જે કાંઇ બબડે કે બોલે તેવોજ મને તેડાવી મંગાવજે."

"તમારૂં ફરમાન, સાહેબ, હું બોલેબોલ બજા લાવીશ." અને નવાબ તેણીને ઇનામથી નિવાજી નિહાલ કરવાનું ફરીથી વચન આપી ત્યાંથી ચાલ્યો ગયો અને ગુલનાર પોતાના અંગોઠાપર ચાલતી બેગમના ઓરડામાં પાછી દાખલ થઇ.

"આહ! તેણીના હોઠ જરાક ફડફડતાં જે પહેલા બોલો બહાર પડે તે પોતેજ જાણી લેવાને નવાબ સાહેબ આતુર રહે તેમાં કાંઇ અજબ થવા જેવું નથી." બેગમના ફિક્કા પણ ખુબસુરત ચહેરાને નિહાળતી ગુલનાર મનસે બબડી, આ બનાવ કોઇ ભેદનાં વળાંમાં વિંટળાયલો છે, અને પોતાની ખુબસુરત મોહોરદારને માટે તે જોહેમી અને અદેખો બની રહ્યોછ, શું સૌદાગર અનવરખાંએ તેણીને નહસાડી લઇ જવા માંગી હશે? અરે! એ બીચારી તો ખરેખરજ નિર્દોષ હોવી જોઇયે!—અને તેના ખુનીએ જીવપર આવી જઇ આ કરમ કીધું હોવું જોઇયે. હાલ એ બનાવનો ખરો સબબ એજ હોવો જોઇયે બધાં કહેછ કે અનવરખાંએ નવાબ સાહેબને ખુબ પૈસા ધીરેલા છે,—ને ઘરમાં અનવર બધાં સાથે હળી મળીબી ઘણોજ ગયેલો હતો, પણ મેં તો કોઇ વખતબી તેની અને બેગમની વચ્ચે જરાબી આડો વ્યવહાર જોયોજ નથી; ઉલટું, જ્યારે મેં જોયુંછ ત્યારે તો અનવર બેગમ તરફ ઘણુંજ માનથી

વર્તતો હોય તેમ મને લાગતું હતું. વળી રેહેમત જે બેગમ સાહેબનો બેટો નહીં, તેની ઉપરબી અનવરનો કેટલો પ્યાર? અને આ બનાવ બન્યો ત્યાં સુધી તો તે આખાં ખાનદાનનો એક દિલસોજ દોસ્ત હતો, પણ બેગમ સાહેબનાં મોંહમાંથી પડતા પહેલા બોલ પોતેજ સમજવાને નવાબ સાહેબ આતુર છેની? નહીં, સાહેબે હશમત, એવું કાંઇ બનશે નહીં! તેવણુ જે પહેલો સોખન કાઢશે તે તો નેકનામ બાનું ગુલનાર નામની એક ઔરત સાંભળશે, અને તે હું પોતે! જો એ બધા બનાવમાં કાંઇબી ભેદ જેવું હશે તો તે હું કોઇબી રીતે જાણી શકીશ."

* * *

ગુલનારને છોડી નવાબ નીચેના હાલમાં ઉતરી ગયો, જ્યાં, તેને રેહેમન મળ્યો. સલીમાની તબ્યત જરા સુધરી હતી પણ તે પોતાનો ઓરડો છોડી શકી નહીં હતી, અને નુરજહાં પોતાની બેહેનની આગળ હોવાથી નવાબ અને રેહેમત બન્ને એકલાજ હતા; અને બેઉ જન એકમેકને જોઇ ઓસ્કાયા કીધા, કેમકે જેમ રેહેમત ગઇ રાતનું તેના પેદરથી પોતાને થયલું અપમાન ભુલ્યો ન હતો, તેમ તેના બાપે તેને સહવારે બધી વાતથી વાકેફ કરવાનું તેને આપેલું વચન નવાબને યાદ હતું, કે જેવી રીતે તેને વાકેફ કરવાની તેની મરજી હતીજ નહીં.

"મેહેરબાની કરી મને જણાવશો," રેહેમતજ તેઓ વચ્ચેની ચુપકીદી તોડી બોલ્યો, 'કે ગઇ રાતની વકીલ સાઅદતખાન સાથની તમારી ખાનગી વાતચીતનું પરીણામ સંતોષકારક આવ્યું કે? હું ધારૂં છ કે સરફરાજ ખાનદાનની કાંઇબી બાબદમાં મારો થોડો ઘણો લાભ સમાયલો હોવાથી એ સવાલ પુછવાનો મારો હક્ક તમે પેદર ના પાડી શકશો નહીં."

"મને એ સવાલ પુછતાં એવી ટકોરની ઢબ વાપરવાનું કાંઇ કારણ, રહેમત? તને 'થોડા ઘણો લાભ' કાંય? અલબત તારો લાભ તેમાં મોટો ભાગે—"

"અને તેથી હું સમજી નથી શકતો, સાહેબ, કે તે સુજગુજમાંથી મને શા માટે બાકાત રાખવામાં આવ્યો?"

"રેહેમત, તારી સાદી સમજ તને કહેશે કે એક બેટાના દેખતાં એક બાપને પોતાના ઉડાઉપણાંની, પોતાની મુર્ખાઇની, પોતે કીધેલી ગંભીર ભુલોની વાતો કરતાં કેટલું હીણું અને કેટલું નબોજું લાગવું જોઇએ. એ નામોસીમાંથી મને બચાવવા તું તારી મેળે બાહાર ન ગયો એટલે તને તેમ કરવાની ફરજ પાડવાનું મેં ઘટતું જોયું."

નવાબના આ મજબુત બચાવથી રહેમતપર જોઇની અસર થઈ ખરી, અને રહેમતને એ સઘળું નવાંજ રૂપમાં દીસવા લાગ્યું. હવે તેને લાગ્યુ' કે એ બાબદમાં તેના બાપના વાંક કરતાં તેની ભુલ વધારે હતી અને એમ તેની ખાતરી થતાંજ તે લજવાઈ ગયો.

"માફ કરજો, વ્હાલા પેદર, મારી એ ચાલ માટે હું ઘણો દલગીર છું." રેહેમત નવાબનો હાથ લઈ તેનું ચુંબન કરતો બોલ્યો.

"હવે એ વાત લંબાવવામાં સાર નથી, બેટા, અને તને કહેવાને હું ખુશી છું કે વકીલ સાથની મારી મુલાકાત મારી ધારણા મુજબ સંતોષકારક નીવડીછ. હાલને કાજ તો માંથે ચઢી આવેલું વાદળ વિખરાઇ ગયુંછ.

"એ ઘણી ખુશીની વાત છે!" રેહેમત બોલ્યો અને એ વખતે તેનો ચ્હેરો કાંઇક ખુશાલીથી ખીલી નીકળ્યો, "અને મારી વ્હાલી માદરની તબ્યતઆ જરાક સુધરતી જાયછ એમ તમોને ખબર આપતાં મને ઘણી ખુશાલી ઉપજેછ; મગર, વ્હાલા પેદર, એક હીચકારા ખુની માફક વર્તવાને સોદાગર અનવરને શું કારણ મળ્યું હશે?"

"એણે તે કાંઇ ઘેલાપણાની એકું ઘડીમાંજ કીધું હોવું જોઇયે; તને ખબર નથી કે ઘણીક વખત એજ અનવર તરેહવાર જુસાઓને તાબે થઇ જતો દેખાતો હતો? અફસોસ! મારા પ્યારા રેહેમત તે બીચારો ઠપકા કરતાં દયાને પાત્ર વધારે છે, અને હુંજ જ્યારે તેને એવા ગુનાહમાંથી મુક્ત કરવાને તૈયાર છું ત્યારે તારે અને તારી બેહેનોએબી તેના એ ગુનાહને તેવીજ નજરે જોવો જોઇએ છે."

"વ્હાલા પેદર એ કામ જે બેશક એક નીચ અને પાપી કામ ગણાવું જોઇયે તેને એટલા નરમ આકારમાં લેવાને આપણી પાસે મુસ્તકીમ સબબો છે, તેથી તો હું ઉલટો ઘણોજ ખુશી છું. હું તો અનવરખાંને મારા એક ઘણાંજ માયાળુ અને દિલસોજ રફીક દાખલ ચાહતો આયોછ, અને તે મને ઘણીજ ઉમદા ભેટો કરતો રહ્યો હતો તે વાતથી તમે પણ અજાણ નથી; પણ, જાણે તેની તરફની એ મહેરબાની મારી તરફના તેના ચાહની ગવાહી તરીકે પુરતી ન હોય, તમ તેણે વળી મને ખાતરી આપી હતી કે તેનાં વફાત બાદ તેની મોટી દોલતનો મને તે વારસ કરી જશે. તેની તરફની આવી ઉદાર વરતણુંક મારાં મગજપર તેને માટેનો ઉમદા ખ્યાલ બેસાડયા વિના રહે? અને તેથીજ તેને એક ખુની તરીકે હીણવા હડસેલવાને બદલે જ્યારે તેનું એ કામ તમારી દિલાસોજી અને દયાનેજ પાત્ર તમો ગણોછ ત્યારે મને ઘણોજ સંતોષ અને ઘણીજ ખુશી પેદા થાયછ."

"અને તેઓ તે છેજ, રહેમત," નવાબ બોલ્યો, "અને નુરજહાં અને સલીમાને પણ તેનું એ કામ આપણીજ નજરથી જોવાને તું શીખવજે, અને તેડ્ડિસીલમાં જઇ એ કીસમનો ખુલાસો કરવાને હું સાઅદતખાંન વકીલને સોંપનાર છું, જે ખુલાસો ટેકો આગવાને મારી તરફથી તું તારી અંગત હાજરી આપજે."

"તે ફરજ હું ઘણી સાથે બજા લાવીશ, વાહલા પેદર."

તેજ વખતે એક નોકરે આવી ખબર આપી કે સાઅદતખાંન વકીલ પોતાના વડા મુનશી સાથે આવ્યો હતો અને નવાબ સાહેબના કમ્રે ખાસમાં તેવણુની રાહ જોતો બેઠો હતો.

"તું અમારી આ મુલાકાત દરમ્યાન હાજર રેહવા માંગેછ, રેહેમત ?" નવાબે પોતાના બેટાને પુછયું.

"અલબત નહીં, વ્હાલા બાપ." રેહેમત બોલી ઉઠયો.

આ જવાબ નવાબને ગમ્યો હોય તેમ તરફ જરા હસી ત્યાંથી તે ચાલતો થયો.

નવાબ પોતાના કમ્રે ખાસમાં દાખલ થઇ બેઠક લેતાંજ સાઅદતખાનના કલાર્કે એક લખત હાથમાં લીધું, અને તેની નકલ નવાબને આપી. તે અસલમાંથી અકેકી કલમ તે વાંચતો ગયો, અને નવાબ તે નકલમાંની કલમને તે વંચાતી કલમ સાથે સરખાવતો ગયો. અંતે પેલી વાંધાવાળી કલમ આગળ આવી પુગતાં નવાબને કલેજે જાણે તીર લાગ્યો હોય, તેમ, તે ચોંકયો અને તેનો ચેહેરો જર્દ મારી ગયો, પણ તે કાંઈ બોલ્યો નહીં. તેનામાં થયલો આ ફેરફાર જોઇ વળી સાઅતખાને તપકીરનો એક સુહુરોકો ખેંચ્યો.

લખતનું વાંચન પુરૂં થયું કે નવાબ તેપર પોતાની સહી કરવા ઉઠયો. તે વખતે તેના હાથ ધ્રુજયા, તેના હોઠ ફડફડયા પણ જેમ તેમ જુસ્સો દાબી રાખી તેણે તેપર સહી તો કીધી. તેની સહીની નીચે વકીલે પોતાની સહી મુકી અને પેલાં કલાર્કે એક બાજુએ પોતાની શાખ પુરી. એ કામ થયું કે સાઅદતખાને પાંચ લાખ રૂપ્યાની રકમ ગણી આપી.

"હવે સાઅદતખાન, મેહેરબાનો કરી જે માંગનારાઓ મારી ઉપર ત્રાંપી રહ્યાછ તેમનું દેવું ફેરવાને જરા તારા કારકુનની મદદ મને આપશે ? આ મેં તે લોકનાં નામ નિશાણ લખી રાખ્યાંછ."

સાઅદતખાને તેમ કરવાની હા કહ્યાથી નવાબે તે કાગળ અને તે સઘળાં કરજ માટે જોઇતા રૂપ્યાની રકમ તે કલાર્કને સોંપી, જે તે કામ બજાવવા ત્યાંથી ઉઠી ચાલતો થયો. તે ગયો કે નવાબે અનવર ખાંના સંબંધમાં શું કરવું તે વિશે સાઅદતખાનને સમજાવ્યું, અને તે મુજબ કરવાની કબુલાત આપી તે વકીલે ત્યાંથી રૂખસદ લીધી.

---

## પ્રકરણ ૨૨ મું.

### અનવરનો ચકકાર.

તે દિવસે બપોરના અઢી વાગે સોદાગર અનવરખાનને નવાબ સાબેર–ઉદ–દઉલા સરફરાજની બેગમ બદ્રુલબહારનું ખુન કરવાની કોશેશ કરવાના આરોપસર જીલા મેજીસ્ટ્રેટ સનમુખ ઉભો કરવામાં આવ્યો. આરોપી અનવર જો કે ફિક્કોફચ મારી ગયો હતો, તોપણ, તેના ચહેરાપરથી શાંતી ઉડી ગઇ ન હતી. નહીં તે જમણી તરફ જોતો કે નહીં ડાબી ગમ, પણ માત્ર જીલા મેજીસ્ટ્રેટપરજ તેણે પોતાની આંખો ટીકી રાખી હતી; કોઇ કોઇ વાર તેના હોઠ ફડફડતા, પણ તુરતજ તે ઉભરી આવેલી લાગણીને તે જેમ તેમ દાબી રાખતો હતો.

એ બનાવે બધે હોહા કરી મુકયાથી કોર્ટ તમાશગીરોથી ચીકાર ભરાઇ ગઇ હતી. અનવરખાં તરફથી કોઇબી ધારાનો હીમાયતી હાજર થયો ન હતો, જ્યારે નવાબ તરફથી સાઅદતખાન વકીલ ત્યાં હતો. તપાસ શરૂ થવાની જરા આગમચ નવાબજાદો રહેમતખાં ત્યાં આવ્યો જેને માજીસ્ટ્રેટે પોતાની પાસે ખુરસી આપી બેસાડયો, જયાં પોતાની બેઠક લેતાં રહેમતે તે કમનસીબ બંદીવાન તરફ એવી દિલસોજીથી જોયું કે, તેની નજર રહેમતપર પડતાં તેને કાંઇ ઉલટ

આવે, મગર, અનવરે તેની સામુ જોયુંજ નહીં, અને જોયું હોય તો તેવું દેખાડવાની તેણે દરકાર કીધીજ નહીં.

મુકદમો પુરો થયો અને રાબેતા મુજબ સોદાગર અનવરખાં ઉપરનું તહોમત ઘડી કાઢવામાં આવ્યું. કેટલાક બડેખાંઓ, જેઓ 'સાબેરગંજ'ના જલસામાં હાજર હતા તેઓ, કચેરીમાં આવ્યા અને તેઓએ તે બીલોરી બંગલીમાં જે બન્યું હતું તે બોલેબોલ જણાવ્યું. તેઓએ આપેલી જુબાની એવી હતી, કે 'તેઓ ગાનતાનમાં ગુલતાન બની રહ્યા હતા, તેટલાં એક ચીચ્યારી તેમને કાને પડતાંજ તેઓ ચોંકયા અને બીલોરી બંગલી જ્યાંથી તે ચીચ્યારી આવતી સંભળાઇ હતી તે તરફ ધસી જતાં તેઓએ બેગમને લોહીનાં એક ખાબોચ્યાંમાં ચત્તીપાટ પડેલી દીઠી, અને કેદી અનવરનાં હાથમાં એક છુરી હતી, અને તે ત્યાંના એક બારણાં વાટે નાહાસવાની તજવીજ કરી રહ્યો હતો. તે છુરીને લોહી લાગેલું હતું અને તે જોઈ ત્યાં આવેલા તબીબોનું મજબુત મત પડયું હતું, કે તેજ છુરીથી તે ખુન કરવાની કોશેશ કરવામાં આવી હતી.'

બેગમની સારવારમાં રોકાયલા તબીબોએ ઉપલી જબાનીને મળતીજ જબાની આપ્યા બાદ તેમને બેગમની હાલની હાલતને માટે સવાલો પુછવામાં આવ્યા જે ઉપરથી તેઓએ જાહેર કીધું કે 'બેગમને થયલો જખમ ઘણો કારી ન હતો, અને તેણીનાં સાજા થવાની પણ દરેકને આશા હતી, મગર, તે સાજી થઇ, તેણીની પાસે માંગવામાં આવતો ખુલાસો કરી શકે તેવી હાલતમાં આવતાં ઘણો લાંબો વખત નીકળી જવો જોઇયે,' એમ તેઓએ ઉમેર્યું.

"ત્યારે એમ જો હોય તો બેગમ સાહેબ તદન સાજાં થાય ત્યાં સુધી વખતો વખત મુકદમો મુલત્વી રાખ્યા કરવો પડશે," મેજીસ્ટ્રેટ સાહેબ બોલ્યા.

સઘળી નજર હવે અનવરખાં તરફ ફરી. સર્વેએ માન્યું કે, અનવરખાં કાંઇ ખુલાસો કરશે ખરો અને તેમની તે તર્ક ખરી પડી.

ધીમાં, ધ્રુજ્યા વગરના; એકસરખા અવાજે તે બોલ્યો—

"મારા ગુનાહના પુરાવામાં કાંઇ વધુ જબાનીની જરૂરજ હોય તો તે જરૂર મારા ચકરારથી ટળી જવી જોઇયે છે. હુ કબુલ કરૂં છું, કે હું તકસીરવાર છું!"

દુ:ખનો એક ઓચીંતો આંચકો ત્યાં ભેગાં મળેલાં સર્વેને લાગ્યો—અને તેના મોંઢામાંથી નીકળેલા ઉપલા શબ્દોએ સર્વ કોઇના તનના તંબોરાના તારેતાર ધ્રુજાવ્યા; તેવેજ શાંત ચહેરે કેદીએ પોતાનું બોલવું ચાલુ રાખ્યું—

"હું તકસીરવાર છું, અને બેગમ સાહેબને મારાથી થયલાં દુ:ખનો બદલો જો વાળી શકવા જેટલી શકિત મારામાં હોય તો તે શકિતનો ઉપયોગ કરી તે બાનુને હ્યાં સુધી આવી જાહેરમાં જબાની આપવાની તકલીફમાંથી મુકત કરવાનું હું ઘટતું જોઉં છું. તે વળી જ્યારે સાજીજ થાય, ત્યારે, એક સાહેદીના પીંજરાંમાં ઉભી રહેવાની નામોશીનો આંચકો ખાઇ તે પાછી બીમાર થાય તે વિચારજ મને પાપી દીસે છે, અને તેવી કશી જરૂર ન પડે તેટલા માટે હું કબુલ કરવાની મારી ફરજ વિચારૂં છું કે, ખુન કરવાની મેં કોશેશ કીધી હતી, અને તે ઉંચ કુળની ખાનદાંની બાનુને ઇનસાફને ખાતર મને જાહેર કરવા દો, કે વર્ષો થયાં તેણીને હું ઘણાજ પ્યારથી ચાહતો હતો, કહોકે દેવાના પ્યારથી ચાહતો હતો, પણ તે કમનસીબ રાતસુધી કોઇબી દીવસે મેં તેણીના કાનમાં મારા પાપી વિચારોના ભણકારા જગાડયા ન હતા. તે સાંભળતાંજ પોતાના પતીપર સતી થયલી એક ઔરત જેમ વર્તે તેમ તે નામવરનું વર્તવું થયું. તેણીએ મારીપર ફીટકાર નાંખ્યો, તેણીએ મને ધુત-

ઠાર્યો, અને તુરતાતુરત ત્યાંથી, તેણીની આગળથી મને ચાલી જવા ફરમાવ્યું, અને હું ચાલી ન જાઉં તો જાહેરમાં ઉઘાડો પાડવાની તેણીએ મને ધમકી આપી એક તો હું નીરાશ થયલો એટલો મારી થઇ પડેલી તે હાલતથી હું ઉશ્કેરાઇ ગયો અને ઘેલાપણાંની તે ઘડીમાં તેબલપરથી મેં એક છુરી ઉંચકી અને–અને–પછી શું બન્યું તે તમો સર્વેને રોશન છે," આટલું બોલી તે કમનસીબે પોતાનું માથું પોતાની છાતીપર નાંખી દીધું.

અનવરનો આ યકરાર સાંભળી લોક ત્રાહે ત્રાહે કરવા લાગ્યું, જેઓ તેને નહીં પીછાણતાં હતાં તેઓ તની તરફ દિલસોજ નજરથી જોવા લાગ્યાં, અને જેઓ તેને ઓળખતાં હતાં તેઓ નક્કીજ માનવા લાગ્યાં કે, તે કામ તેણે ખચ્ચીત દેવાનાપણાંની અસર તળેજ કીધું હોવું જોઇએ.

"નામદાર મેજીસ્ટ્રેટ સાહેબ," હ્યાં સાઅદતખાન ઉઠીને બોલ્યો, "હું નવાબ સાહેબ સાબેર-ઉદ-દઉલા સરફરાજ તરફથી હાજર થયો છું અને તે નામવર તરફથી કચેરીને જણાવવાની મને સત્તા મળી છે, કે તે નામવર મજબુતીથી માને છે કે, તેવણનાં બેગમ સાહેબનું ખુન કરવાની કેદીની આગમજથી ધારી રાખેલી મતલબ હતીજ નહીં, મગર, તે તેણે ઘેલાંપણાંની કાંઇક અસર તળે કીધેલું હોવુંજ જોઇયે; અને તેવણનાં આ મતને તહોમતદારે હમણાંજ કીધેલો યકરાર ટેકો આપે છે અને વળી તેવણ મને પોતાના એક ખાસ અનુભવને આધારે અત્રે જાહેર કરવા જણાવ્યું છે કે, તહોમતદારને એ પ્રમાણે ઘણી વખત ઘેલાંપણાંની અસર તળે આવી ગયલો તેવણે જોયો છે અને તે વેળા તે જે કાંઇ કરે તેને માટે તે જવાબદાર નહીં રહી શકે તેવી તેની હાલત થઇ પડેલી તેવણને યાદ છે. આ ખુલાસો અત્રે રજુ કરવાનું હું વાજબી વીચારૂં છું–"

"અને તે ખુલાસાને ટેકો આપવાને મારા પેદરનાં ખાસ ફરમાનથી અત્રે હું હાજર થયો છું. પોતાની શાંત હાલતમાં મારા મુરબ્બી પેદર આવું કરપીણ કામ નહીં કરે તે જેટલું હું માનું તેટલુંજ મજબુતીથી મને માનવાને કારણ છે કે તેવીજ શાંત હાલતમાં સોદાગર અનવરખાં પણ તેવું નહીંજ કરે." આ બોલતી વખતેજ અનવરની પહેલવહેલી નજર રહેમતપર પડી, પણ બીજીજ પળે તે નજર તેણે ફેરવી નાંખી. તે વખતે તેની ઉંચકાતી છાતીએ દેખાડી આપ્યું કે, તેમાં કાંઇક છુપાં ડચકાં ગુંગળાઇ ત્યાંજ જન્મી ત્યાંજ દબાઇ મરતાં હતાં.

"જ્યારે તોહમતદારે પોતેજ પોતાને દોષિત જાહેર કીધો છે ત્યારે તેવો તેને સાબેત કરવા વધુ પુરાવાની હું કાંઇ જરૂર જોતો નથી, અને વધુ પુરાવા મેળવવા મુકદમો મુલતવી રાખવાની કાંઇ અગત્ય ન હોવાથી હું તેની ઉપર પ્રથમદર્શક મુકદમો ઘડી કાઢું છું અને તેને તપાસને માટે અદાલતે આસમપર તેનો એ મુકદમો મોકલી આપવાનો હુકમ કરૂં છું."

મેજીસ્ટ્રેટનો આ ચુકાદો પડતાંજ તહોમતદારને તુરત ત્યાંથી લઇ જવામાં આવ્યો અને તેની તપાસને માટે ભેગું મળેલું લોક દુઃખી ચહેરે અને ભારી હૈયે વેરવીખેર થઇ ગયું.



# પ્રકરણ ૨૩ મું.

## એક કરૂણામય કહાણી.

હજાર કાને સુની ચ્હે કિસ્સો,
હજાર આંખે રડે અગરજો,
હજાર દિલથી કદી તું ચ્હાય,
હજાર હાથે તું સ્હાય થાય,
ન થાય દુ:ખ કમ તસુ કે તલભી,
એવી છે મોતની એ માહેતમભી.

પણ આટલો બધો વખત આપણી ગરીબ ગરવી ગુલઝારને આપણે ગોયા ભુલીજ ગયા છીયે, એટલે હવે જરા તેની તરફ આપણે નજર કરી જોઇયે કે તે કયાં છે અને શું કરે છે? છે, ગુલઝાર બીચારી જ્યાં તેને છેલ્લી આપણે જોઈ આવ્યાં હતાં ત્યાંજ રહે છે, અને જે રીતે પોતાનો તે ગુજારો તે વખતે કરતી હતી તેમ હજીબી કરે છે.

છેલ્લાં પ્રકરણમાં વર્ણવેલા બનાવને લગભગ એક હફતો થઇ ગયો હતો;—અને આપણે, આજે બપોરે ત્રણ વાગ્યા છે તે વખતે, ઝોહરાના ઓરડામાં ડોકયું કરી જોઇશું તો જણાશે, કે તે અને ગુલઝાર બન્ને ચા પીવા બેઠાં છે. ઝોહરાએ તે સાંજ પોતાની સાથે પસાર કરવાનું ગુલઝારને આમંત્રણ દીધું અને તેણીનીજ મહેરબાનીથી તે બીચારીને મળેલાં સીવવાનાં કામપર તેણીએ બે ત્રણ દિવસ ચાલુ મહેનત કીધેલી હોવાને લીધે એ રીતે બે ચાર કલાક જરા મન વેરવાનું તેણીએ કબુલ કીધું.

ચા પીતાં પીતાં ગુલઝારની નજર તે ઓરડામાં બધે ચોતરફ ફરતાં આવી સરસ સામગ્રી સાથનો એક ઓરડો ધરાવવા માટે ઝોહરાની તેને અદેખાઇ લાગી હોય એ બનવા જોગ છે. હ્યાં અદેખાઇને

તેની ખરાબ મતલબમાં નહીં લેવાની પ્રિય વાંચનારે મહેરબાની કરવી. તેણીએ તેમ કરી માત્ર મનમાં એટલુંજ ચાહ્યું, કે ઝોહરાની માફક તેણીબી એવાંજ સુખસગવડ ભોગવતી થઈ હતે તો કેવું સારૂં! વળી ઝોહરાની એ હાલત શાથી હતી તેને લાગતા તેણીના કાનમાં થયલા ભણુકારા કાંઈ હજી ત્યાં મૌજુદ હતા એમ પણ નહીં સમજવું, કેમકે, તે પોતે એટલી ભલી, એટલી સાફ હૈયાંની અને એટલા વિશ્વાસુ સ્વભાવની હતી, કે જે અબળા તેણીની તરફ ઘણીજ માયાળુ, તેને માટે કશુંબી બુરૂં માની લેવાનો ખ્યાલ વટીક તેણી કરે એ માનવા જોગ નહતું. ઝોહરાનેબી ગુલઝાર ઘણીજ ગમતી હતી. ગુલઝારમાં તેણીએ કાંઇબી ધીકકારવાજોગ જો જોયું હોય તો તે તેણીની ગરીબી ન હતી, પણ, તેણીની નિરદોષ નેકી હતી, અને હમણાં જ્યારે તે તેણીનો બચ્ચાં જેવો નિરદોષ ચહેરો જોતી બેઠી હતી ત્યારે તેનાં મનમાં મજબુતીથી રમી રહ્યું હતું, કે તેણીએ આટલો બધો વખત સાચવી રાખેલી નેકીની કીલ્લેબંદીને આખરે તેણીની વધતી જતી ગરીબી તોડશે તેને કાંઇ ઘણો લાંબો વખત નથી લાગવાનો.

"ચાલ, આજે તું જ્યારે બે ઘડી નચીંતે બેઠીછ, મારી વ્હાલી ગુલઝાર, ત્યારે તું મને તારે લગતી જેટલી ગમે તેટલી પાછલી હકીકતથી વાકેફ કર, અને તે વખતે ધ્યાન રાખજે કે મારેથી જેટલું બનશે તેટલું તારી મદદે—"

"ઝોહરા, તે બદલની તારી તરફની મને કશી ખાતરીની જરૂર છેજ નહીં જો મારી મદદે તું વખતસર આવી પુગી નહીંજ હતે તો હું ધારી નહીં શકતી કે મારૂં શું થતે? પણ તું મારી આગળી હકીકત જાણવા માંગેછ તો જે રીતે તેં મારી તરફ દોસ્તી અને દિલસોજીનો હસ્ત લંબાવ્યોછ તે તરફ જોતાં મારા સંપૂર્ણ

વિશ્વાસને તું લાયકની ઠરી ચુકીછ. જો સંભાળ,-તં કદાચ તને લુખ્ખી સુંક્કી તો લાગશે, મગર, તને જરાબી કંટાળો તો નથીજ આવવાનો, એમ બોલી તેણીએ પોતાની જીંદગીની આગળી કથા નીચે મુજબ શુરૂ કીધીઃ-

"હું છેક નાની હતી, કહો કે એક બાળક હતી તે વેળાજ મારા પેદર ગુજર પામેલા હોવાને લીધે તેઓ વિશેના અંગત અનુભવ મને કશોજ નથી. તેવણુ કોણુ હતા, શું ધંધો કરતા હતા તે વિશે મારી માદરથી પણુ મેં કશું સાંભળ્યુંજ નથી, અને કોઇ કદાચ તેવણુ વિશે વાકેફ થવા તેવણુને લગતીં કાંઇ વાત હું છેડતી તો મારી માદર મને તેમાં ઉડાવી અમારી બન્નેની ગુફતેગુને કાંઇ બીજીજ બાબદમાં ફેરવી નાંખતી, અને હું તે વાત ઘડી ઘડી છેડતીજ નહીં, કેમકે, મારી માદર મારી તરફ એટલી ભલી એટલી માયાળુ અને એટલી ઉદાર હતી, કે તેને મનસે એ અણુગમતી બાબદ ચુંઠયા કરી તેને દુઃખી કે દલગીર કરવાનું મને પસંદ નહતું. હું તેનું એકજ પુરૂં બાળક હતી, અને તે મને ઘણાજ પ્યારથી ચાહતી હતી. આજે તેને ગુજર્યાંને ત્રણુ વર્ષ થઇ ગયાંછ; તે વખતે મારી ઉમર પંદર વર્ષની હતી, તે કાંઇ પૈસાદાર હતી નહીં તેમ હાલ હું છું તેટલી ગરીબ પણુ હતી નહીં અને જે રીતે તેણે મને તરબ્યત અને તાલીમ આપીછ તે પરથી હું કહી શકું, કે તેની હાલત સારી હતી. અમો ઇસ્લામપુરામાં રહેતાં હતાં અને અમારા ઓરડામાંનો સામાન મારી માદરની પોતાની ગીરોનો ખરીદેલો હતો. જ્યારથી મને જરા જરા સમજ આવતી શુરૂ થઇ ત્યારથી મને યાદ છે, કે મારી માદરને મળવા ચોક્કસ અંતરે એક ગૃહસ્થ આવતો હતો અને તેનો આવવાનો ઐયામ એટલો ચોકકસ હતો, કે તે વખતે તેને મળવાની કાળજી કરી મારી માદર કેઠે બહાર ન જતાં ઘરમાંજ રહેતી અને વળી તે તેને એકલીજ મળવાની એટલી કાળજી રાખતી, કે જેવો તેનો

બારણું ઠોકવાનો અમારાં કાનપર પડી રહેલો અવાજ આવતો, કે હું તુરત બીજા ઓરડામાં જતી રહેતી. તે ગૃહસ્થ માત્ર બેથી ત્રણ મીનીટ રહેતો, અને જો કે મારી માહરે મને કશું કહ્યું નથી તે છતાં હું એટલું ધારી શકું છ, કે તે ગૃહસ્થ કોઇના ધંધાદારી આડત્યા જેવો હશે, તે દર હફ્તે મારી માહરને ચોક્કસ લવાજમ આપી જતો હોવો જોઇએ, કેમકે, તે જતો કે તુરતજ બજારમાં કોઇ કોઇનું જે થોડું માંગતું રહેતું તે, તે તુરત પગાર કરી આવતી, પણ આ સઘળી તો મારી અટકળ માત્ર છે; પણ તે કોણ હતો, તેનું નામ શું હતું અને તે અમારે ત્યાં શા માટે આવતો હતો તે હું આજ સુધી જાણી શકી નથી, તેની સઘળી મુલાકાતના અરસામાં મેં તેને બે કે ત્રણજ વખત જોયો હશે. કાંઇ એમ નહિં કે તેને વિશે વધુ જાણવાની મારાંમાં અણઘટતી જીજ્ઞાસા ઉશ્કેરાઇ હતી, અને એમ પણ નહીં કે મારી ભલી માહરની હીલચાલપર હું જાસુસપણું રાખતી હતી. એક વખત હું હજી તો બીજા ઓરડામાં જાઉં તેટલાં તે અંદર આવી ગયાથી મારી નજર તેની ઉપર પડી ગઇ હતી; બીજી વખત હું બારીએ ઉભેલી હતી અને તેવણ રસ્તાપરથી ચાલી જતા હતા તે વખતે, અને ત્રીજી વખત હું બજારમાંથી પાછી આવતાં તેવણ અમારાં ઘરની સીડીપરથી ઉતરતા હતા. તે દરેક વખત અમો બંન્નેની નજર એક થતાં તેવણ જરાક હસી મને સલામ કરતા જેનો જવાબ હું ડોક નમાવી આપતી."

"પણ વારૂં તું તેવણને આજે કેઠે મળે તો ઓળખી શકે કે ?" ઝોહરાએ પુછયું.

"બેશક, દુન્યાના કોઇબી દુરના ભાગોમાં હજારોમાંથી હું તેવણને પીછાણી કાઢું; પણ તે મને ફાયદો શું કરે ? કેમકે મારી માહર ગુજર પામતાં તેની મુલાકાત બંધ થઇ ગઇ. તે વ્હાલી માહરને ગુજર્યાને આજે ત્રણ વર્ષ થઇ ગયાંછ અને તે આફતનો આંચકો મને વધારે

જણુન એમ લાગ્યો કે ., મોત નહીં ધારેલું, નહીં વક્કી રાખેલું એકાએક ઓચીંતું આવી ગયું હતું. અમો ધારા મુજબ જમ્યાં અને અરધો કલાક વાતચીતમાં ગુજારતાં બેઠાં હતાં, તે વખતે તે જેવી ખુશ સ્વભાવની મને લાગી તેવોજ ખુશ સ્વભાવ તેણીએ કવચીતજ બતાવ્યો હશે. રાત્રે નવ વાગે અમો સુવા ઉઠયાં અને એકમેકને ધારા મુજબ મળીભેટીને સુઇ ગયાં. આહ ! તે વખતે કોણે જાણ્યું હતું કે, તે ચાંદની રાતની શાંત ચુપકીદીમાં મલેક–ઉલ–મૌત અમો બન્નેમાંથી એકના જાનને ચોરી લઈ જઇ, બીજીને સદાની ગમખારીમાં ગબડતી કરી મેળવા નહાસતો છુપાતો અમારાં તે સુખવાસી ઘર તરફ આવતો હતો ! અને ખરેખર તો તેમજ હતું, સુવા જવા અગાઉ મને જેમ શીખવવામાં આવ્યું હતું અને હું હંમેશ કરતી રહી હતી તેમ ગુંઠણુ મંડયે પડી, મેં નીમાઝ કીધી અને હાથ જોડી આંખ ઉંચે કરી તે બહોળા આસમાની ગુંબદપર મેં નજર કીધી તો જાણે મેં જોયું કે, તે દૂર દૂરના ગ્રહોમાંથી સેંકડો ફિરેશતાઓ ડાકયું કરી જોતા હતા અને જેઓ અલ્લાહ–પસંદ તેમની તરફ પોતાના દસ્ત લંબાવી આશિષ દેતા હતા, તે દેખાવજ એવો હતો, કે હંમેશ કરતાં જરા વધુવાર બંદગીમાં મશગુલ રહેવાની મને લાલચ થઈ. ઝોહરા, મને મારા ઇમાનનું કે મજહબનું આંધળું ઝનુન નથી, તોપણુ હું માનુંછ, હું ખાતરી સાથે માનુંછ, કે એકદિલે ખરી લાગણીના આવેશમાં કીધેલી બંદગીથી ગમે તેવું બી દુઃખી દિલ ખલાસી પામી તે એવું ખાલેસ બનેછ, કે તેને તેની નેકીમાં આગળ અને આગળ વધવાનું ઉત્તેજન તેનામાં બરપા થાયછ. જેમ મેં તે રાત્રે શાંત ઉંઘ કાઢી તેમ મારા સ્વપ્ના પણુ ખુશ બનાવોથી ભરપુર હતા. જયારે સહવારે હું જાગી ત્યારે આફતાબ તલુ થઇ ચુકયો હતો, અને તેનાં ગરમ કીરણુ મારા ઓરડામાં પેવસ થઇ

સઘળી ચીજોને નવાં તાજા લોહીથી ગોયા જાનદાર અને હું ફાળા બનાવતાં હતાં. મેં જોયું કે હું ધારા કરતાં અસુરે ઉઠી હતી, એટલે જેમ બને તેમ ઝડપથી હાથ મોઢું ધોઇ વાળ સરખા કરી હું મારી માદરને મળવા તેવણુના ઓરડામાં નીકળી. ત્યાં જઇ પુગતાં મને જણાયું કે, મારી વ્હાલી માદર તો હજી પોઢેલીજ હતી, જે તેણીના બાબમાં કદી ન બને તેવું હતું મેં બારણું થોકયું-કાંઇજ જવાબ ન મળ્યો, એટલે તે જરા મેં જોરથી અફાળ્યું, જ્યારે તેનોબી જવાબ નહીંજ ફરી વળ્યો ત્યારે હવે મારાં મન-પર કાંઇ અણદીઠ ચીંતાએ ઘેરો ઘાલ્યો. મારી ચીંતાનો ચેપ અમારી ચાકરડી જે તેટલે ત્યાં આવી લાગી તેનેબી તુરત લાગુ પડયો. હવે તે બારણું અંદરથી બંધ હતું એટલે અમો તે ઉંઘાડી શકયાં નહીં અને તેથી અમે બન્ને જણે તે ઘણાં જોરથી થોકયું-મને કાંઇબી જવાબ આપવા મેં બહાર ઉભી ઉભીએ મારી માદરને કાલાવાલા કીધા, પણ નહીં સવાલ કે નહીં જવાબ. આખરે અમે બન્ને જણે બારણું ભંજાવવાનોજ વિચાર કીધો. તે કામને માટે એક સુથારને બોલાવી મંગાવ્યો, જે આવી પોતાનાં ભાંજફોડનાં કામમાં રોકાયો જે અરસામાં હું દાદરનાં ફાંડયાંપર બેસી ઝારઝાર રડી. બારણું આખરે ઉઘાડવામાં આવ્યું અને હું તેમાં દાખલ થવા ગઇ, કે મને લાગ્યું કે જાણે એક ઘોરસ્થાનમાંજ હું જવા કરતી હતી. તે સુથાર અને અમારી ચાકરડી તેમની નજરે જે દેખાવ પડયો તે જોઇનેજ ભયભીત બની પાછાં હઠયાં. હું જેમ તેમ હીંમત એકઠી કરી અંદર ગઇ અને ત્યાં પલંગપર એક-માત્ર એકજ-નજર ફેંકતાં મેં જાણી લીધું કે મલેક-ઉલ-મૌતે મારી માદરના જાનનો કબજો પોતાને હવાલે લઇ લીધો હતો. મારીથી એક જોસબંધ ચીચારી પડી ગઇ અને કયારની થતી ગડબડને લીધે

જેઓ ત્યાં આવ્યાં હતાં તેઓ ત્યાં શું બન્યું હતું તે ચેતી ગયાં. મને તે દેખાવ જોતાંજ ચક્કર આવી ગયાં અને વખતસર મને મારી ચાકરડીએ પકડી લીધી ન હુને તો બેભાન થઇ હું જમીનપર તુટી પડતે. તુરતજ હું મારી માવતરની છાતીપર પડી ડુસ્કે ડુસ્કે રડી. એ સઘળું જોઇ લઇ પેલો સુથાર બીચારો કોઇ હકીમને બોલાવવા દોડી ગયો, પણ તે મદદ ઘણી અસુરે આવી પુગેલી હોવાથી નકામી થઇ પડી. તે તો બીચારી કયારની ગુજર પામેલી હોવી જોઇયે, કેમકે તેણીનું આંગ બરફ જેવું ઠંડું હતું અને ચ્હેરો સંગેમરમર જેવો સુફેદ અને ફીક્કો મારી ગયો હતો.

---

## પ્રકરણ ૨૪ મું.
## પરસ્પર વિશ્વાસ.

હવે ય્હે વાંચ્યું આયબી વાંચો,
જુવો ય્હે નેક બદ વચ્ચેનો ખાંચો;
ગમે તો સરપે પડેબી પથ્થર,
ગમે ફુટેબી મોંહ આંખ સજ્જડ,
ગમે હિણાય યા ખાય છક્કડ,
નફટને શું છે? મારોબી થપ્પડ;
નફટને હોય શું ફિકર ને ચિંતા?
ગમે સો જાવો ને આવો હીંણતા,
નફટને હોય નહીં જરાબી પરવાહ,
પડે દોજખમે યા ખાય અજ્દહા!

ત્યાં જરા ગુલઝાર થોબી; કેમકે તેણીની છાતીમાં ડચકાં પછી ડચકાં ખુંટી બેઠાને લીધે તેણીનો અવાજ ઘણો દબાઇ ગયો હતો અને જેવી તેણી થોબી કે તેણીની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. તેણીને આવી રીતે રડતી જોઇ ઝોહરાનુંબી હૈયું ભરાઇ આવ્યુ

અને તે તેણીને માયાથી ઘણોજ દીલાસો દેવા લાગી. રડતાં ગુલઝારની છાતી ખુલ્લી થતાંજ તે જરા શાંત થઇ.

"પણ, ગુલઝાર, તારી માદરનાં મરણનું કારણ જણાયું હશે ની?" ઝોહરાએ પુછયું.

"નહીં, કાંઇજ નહીં, હકીમે તે કુદરતીજ નીપજેલું જણાવ્યું. નહીં, નહીં, ઓ એમ તું ના ધારતી, કે મારી માદર જેવી ભલી અને ગરીબ માવતર પોતાને હાથે પોતાનો જાન કબજ કરવાનો વિચાર કરે! તેણીને દફનાવવામાં આવી અને તેણીની ઉપર માટીનો છેલ્લો ખોબો પડતાંજ જાણે મારાં તનેતનની જીવદાર લોહીથી ભરેલી નેસો તરાતર તુટી ગઇ. કેટલા મહીના હું ઘણી ગંભીર બીમારી ભોગવતી બીછાણે પડી, પણ તેમાંથી આખરે જરાતરા સાજી થઇ ઉઠતાં મારી ચાકરડીએ મને સૂચના કીધી, કે મારે મારી હાલતની બરાબર તપાસ લેવી અને તે ઉપર અમલ કરી મારી માદરનાં પેટીખાનાં મેં ખોલી તપાસ્યાં તો તેમાંથી એવું કાંઈજ લખેલું નહીં નીકળ્યું કે જેથી મારી હાલત હવે કેવી હતી તેનો મને કાંઇક ખ્યાલ આવે તેણી પોતાની આવકને માટે શું સાધનો ધરાવતી હતી, પેલો તેણીને મળવા આવનાર ગ્રહસ્થ કોણ હતો અને તે કયાં રહેતો હતો તે સઘળું તેણીની સાથે ભેદમાં દટાયલું મેં દીઠું. વળી તેટલાં મને મારી ચાકરડીએ ખબર આપી, કે એક દીવસ તે ગ્રહસ્થ જેમ આવે તેમ આવી ગયો હતો, પણ તે વખતે હું બેભાન જેવી બીમાર પડેલી હોવાથી તે ચાલી ગયો હતો. તે મારી માદરનાં મોતની ખબર સાંભળી ઘણોજ અજબ થયો અને મારે વિશે કાંઇ થોડીક પુછપરછ કરી એક બોલબી બોલ્યા વગર ચાલી ગયો. ન તે કાંઇ પૈસા આપી ગયો, કે નહીં તેણે ભવિષમાં પાછું આવી જવાનું જણાવ્યું. તેણે બતાવેલી આ વર્તણુક મારા બાબમાં ઘણુંજ બુરૂં ભવિષ વર્તનાર થઇ પડી. આથી તો એવું ઠર્યું કે તે કોઇ દોસ્ત

યા કોઈના આડત્યા તરીકેજ મારી માદરને પૈસા આપી જતો હતો. તેમ જો હોય તો તે પૈસા મને મળવાની આશા તદન નહીંજ હતી. આતુરતાથી ઘણીજ આશાવંત બની તે જે બીજે હફતે આવવો જોઇયે તે હફતાની રાહ જોતી હું બેઠી. તે હફતો આવ્યો-ને ગયો પણ પેલા ગ્રહસ્થે દેખાવ દીધોજ નહીં. હવે મારી એકલી અટુલી હાલતની જાણ તેના ઘણા સખ્ત આકારમાં મને થઇઃ-અને મેં મને પોતાને ઘણીજ મુશ્કેલીમાં મુકાયલી જોઇ. મારી માદરની પેટીમાંથી જે થોડા ઘણા પૈસા મને મળ્યા તે તો મેં તેણીની દફનક્રીયામાં વાપરયા હતા અને મારી ખાધખોરાકીને માટે મને કરજ કરવું પડયું. જે કરજ વખત આવવે ફેરવાને માટે મારી માદરનું રાચરચીલું વેચવા કાઢવા સિવાય બીજો ઇલાજ રહ્યોજ નહીં, અને જ્યારે તે વેચી મેં પૈએ પૈનું કરજ ભર્યું ત્યારે તેમાંથી ઉપજેલી આવકમાંથી થોડાક રૂપ્યા બચ્યા; મેં મારા વપરાસ માટે તું મારી ઓરડીમાં જોયછ તે 'ફરનીચર'-જો તેને ફરનીચરનું નામ છાજતું હોય તો તે-મેં રાખ્યું. મેં તે ઘર ખાલી કીધું, ચાકરડી જે બીચારી મને ઘણીજ મદદની થઇ પડી હતી તેને રજા આપી અને આ ઘરનાં કાતર્યાંની એક નાની ઓરડી ભાડે લઇ હું હ્યાં આવી રહી, અને સીવવાનું કાંઇ કામ મેળવવાની મેં વેતરણ કરવા માંડી, પણ દીનપર દીન હું તે કોશેશમાં નિષ્ફળ થતીજ રહી, અને ઘણીજ કરકસરથી, પેટને બાળીને, ભુખે મરવા જેવી હાલતે હું મારો ગુજારો કરવા લાગી. પેલા મારા બચેલા રૂપ્યાના આના થઈ રહેવા આવ્યા હતા, અને ઓ! ઝોહરા, જ્યારે એક દાહાડે કામની શોધમાં એક આખો દહાડો ભુખી પ્યાસી રખડી સાંજે ખાલી હાથે હું ઘર પાછી આવી, ત્યારે, મારી આંખોમાંથી મેં ગરમ આંસુ રેડયાં. જો મારી ગરીબ માદર હૈયાત હતે તો હું એ બોજો તેના વધુ સખ્ત આકારમાં ખમતે અને ખુશીથી ઉપાડી

લેતે, કેમકે, તે વખતે દુઃખથી અમો બંન્ને આંસુ પાડતે જે બંન્નેનાં આંસું સાથે મળ્યાથી તેની માહેતમ ઘણે દરજજે કમી રહેતે અને મારી એ સઘળી મુશ્કેલીમાં મારી માવતરના આશિષ તો મારાં સરપર હોતે! પણ માબાપ વગરની હું નિરાધાર, લાચાર આ વાયે જહાંન દુન્યામાં એકલી પડી હતી અને ઘણીકવાર મારી બંદગીમાં તે કુલ જહાંનના પેદા કરનાર પાસે હાથ જોડી મેં મૌત માંગ્યું હતું. મૌત જેથી સર્વ બીહે તે મારે માટે આવકારદાયક મેં લેખ્યું; કેમકે જ્યાં મારી મદદે પુગવાંને કોઈનો હાથ નહી, જ્યાં મારી સ્હાય આવવાને કોઇ સાથ નહીં, અને જ્યાં મારા કાનમાં દિલસોજીના સોખન રેડનાર કોઇ હૈયાત નહીં ત્યાં મારૂં જીવવું શા ખપનું હતું? એ દુઃખ દરમ્યાન હું મારાં મનને ઘણી વાર પુછતી, કે આ હાલતે પુગવાને લાયક ઠરવા મેં શું ગુનાહ કીધો હશે? અરે, હું જે એક કીડીપર પગ નહીં મુકું તેને આ ફેજે પુગાડવાને આ સીતમગાર ફલકને શું મુસ્તકીમ સબબ હશે? ઓ! મારી માવતરનાં મરણ બાદ એક વર્ષ સુધી જે મેં ખમ્યુંછ, જે મેં ભોગવ્યુંછ તેની થાહ આજે કરતાં હું ખરેજ અજબ થાઉંછ, કે તે હાય સોસારા ને હાદેસા વચ્ચે આજે હું હૈયાતજ કેમ રેહેવા પામીછ?"

"ગરીબ ગુલઝાર!" તેનો હાથ હેતથી પોતાના હાથમાં લઇ ઝોહરા બોલી "ખરેખર, તેં ઘણુંજ વેઠેલું, ઘણુંજ ખમેલું લાગેછ." એટલું બોલી તે ડુસ્કે ડુસ્કે રડતી બાળાનું માથું લઇ તેણે પેટમાં દાબ્યું. "પણ તું એટલી નિરાશ નાસીપાસ ના થા જેવી તને દુન્યા દેખાય તેવીજ તેને તું સમજ, જેમ લાગ ફાવે તેમ તારી જીંદગીને વળણ આપી તેમાં ફેરફાર કરતી રહે અને આયંદેહ તું સુખી થયા વિના રેહેશે નહીં. તારા ચ્હેરાપર તવંગરીનો છાપ છે, તારા નસીબમાં

સુખ સૃજેલું છે- પણ તું એમ સમજેછ કે, એ સઘળું તું તારી સોય ધાગાથી મેળવશે? અરે! નહીં–નહીં–કદી નહીં!"

"ત્યારે, હવે મારે શું કરવું તે તું મને સમજાવ, ઝોહરા"

"જો તેં જ્યારે તારી ખરી હકીકતથી મને વાકેફ કરી મારી ઉપરનો તારો વિશ્વાસ પુરવાર કરી આપ્યોછ, તો લે આજે હું પણ તારી સનમુખ ખુલ્લા આકારમાં રજુ થઇ તારી ઉપરનો મારો વિશ્વાસ તને દેખાડી આપુંછ. હવે તું તારી ઉપરની ઓરડીમાં આવી રહ્યા પછીની તારી હકીકત મને જણાવવાની તને કાંઇ અગત નથી, કેમકે અહીં તહીંના થોડા ઘણા વધારા ઘટાડા સાથે તે હકીકત લગભગ મારી છે, પણ સીમ્પીના એ ધંધામાં તારાં કરતાં એક પગલું હું આગળ વધી ગઇછ."

"અને તે પગલું?" આના જવાબમાં ઝોહરાને મોંઢે તે શું ખુલાસો સમજશે તેનો કાંઇક ઝાંખો ખ્યાલ તેણીને આવતાં ગુલઝારનાં આંખમાં ધ્રુજરી છુટી આવી.

"ત્યારે સાદી સમજ પડતી ભાષામાં તેનો અર્થ એમ કે મેં મારી પાકદામાન વેચીછ, જ્યારે તેં તેને એક કીંમતી ગૌહર સમજી સંભાળથી સાચવી રાખીછ."

તુરત ગુલઝારની આંખ આગળનો પડદો સરી પડયો; તે પડદો જે ખુલ્લી સચ્ચાઇની ગેરહાજરીમાં વેહેમના માત્ર ભણકારા વચ્ચે અળગો લટકી રહ્યો હતો તે હવે નીચે પડી ગયો. તે પડદો પડી જવા સમતેજ ગુલઝારની પેહેલી હરોલની લાગણી તે ખુરસીપરથી ઉછલી તે શર્મસાર અબલાની હાજરી આગળથી દુર–દુર નહાસી જવાની હતી, પણ કોણ જાણે કયી બીજી લાગણીએ તેને તેની બેઠકપર વળગાવી રાખી તે તે સમજી શકી નહીં; અને ઝોહરાએ

અત્યારમાંજ તેણીપર કીધેલા આભારની યાદ તેણીને સાંભરી આવી, તેમજ તે બીચારી કદાચ કોઇ નીચ કાવતરાંનો ભોગ થઈ પડી હશે એવો ખ્યાલ તેણીનાં મગજમાં તુરત આવી ગયો.

"નહીં, મારી તરફ જોઇ તું સુગા શરમા ના–મેં તને જે સાચી વાત કહી તે સાંભળી મારે માટે બુરૂંખી લાવતી ના. મેં પણ તારીજ માફક હાડમારી વેઠીછ તે મેં તને પ્હેલેથીજ જણાવી દીધુંછ, પણ ખરૂં માનજે કે તારી માફક વર્ણવીને જો મારી હાલત તને કેહેવા બેસું તો તે સાંભળી તારી હાલતને મારી હાલત કરતાં દશ હજાર ગણી વધારે સારી તું તારે મોંઢેજ કબુલે; જો, મારી ખરાબી કેમ થઇ તે હું તને ટુંકમાં કહી સંભળાવું. એક ઠંડી શ્યાળાની રાતે, ત્રણ દીવસની ખરેખુટ મેહેનત પછી, હું તમામ અકડી જઇને ભુખી સુતી અને સહુવારના પોહારમાં ઉઠી જે દુકાન પરથી મને તે કામ મળ્યું હતું તે દુકાનપર તે પુરૂં થયલું કામ લઇને હું ગઇ. ત્યાં જઇને જોઉંછ તો દુકાન બંધ, તેનાં બારણાપર ગુલાબી ફીટ સાથનું સરકારી સીલ અને બાહાર એક બેલીફ! મેં તુરતજ જાણ્યું કે, તે દુકાને દીવાળું ફુકયું હતું અને તે ઉપર સરકારની જપ્તી બેઠી હતી. મારે માટે મારો દાવો રજુ કરી બીજા દાવાદાર ભેગાં થોબવા સીવાય બીજો ઈલાજ ન રહ્યો. મારા હાથમાંનું કામ પેલા બેલીફે લઇ લીધું અને મને કચેરીમાં મારા દાવાની અરજી નોંધવા જણાવ્યું; હવે મારી હાલત શું થઇ પડી હશે તેનો જરા તું ખ્યાલ કર. ત્રણ દીવસ જેણે ભુખા પસાર કીધેલા તેનાં નસીબમાં તેવાજ ભુખમરાનો એક દીન વધ્યો. હું જીવપર આવી ગઇ અને હાથ લાંબો કરી, જતાં આવતાં પાસે ભીખ માંગવા લાગી. કોઇ સખીદાતાની સખાવતને માટે લાંબા કીધેલા તે હાથમાં એકાયક કોઇએ પાંચ રૂપ્યા મૂકયા; હું ભૂખે મરતી હતી, મારૂં ભાડું આપવાની મારી પાસે જોગવાઇ

હતી નહીં, અને ભાડાંના પૈસા લીધા વગર તે ઘરમાં પાછું જઇ ઘાટકી ઘરવાલીને મોંહ બતાવવું મારે માટે મુશ્કેલ થઇ પડયું હતું; હવે, બોલ, ગમે તેવાં મજબુત મનની બી કોઇ આ લાલચને ધુતકારી કાઢે કે? મેં તો તેને નહીંજ હરકાતી કાઢી!"

"આહ! મારી વ્હાલી ખ્યરખ્વાહ," ગુલઝાર બબડી "હું તો તને હમણાંજ ઠપકાના સોખન સંભળાવવા તૈયાર થઇ રહી હતી; પણ હવે તો મને ખરેજ તારી દયા આવેછ. ખરેખર ઘણીજ, ઘણીજ દયા આવેછ!"

"હવે મારી દયા ખાવાને ઘણું અસુરૂં થઇ ગયું, કેમકે, હું તો હવે પડી તે કદી ઉઠનાર નથી અને પડી ત્યારથી ખરેખર હું સુખી છું હવે તો લાજને હસી કાઢી ઇજતની ઠેકડી કરતાં હું શીખીછ. હવે કાંઇ નેકીને ખાતર મને મરવાબરવા કાંઇ ગમતું નથી. કોઇયે કેઠે લખ્યુંછ તે શું મારીજ હાલત જોઇને લખ્યું હશે કે:—

"નિચને છે માન ઉંચને શૌકત નથી."

"ત્યારે શું બીચારી નેક ખસલત પાકદામાન દરજણને માટે તો કાંઇ આશા નહીંજ કે!" ગુલઝારે અડધી હેબતી જઇ પુછયું, "ત્યારે શું ગરીબીમાં કચડાઇ મરતો વર્ગ જે પોતાની નેકી અને નીતીપર મુસ્તાક હોય તેને માટે હું પુછુંછ કે પ્રમાણીક ગુજરાનની કાંઇ આશાજ નથી?"

"પાકદામન દરજણને માટે ગુજારાની આશા?" ઝોહરા કાંઇક કડવાસથી હસીને બોલી "નહીં, નહીં, ગુલઝાર, નહીં, દશ હજારવાર નહીં. આહ! આપણે ખુશ ગુફતેગુમાં વખત કાઢવા ક્યાં એકલાં મળયાં અને આપણે કેવા ગમગીન ખ્યાલમાં ઉતરી પડયાં. હવે હું તારીથી સાચી વાત શા માટે છુપાવું! 'હાથ કંગન તો આરસી દરકાર હય' તેમ, ગુલઝાર, એક ખુબરૂ જવાન મને ઘડી

ઘડી મુલાકાત આપેછ. હું તેને માત્ર મુશરરફનાં નામથી ઓળખુંછ, તો પણ તે કોઇ સારો ઉંચ ખાનદાનનો નવાબજાદો હોવો જોઇયે એમ હું માનુંછ, તો પણ તે મારી ઉપર એટલી માંયા રાખેછ કે તેનું ખરૂં નામ નિશાણ પુછવાની હું દરકાર વટીક કરતી નથી, કેમકે, આખર કરે ને મને તો તેને માટે વ્હેમજ છે કેની ? વખતે તે જે દેખાયછ તેજ હોય ! તે કાંઇ ઘણો પૈસાદાર હોય એમ દીસ્તું નથી, તોપણ તું હાલ જોયછ તેવી સગવડથી હું રહી શકું તેટલું પુરતું તે મને આપેછ. કોઇવાર મને સોહોવાવા હું કાંઇ કામ લાવુંછ અને તે આસ્તે આસ્તે કરૂંછ. આજે એક આખો હફતો થયો મારો મુશરરફ આયો નથી, તોપણ મારી ઉપરની તેની અથાગ મોહબતની ખાત્રી આપનારો એક રૂકકો તેણે મારીપર લખી મોકળ્યોછ. વળી મને અદેખીણી પડવાનું કાંઇ કારણ નથી, કેમકે હું ખુબસુરત છેઉં, દેખામણી છેઉં, ઘણી સોહામણી છેઉં, તે હું જાણુંછ, એટલે તે મને એક બારગી છોડીબી દેય તો કોઇ બીજા દોસ્ત શોધી કાઢતાં મને વાર કેટલી ? એ મારી ખરી હકીકત છે.”

અને જ્યારે રાતે ગુલઝાર પોતાની ઓરડીમાં ગઇ ત્યારે દુન્યાનો કાંઇક વધુજ અનુભવ મેળવી કોઇ દહાડે નહીં જાણેલી, નહીં અનુભવેલી દુઃખની લાગણીનો પોતાના પાક સીનામાં સમાવેશ કરીને તે રાત્રે તે સુતી.



# પ્રકરણ ૨૫ મું.

## એક અકસ્માત એક મેળાપ.

જહાંનો રસ્તો નથી સુહ્લકનો, બડો છે મુશ્કેલ અરે મુસાફર !
બચાવી દામન જવાનું અંહીંતહીં નથી હસી ખેલ અરે મુસાફર !
જરા હોય એમબી, જરા હોય તેમબી, જરા હોય મીઠું જરાબી કડવું,
જરા હોય હસવું, જરાબી રડવું જરા હોય મતફેર અરે મુસાફર !
ગમે હોય નેકી બગલમાં બેઠી બદીને અડવું જરા તો પડશે,
કરી ભલાઇ ખમી બુરાઈ જવુંબી પડશે અરે મુસાફર;
જગતમાં આયો તું મુજ ભાઈ, કરી અખારા 'રફીક'નું માની,
જરાબી એવું જરાબી તેવું ચલાવવું પડશે અરે મુસાફર !

બીજે દીને બપોરે ત્રણ વાગે ગુલઝાર એક તૈયાર થયલો પોષાક તેને ઠેકાણે પુગાડી આવવા પોતાનાં મકાનમાંથી બાહાર નીકળી; જયાં તે પોશાક પુગાડવાનો હતો, તે ઘર 'રીચી રોડ' માં આવેલું હતું. ગુલઝાર, ફ્રાટકપુરો આખો પસાર કરી બાહાર જાહેર રસ્તાપર નીકળી. હવે એવું બન્યું કે તે દીને હૈદ્રાબાદના ચીફ રેસીડંટ સાહેબે પોતાના દૌરાપર નીકળતાં એક દીવસને માટે હરીયાબાદમાં પોતાનો મુકામ કીધો હતો, અને જવલેજ મળતી એવી તકનો લાભ લઇ, તે નામવર સરકારને સલામી આપવા ત્યાંના સઘળા શ્રીમંત સાહુકારો, આલીશાન નવાબો, અસહાબે હુરમત અને બીજા મોતેબર માતબરો પોતાની ભપકાદાર ચાર્ટમાં બેસી મોટી કચેરીમાં જતા હોવાથી જતી આવતી ગાડીઓની ધુમચકરીથી તે રસ્તો ધમધમી રહ્યા હતો, અને તે ભીડ અને ભચડાકચડીમાંથી ગુલઝાર જેમ તેમ પોતાનો રસ્તો કાપતી આગળ વધી. તે પોષાક પુગાડવાનું કામ કાંઇ તેનું ન હતું. તે તો ઝોહરાએ પુગાડવો જોઇતો હતો, કેમકે, તે કામ ઝોહરા મારફતે છુપું તેને મળ્યું હતું. જે ખાતાંનું તે કામ હતું, ત્યાંની વડી હરજણ ઝોહરાને તે સોંપતાં એમજ સમજતી કે તે કામ ઝોહરાજ

કરતી હતી અને ઝોહરાથી તે વાતની ના પાડી શકાય તેમ ન હોવાથી ઝોહરા ખાનગીમાં ગુલઝાર પાસે કામ કરાવી લઇ પોતેજ તે કીધું હોય તેમ પોતેજ પુગાડી આવતી હતી, પણ આજે તે જવાન અબલાને મુશરરફ તરફની એક ચીઠીથી માલમ પડયું હતું કે તે ખુબસુરત જવાન તેણીને મળવા આવનાર હતો અને તેથીજ તેણીએ તે કામ આજે ગુલઝારને સોંપ્યું હતું.

તે બીચારી ગઇ કાલે સાંભળેલી ઝોહરાની હકીકતપર વિચાર કરતી નીચી નજરે પોતાનો રસ્તો લેતી હતી અને તેથીજ તે જોઇ ન શકી કે 'સાબેર ગંજ' માંથી નીકળતાં આજે આઠેક દીવસની વાતપર જે જવાને તેણીને રોકી હતી, તેજ જવાન આજેબી તેણીની પુઠે લાગ્યો હતો. તે જવાન કોઇજ નહીં, પણ, વાંચનારે ધાર્યું હશે તેમ નવાબજાદો રેહેમત હતો. તે પોતાના પીતાનાં કાંઇ કામસર એક મારવાડી શરાફની પેઢીપર આવ્યો હતો, જયાંથી પોતાનું કામ પુરૂં કરી બહાર નીકળતાં તેની નજર આપણી ગુલઝારપર પડી હતી. તેણીને જોતાંજ તેના ચ્હેરાપર ખુશાલી પ્રગટ નીકળી અને જો કે તેને બીજે ઠેકાણે જવાનું હતું તોપણ, તે તેની પુઠેજ ચાલ્યો.

પોતાના વિચારમાં ને વિચારમાં તે ડાબી તરફના એક રસ્તાપર ફરી, તેટલાંજ, કાંઇ પુકારો થતા તેણીને કાને પડયા અને તે સાથેજ ઘોડાનાં પગલાંનો અવાજ તેણીને સંભળાયો, કે ચોંકીને તે હજી તો બાજુએ થવા જતી હતી, તેટલાં, એક ઘોડાનાં મુડાંનો તેણીને આંચકો લાગ્યો. તેણીથી એક ચીસ પડાઇ ગઇ, તેણીના હાથમાં પકડેલો દાબડો કેઠે ગબડી ગયો, અને તે, તે આંચકા સમેત જમીનપર પડી, તે ઘોડાના પગ તળે કચડાઇ જવાની અણીપર હતી, તેટલાંજ નવાબજાદો રેહેમત એક કમાનમાંથી છુટેલા તીરની ઝડપે તેની ગમ દોડયો અને તે જીવલેણ અકસ્માત બને તેટલાં તો તેને પોતાના

હાથમાં લઇ બાજુ કરી દીધી. તેણે જેવા તે બેભાન આકારને હાથમાં લીધો કે બાજુપરની એક દુકાનપર તે દોડયો. એક સીપાઇએ તે ગબડી ગયલા ડાબડાને પોતાને સ્વાધીન લીધો અને આ બનાવ જોઇ ધસી આવેલું લોકનું ટોળું તે બીચારીને કાંઇ જીવ જેવી ઇજા થઇ નહતી તેની ખાતરી પોતાની નજરે જોઇ કરી વિખરાઇ ગયું.

સારે નસીબે, જે દુકાનમાં તે બેભાન થયલી ગુલઝારને હાથમાં લઇ રેહેમત દોડી ગયો હતો તે એક પરચુટણ સામાન વેચનારની દુકાન હતી, જ્યાંથી તેણે એક કોલાંવાટરની બાટલી લઇ, તેમાંથી થોડું તેણીનાં કપાલપર લગાડયું અને થોડું પોતાના રૂમાલપર છાંટી તેણીને સુંઘાડયું. આ ઉપાયથી તે જરાવારમાં હુશ્યાર થઇ, પણ હુશ્યાર થઇ આંખ ઉંઘાડતાંજ જેવી તેણીની નજર રેહેમતપર પડી કે અજાયબી ભેગી ધાસ્તીથી તે ચોંકી, જે જોતાં તેણે તેણીને ધીમે અવાજે કાને લાગી ધીરજ આપતાં કહ્યું—

“મારીથી બીહોછ કાંય? મારી જીંદગી જોખમમાં નાંખી મેં તમને બચાવ્યાં નથી? તેમ કરવાની કોશેશમાં હું જાનથી માર્યોગી જતે તો મરતાં મરતાંબી તમારે માટેની મોહબતનાં વચન મારી જબાં—”

હ્યાં ગુલઝારે પોતાનો ચ્હેરો એવો કુમળાવ્યો કે પોતાનું બોલવું રેહેમતે ત્યાંજ અધુરૂં નાંખી તે બોલી ઉઠયો, “આહ! તમે વળી મારી સાથે ગુસ્સે થયાં!”

“નહીં, નહીં, હું ગુસ્સે નથી થઇ, મને માફ કરો.” આટલું બોલતાં તે હવે બાહાર જવા ઉઠી, પણ તેટલાં પેલો સીપાઇ તેણીનો બાકસ લઇને આવ્યો, જે રેહેમતે લીધો અને તેના હાથમાં એક રૂપ્યો મુકયો. પછી પેલા દુકાનદાર તરફ ફરી તેણે તેની તરફ એક બીજો રૂપ્યો નાંખ્યો, જે, કોલાંવાટરના પૈસા લેઇ બાકીનું છુટું

આપવા જતો હતો, જે રેહેમતે ન લેતાં તેને પડેલી તકલીફના બદલામાં તેનેજ રાખવા ફરમાવ્યું.

એ સઘળી તેની ઉદારતા ગુલઝારે જોઇ અને મનમાં ઘણી કચવાઇ, પણ કશું બોલી નહીં.

હવે તેઓ બન્ને તે દુકાનમાંથી ઉતર્યાં કે તેણીએ જોયું કે તેણીનો બાકસ પેલા જવાને પકડેલો હતો, જેથી તે બોલી ઉઠી—

"નહીં, નહીં! મારા હાથમાંનો બોજો તમો ઉંચકીને ચાલો તે મને ઘણી લાજ લાગે." એમ કહી તે બાકસ તેણીએ તેના હાથમાંથી લઇ લીધો અને રેહેમતેબી તેની સાથે નકામી જીદ કરવાનું વાજબી નહીં વિચારી તે તેણીને લેવા દીધો.

"વારૂ, મને તારી સાથે ચાલવાની રજા છે કે તેબી નહીં? રસ્તો ઘણો ગીરદીનો છે એટલે તારી સાથે હું હોવું તો તને કાંઇ અડચણ છે?"

"પણ એમને એમ, મારી ઉપર તમે કેટલાક ઉપકાર કર્યા જશો, સાહેબ" તે સભ્યતાથી બોલી અને પોતાની સાથે ચાલવાની તેની અરજ ના પાડતાં રખે તેના ઉપકારનો બદલો અપકારમાં વાળેલો સમજી તે અપમાન લેય તે વિચારની બીહીકથી તેણીએ તેને તેમ કરવાની રજા આપી.

"આ અકસ્માતથી તમને કેઠે લાગ્યું, કેઠે તમને દુઃખેછ?" તેણે ઘણી માયાથી પુછયું.

"નહીંજી, કાંઇજ નહીં, જરા ખભાંમાં ઠળતર થાયછ." એક પીંજરામાં ઘેરાયલી ચલીનાં હૈયાની માફક ફડકતે હૈયે તેણીએ જવાબ દીધો. એક ખ્યાલ, તેનીથી તેણીએ કેમ છુટું થવું તેનો તેણીને હતો, અને વળી બીજોજ ખ્યાલ, રખે તેવી કાંઇક કોશેશ કરતાં તેને અપમાન થાય તેનો હતો. એ બન્ને ખ્યાલોની વમલમાં તે બીચારી ગોટાં ખાતી તેની સાથે આગળ વધી.

"હા, કેમકે તે ઘોડાનું મુડું ખભાંપરજ લાગ્યું ખરૂંની ? પણ શુક્રે અલ્લાહ, કે કાંઈ વધુ ગંભીર ઇજા તને ન થઇ."

"અને તમારી મોટાં દીલની મદદ જો વેળાસર મને નહીં મળી હતે તો તેમ થતેજ, જે માટે તમારો હું ઉપકાર માનુંછ. તમારી તે મેહેરબાનીનો બદલો મારાથી વાળી શકવાનો નથી, પણ, મારી તરફથી તમને જે કાંઇક ખર્ચ થયો તે તો મારે પાછો—"

"યા ખુદા! તમે એમ ધારી શકોછ ?" તે તેણીને અટકાવી બોલ્યો, "તે દહાડે તો તમને ગુસ્સે થવાનું મેં કારણ આપ્યું હતું, પણ, ખુદાને શાહેદ જાણી કહુંછ કે તમારી તરફની મારી તે વર્તણુકમાં તમને અપમાન કરવાની મારી નેમ હતીજ નહીં. તમારી ખુબસુરતીથી હું એવો અંજાઇ ગયો હતો કે—"

"ઓ! સાહેબ તમે જાણુંતા નહીં હશો કે એ કીસમની વાત મારી લાગણીને કેટલી દુ:ખી કરેછ! તમો મારી તરફ ઘણીજ માયાથી, ઘણાજ મોટાં મનથી, ઘણુંજ ઉદાર દિલથી વરત્યાછ તો એ સઘળી ભલી લાગણીને, મારે સાંભળવાં નહીં જોઇયે એવાં વચનથી શામાટે ડાઘ લગાડી ખરાબ કરોછ ?"

"પણ, હું કાંઇ પાક સ્વચ્છ પ્યારને આધીન થઇ બોલતો હોવું તો ?"

"નહીંજી, આપણુ બન્નેની હાલત એટલી જુદી છે કે તેવો વિચાર મારાં મગજમાં લાવવાની મારાથી હીંમત થાયજ નહીં, અને મારી ચાલચલણ કે રીતી નીતીને માટે તમે હજી કાંઈ મત બાંધ્યું નહીં હોય તો મહેરબાની કરી સમજો કે એવી વાત મને ઘણીજ અણગમો પેદા કરનારી છે."

"પણ મીઠી મધુરી, મેં તારી ચાલચલણ અને રીતી નીતીનો એક પલમાં અભ્યાસ કરી લીધોછ તેથીજ હું એવી વાત કરવાની હામ ભીડુંછ."

"સાહેબ મારે આ તરફ રીચી રોડપર જવુંછ, માટે, એક-વાર ફરીથી મારી તરફની તમારી મેહેરબાનીની માટે ઉપકાર માની હું રૂખસદ ચાહુંછ."

ત્યાં તેઓ બન્ને ઉભાં અને તે જવાન નવાબજાદાને લાગ્યું કે તેણીની સાથે બોહોળાંસ કરી ચાલ્યાજ કરવામાં ડાહાપણ નહીં પણ મુર્ખાઇ હતી.

"ફક્ત એક બોલ-એકજ વધુ બોલ બોલવાની મને રજા આપ." તે તેણીનો હાથ નરમાશથી પકડી બોલ્યો, "મારો સ્વભાવ, મારી પ્રમાણીક નિષ્ટા, મારી અંતઃકરણપુર્વક મતલબ એ સઘળું તારી આગળ વિસ્તારીને રજુ કરવાની મને એક તક આપ. હું કાંઇ તારી મુલાકાતે આવવાની રજા માંગતોજ નથી, મગર,—"

મુલાકાત બોલ સાંભળીનેજ ગુલઝાર ચોંકી શરમથી લાલ થઇ ગઈ અને તુરતજ પોતાનો હાથ તેના હાથમાંથી તેનીએ સેરવી લીધો.

"આહ ! હું કેવો કમ બખ્ત !" તે બોલ્યો, "મેં તને પાછી ગુસ્સે કીધી, પણ હું ખુદાના કસમ ખાઈ કહુંછ કે તારી તરફના મારા આચાર વિચારમાં પાપનો એક કતરોબી નથી. મધુર છોકરી, કદી મેં નહીં અનુભવેલી, નહીં જાણેલી જે લાગણીથી હું તારી તરફ ખેંચાયોછ તેની તને કેમ ખાતરી આપું ? હું તારો સારો વિચાર કેમ મેળવું ? તારી દોસ્તી હું કેમ સાંધું ?"

"મને મારે રસ્તે જવા દીધાથી તમે તમારી એ સઘળી મતલબ પાર પાડશો." એટલું બોલી તે ત્યાંથી ચાલી જવા કરતી હતી, પણ નહીં, તેણીનું હૈયું તેમ કરતાં દુઃખાયું. તેણીને લાગ્યું કે જે જવાને તેણીની ઉપર દેખીતો ઉપકાર કીધેલો તેવા એકને અપમાન કરવાની તે હદ ઓળંગી જતી હતી. આ વિચારો તેણીનાં મનમાં આવ-તાંજ તે ચાલી જતી થોભી અને તેની તરફ જોઈ બોલી—

"મને નગુણી સમજવાની તમો મેહેરબાન, ભુલ કરશો ના—એમ તો વિચારતાજ ના કે તમોએ જે મારે માટે કીધું છ તે મારાં મનમાંથી જતું રહ્યુંછ. નહીં, તમે મારી તરફ ભલી લાગણી દેખાડવાની જ્યારે મેહેરબાની કીધીછ ત્યારે મને એક નિરાધાર નાવારેસ છોડી લેખે દરગુજર કરી તે તમારી મેહેરબાનીમાં ઉમેરો કરજો."

"મીઠી મોહન, જો તને ચહાવી એ એક પાપ હોય તો તારી સનમુખ હું પાપી બનીનેજ ઉભોછ અને સાચા સ્વચ્છ પ્યારની માંગણીથી તને અપમાન થતું તું સમજતી હોય તો તારી ખફગી મારે સર ખેંચી લેવાના જોખમમાં હું ખુશીથી ઝીપલાઉંછ. મારા બોલને તુચ્છકારી ના કાઢ, મારા સોખનો હલકા ગણી—"

"હું તમારૂં કાંઈજ વધુ સાંભળવા માંગતી નથી." એટલું બોલી ગુલઝારે ચાલતી પકડી.

પણ તુરતજ તે જવાન તેણીની જોડમાં આવી ચાલવા લાગ્યો.

"નહીં, આપણે એમ છુટાં નહીં પડયે!" તે મક્કમપણે બોલ્યો "કદી કદીબી તારી પુઠે પુઠે હું આવવાનો નથી. કદી, કદીબી તું કયાં રહેછ તે શોધી કાઢવાની હું તજવીજ કરવાનો નથી, પણ, મારે તને પાછું મળવુંછ. મારાં સુખનો સર્વ આધાર તે મેળાપપરજ છે તો મને નિરાશીના ગારમાં નહીં ડુબાડી મારવાની મેહેરબાની ન ફરમાવે?"

ગુલઝાર કુદરતીજ ભોળી અને ભલી હતી. તેણીનામાં બુરી આગાહી જાણી લેવાની કે બુરાંની અગમચેતી કરવાની કાયનાતજ ન હતી, અને જો ખરૂં કહો તો ગુલઝારને મનાવવામાં તે જવાન નવાબજાદાની કોઇબી રીતે બુરી મતલબ હતીજ નહીં. તેની આજીજીમાં એવું પ્રમાણીકપણું હતું, તેની આરજુમાં એવી સચાઇ હતી, તેનો એક એક

સોખન એવો લાગણીથી ભરપુર હતો કે તે સઘળું ગુલઝાર જેવી એક અબલાપર જોઈતી અસર કરવામાં નિષ્ફળ નિવડે તો અમો તેણીને ઔરતના દરજ્જાથી કાં તો છેક કમીની, કાં તો એકદમ આલા ગણ્યે. આખરે કરેને તે એક ઔરતજ હેની, એટલે રેહેમતનું આ બોલવું સાંભળી તે થોભી ગઇ અને ચીંતા અને ગુચવણોનો તે એક ભેગો ભોગ થઈને ઉભી.

"ચાલો, લેવો, તમે મને શું કહેવા માંગોછ?" તેણીએ પુછયું અને તે વખતે તેણીના ચ્હેરાપર રતાશ ચઢી આવ્યો હતો.

"હું બસ એટલુંજ માગું છ કે જેમ એક હમશીર બહેન પોતાના બેરાદરપર જેટલો વિશ્વાસ મુકે તેટલો વિશ્વાસ તેમ તું મારી પર મુક અને કાલે યા કોઇબી દહાડે તારી સાથે બે વાત કરવાની મને તક આપ."

"વારૂં કહાં?"

"તારે ગમે તો આ રસ્તાપરજ આવેલા 'રીચીબાગ'માં."

"ઠીક છે, ત્યારે જાવો, આયજ વખતે પરમ દહાડે આયજ રસ્તાપરથી હું પસાર થવસ."

આટલું બોલી તે ઝડપથી ચાલીજ ગઇ; કેમકે તે બોલ તેણીનાં મોંહમાંથી નીકળતાંજ તેણીએ જાણે કાંઇ અજીમ ગુનાહ કીધો હોય તેમ તેણીનું દીલ ડંખવા લાગ્યું.

## પ્રકરણ ૨૬ મું.

### મનતરંગ.

બ...બી સોડમાં વસી તો શું મુઝકો છે?
તુંને ફસાવશે એવો તેનો શું ફાંગ છે?
અરે! જો નહીં બદી રહી તો નેકીની કદર,
બુઝે તું કેમ બદીનીબી બદી જોયા વગર?
વિચારી જોઈ મુકજે પગ હીંમતથી બરાબર,
પછી શું તેને મળશે જબરદસ્ત એક પથ્થર!

ગુલઝાર જે કામે પોતાનાં ઘરમાંથી બહાર નીકળી હતી તે બજાવી પાછી પોતાને ઘરે ગઈ. ઘરે આવતાંજ સીધી પોતાના માળપર ન જતાં ઝોહોરાના ઓરડા આગળ થોભી, કેમકે જે હમણાં બન્યું હતું તેથી તેણીને વાકેફ કરી તેણીની સલાહ લેવાનો ત ભોળી બાળાનો વીચાર હતો.

ઝોહોરાનું બારણું ઠોકતાંજ તે ઉઘાડી તે પોતેજ ગુલઝાર સનમુખ આવી ઉભી રહી. આજે તે કાંઈ ઓરજ ઠઠેરામાં હતી અને ગુલઝારની પહેલી મુલાકાત વખતે જે ભપકાભરેલો પોશાક તેણીએ તેને બતાવ્યો હતો તેજ પોશાકમાં હાલ તે બનીઠણીને ઉભી હતી. તે પોતાના હોઠપર હાથનું એક આંગળું મુકી નખરાંથી જરા હસીને બોલી—

"ગુલઝાર પ્યારી, આજે મારીથી તને અંદર તેડાય તેમ નથી, કેમકે, હમણાં હું કોઇના આવવાની કાગને ડોળે રાહ જોઉંછ."

"ઓ! ત્યારે ઝોહરા તને આટલીબી રોકવાને માટે હું માફ માગુંછ. હું જાણું કે તું એકલી હોસે ને–"

"ને તેથી તું સમજી કે જરા સાથે બેસી અડધોક કલાક [illegible] કર્યે! હા, તેમ હું કરતે પણ જોની, આજે સહવારેજ

મુશરરફખાનની મને એક ચીઠી મળી જેમાં તે લખેછ કે તે સાંજ સુધીમાં મને જરૂર બા જરૂર મળવા આવશે ને હજી તે કેમ નથી આવી પોંહોંચ્યો તેથી હું અજબ થાઉંછ."

"ઠીક છે, ત્યારે, હું બીજી વખત આવસ." એટલું કહી ગુલઝાર પોતાના માળપર ચઢી ગઇ.

તુરત કપડાં કાઢી રાતનું કાંઇ પકાવી લેવાની તેણીએ તૈયારી કીધી. તુરત કાંઇ કાંડી કચરાની મદદથી તેણીએ ચુહુલો પેતવ્યો અને તેપર એક ઠીકડું મુકી મજેહની એક જાડી બાજરીની રોટી ચેરવી નાંખી, જે ચરી રહેતાં ઠીકડું ઉતારી તેણીએ ચાહે કીધી જે તૈયાર થતાં એક કટોરો ભરી તે ચાહ અને પેલી રોટી લઇ એ બન્નેને કેવી એક ન્યામત સમજી સંતોષી ચેહેરા સાથે તે ખાવા બેઠી. ખાતાં ખાતાં તેણીને મળેલા તે જવાનનો અને તે જવાનને રીચી બાગમાં મળવાને તેણીએ આપેલાં વચનનો તે વિચાર કરવા લાગી. તેણીના વિચારોની હારમાળાની પેહેલી હરોલે તેણીએ તે જવાનને આપેલાં વચન માટે પોતાનાં દીલમાં તે પસ્તાવા લાગી, કેમકે, ગમે તે પણ તેને મનસે તો તે એક ત્રાહીતજ જવાન હતો; અને જો કે વળી સાથે સાથે તેણીએ પોતાનું મન એમબી મનાવવાની તજવીજ કીધી કે એક ભયભીત અકસ્માત—કહોની કે નજીક આવેલાં ભયાનીક મૌત-માંથી તેણે તેણીને બચાવી હતી ખરી. વળી તેણી તરફથી તેણે પોતાના પૈસાનો છુટથી ઉપયોગબી કીધો હતો ખરો, એટલે, તેણીના કાંઇક વિશ્વાસપર તેણીની તરફની આભારની લાગણીપર તેનો કાંઇક હક્ક હતો ખરો, ત્યારે તે હક્કની રૂહે તેણે એકવાર ફરીથી તેણીની સાથે જે મેલાપ કરવાની માંગણી કીધી હતી, તે માંગણી તેના તે હક્કની બાહાર હતી કે નહીં?

હાલ તેણીનાં મગજમાં ઉભો થયલો એ સવાલ મુખ્ય હતો. ઝટ તેણીએ વળી એમબી ખાતરીથી માન્યું કે તે મેલાપ ચાહવામાં

તેની મતલબ તમામ પાક હતી, એમાં તો કાંઇ શક નહોતો અને તે તેમ પુરવાર કરવાનેજ તે તે મેલાપ ચાહતો હતો. તેણીના મગજમાં આથી ઉપજેલા ઉપરાસાપરી વિચારો અને તે વિચારોપરની તકરારો નીચે મુજબની હતી.

"હું જો મારા માદર, પેદર યા વાલીઓનાં શીરછત્ર હેઠળ ઉછરતી, સારાં સુંદર મકાનમાં રેહેતી એક બાનુ હતે તો અલબત જેમ હંમેશ બનતું આવ્યું છ તેમ સભ્યતાને ખાતર તે ઘર સુધી મને મુકવા આવતે, યાતો બારવને ઘરે મળવા આવવાની રજા માંગતે અને તે રજા—સભ્યતાનો કાનુન સાચવી મારાં વાલીઓ તેને આપને અને એ રીતે તે મારા અને હું તેના સ્વભાવથી વાકેફ થતે; અને તેમ અરસપરસ ખાતરી થતાં તેના જે સોખનોમાં માન, તેવા સોખનો સાંભળવાની શું હું ના પાડતે? નહીંજ, અને તેનું પરિણામ શું આવતે? જો તેને હું સાચો અને સાબુત દિલનો જોતે અને મને તે બધી વાતે પસંદ પડતો થઇ પડતે તો હું એક ભલા અને માયાળુ જવાનની બોહોરદાર થતે. પણ કમનસીબે ઉપર મુજબનું સઘળું જે નથી બનવા પામ્યું તે મારી આજની કમીની કંગાલ હાલતને આભારી છે. તેને ખબર છે કે, હું માત્ર એક ગરીબડી દરજણ છેઉં, અને મારી ઇજતને દાઘ લગાડયા વગર તેને મારી મુલાકાતે બોલાવું એવું કાંઇ મારૂં મકાન નથી એમબી તે તે જાણતો હોવો જોઇયે અને તેજ મીસાલે હું પણ તેને મકાને તેને મુલાકાત આપું એબી બનવાજોગ બીલકુલ નથી, ત્યારે જે રીતે તેને મળવાનું મેં વચન આપ્યું છ તે કીસમની મુલાકાત ચાહવામાં તેણે એક ઘણીજ સારી સમજ શકતીનો ઉપ્યોગ કીધેલો કહી શકાય. જો તેનો ધારણ ખરેખરીજ તેં મને મનાવવા માંગેછ તેટલી પ્રમાણીક અને પાકજ હોય તો તેની મને ખાતરી આપવાનો તે સિવાય બીજો રસ્તોજ કયો તે લઇ શકે?

તેની ઉમર શું? તેનો અનુભવ કેટલો? વળી તે એટલો માયાળુ અને ઉદાર દિસનો કે કે તે જવાન એક હડહડતો ઠગારો હોય એમ મારા માનવામાં આવતું નથી, અને વારૂં, કદાચ તેને વિશેનાં મારા મનમાં હું ઠગાઇ અને હું મર્યાદાની હદમાં રહી નહીં સાંભળી શકું તેવો એકબી મોખન તે ઓઢયો નો તે જાણે કાંઇ દુષ્ટ રોગનું રૂપ હોય તેમ તેનાથી હું નાહાસીશ. પણ ત્યારે-બીજા હાથપર જોતાં હું તો તેનું નામ વટીક જાણતી નથી. તે એક તદન ત્રાહેત જવાન-આહ! પેલા કમનસીબ માયાળુ અનવરખાં સાહેબે તેને રેહેમત-રેહેમુનાં નામથી બોલાવ્યો હતો રેહમત! એટલે તો દયા અને દયાનો દીગર લફ્જ રેહેમત! કેવો સંજોગ? પણ વળી મને યાદ આવેછ કે અનવરખાંએ તેને ધમકાવી સબક આપ્યો હતો કે 'તેની સાથે જબરજસ્તીથી તારી ઓળખ પાડવીજ જોઇએ તેના ટેકામાં જ્યારે એકબી મજબુત કારણ નથી, ત્યારે તારે તેમ નહીંજ કરવું ઘટે તેના ટેકામાં હજારો કારણો છે!' નહીં, ત્યારે તેને વચન આપ્યા છતાં તે ન પાળું તો હું કાંઇ તેમાં ખોટું કરતી હોવું તેમ કાંઇજ નથી."

આ સેવટપર આવતાંજ એક નરમ હાય ખેંચી તેબલપરથી ચાહેનો ખાલી કટોરો ઉંચકી લઇ તે સાફ કરી પોતાનું સીવવાનું લઇ તે બીચારી કામે વળગી. ગમે તેટલો રેહમતનો વિચાર તેણીએ મનમાંથી કાઢી નાંખવાની તજવીજ કીધી, પણ, તેની તે કોશેશ બધી ફોકટ ગઇ. અને વળી પાછી 'જવું કે ન જવું' તે સવાલને બધી તરફથી પાછો તપાસતી તે બેઠી.

"અનવરખાંએ તેને એ તાકીદ કીધી તે વખતે તેવણનાં મનમાં કદાચ એમ હોય કે મારી સોડ સાંધવામાં તેની મતલબ પ્રમાણીક-પણાંથી વેગળી હશે, પણ રેહેમત"-અને ત્યાં તે છોકરીના ગાલપર

રેહમતનું નામ બોલતાં રતાશ ચઢી આવ્યો, "પણ રેહમત જેવી રીતે તે વખતે મારી તરફ વરત્યો હતો તે તરફ જોતાં અનવરખાં સાહેબે તેને માટે જે મત બાંધ્યું હતું તેમાં તેવણ ગેરવાજબી ન હતા. પણ કાંય નહીં. તેવણે તેમ કરવામાં તે જવાનને ગેરઇન્સાફ કીધો હોય? હા, તેમણી હોય, કેમકે તે દીવસની પોતાની વર્તણુકને માટે ખુલાસો કરવાને તે બીચારો આજે કેટલો બધો આતુર હતો? અને આજ સાંજની તેની મારી તરફની ચાલ ચલણ અને રીતભાત એવું બતાવીજ આપતી હતી કે મને કશુંબી અપમાન કરવાની તેની મતલબ હતીજ નહીં. તે બીચારો મારી એક બસ એકજવારની મુલાકાત માટે કેવી આરજુથી કાલાવાલા કરતો હતો? આહા! જો તે મને એક બોસ્તવાર પ્યારથી ચાહતોજ હશે અને મારી તરફની કાંઇ ક્રુર કઠોરતા તેને—"

પણ હ્યાં ગુલઝાર પોતાના એક ગંભીર ગોરમાંથી ચોંકી જાગ્રત થઇ, અને સડસડાટ વેહ્યા જતા પોતાના વીચારોના તે રોહને તેણીએ એકદમ અટકાવી નાંખ્યો અને તેણીએ જોયું કે આતશ જેવા રતાશથી તેણીના બન્ને રૂખસાર તપી રહ્યા હતા, અને તેણીના હૈયાંના તાર કાંઇ નવીજ કીસમની લાગણીથી લરજી રહ્યા હતા. કારણ કે, અરે! જે વિચારનાં વમલમાં તે સકુમારી સુંદરીનું મન-કમળ તરતું થયું હતું તે વમલનાં વળામાં તેણીની આટલી જીંદગીનાં પ્હેલીજવાર પ્યાર બોલ આવી ગયો હતો. અને જો કે તેણીના જાનનાં છેક ઉંડાણમાંથી નીકળેલા એ નવા અવાજથી તે ઘડીભર ચોંકી ખરી, પણ તરતજ બીજી ઘડીએ તે દિલપઝીર અવાજથી તેણીનાં હૈયાંમાં એક નહીં સમજાય તેવી ખુશાલીનો રેલો ચાલુ થયો. કેમકે તે બોલની રગેરગમાં અને તેના વિચારની નસોનસમાં જાદુ છે, જેની અસર પાકમાં પાક અને નિરમલમાં નિરમલ મન ઉપર થયા વિના રહેતી નથી. તેને કોઇ

ચાહેછ, અને કોઇને તે ચાહેછ એવો એક અબલાનાં નાજુક હૈયાંમાં ઇશારો થતાંજ સારી જહાંન અને તેણીની આસપાસના બીજા સંજોગો તેણીની સનમુખ નવાંજ રંગરૂપમાં રજુ થાય છે. ત્યારે અને ત્યારેજ, પોતાનું જે જીવવું તે એક ઘડી આગમજ હરામ સમજતી હતી, તેજ જીવતરથી જીવવાનું તે હલાલ સમજે છે! હ્યાં વળી તે બોલની એજમત તેની અસરમાં ન્યારીજ હતી.

---

## પ્રકરણ ૨૭ મું.

### નીરાશ-નાઉમેદ!

હ્યાં તેણીની સોયની ઝડપ કાંઇ ધીમી પડતી ગઇ અને ધીમી થતાં થતાં તે સહંતર અટકી પડી; તે કામજ તેણીના હાથમાંથી સરી પડયું, અને ભર જાગૃત હાલતમાં તેણીનું મન કોઇ અજબ લાગણીથી મંદ થઇ જઇ સ્વપ્નાની ભુમીપર સફર કરવા લાગ્યું.

પણ, અરેરે! તેટલાં કોઇ કઠોર અને ઘાટકી હાથે તેણીની ઓરડીનું બારણું થોકાવાથી તે સજાગૃ થઇ ગઇ અને ચોંકીને ઉભી થઇ. તુરતજ તેણીનું સોનેરી સ્વપ્નું કોઇ અણદીઠ રોશનીમાં પીગલી ગયું અને આંખના એક પલકારામાં વળી પાછી સોહોરાઇ સુકાઇને તાવદાન થઇ ગયલી કંગાલયતની સામે તેણીએ પોતાને ઉભેલી દીઠી.

તે અવાજ પાછો થયો અને પોતાનાં મનને સ્થિર કરવા આંખે હાથ દઇને તે એક પલ વધુ ઉભી અને પછી તે બારણું ઉંઘાડવા દોડી.

"હું તો જાણું કે તું ઉંઘાઇ ગઇ, ગુલઝાર," ઝોહરા ઓરડીમાં દાખલ થતી બોલી, "અને તોબી મને તારી ઓરડીમાં બતીનો ઉજાસ દેખાયો તેથી મેં બારણું થોકયું; પણ, હું ધારૂંછ કે તું ઉંઘમાંથીજ ઉઠી હશે."

"કેટલા વાગા ઝોહરા?" નરમ પડી ગયલી બતીને ઉશ્કેરતાં ગુલઝારે પુછ્યું.

"લગભગ નવ વાગવા આયા ને!" ઝોહરા બોલી અને તેણીની ઢપપરથી ગુલઝારને લાગ્યું કે તે કાંઇક ખભરેલી હતી.

"ઝોહરા, આજે તું કાંઇ ચીરડાયલી છે?"

"ખરૂં કહું તો આજે મારાં મગજનું ઠેકાણુંજ નથી. તું જાણેછ કેની કે મુશરરફની હું કેટલી આતુરતાથી રાહ જોતી'તી તે? અને વળી મેંબી કાંઇ તેને થોડાજ બોલાવ્યો'તો! તેણે પોતેજ આવવા મને લખી મોકલ્યું'તું ને તે આયોજ નહીં ને રહી રહીને મને એક કાગળના ચીઠકાંપર બે બોલ લખી મોકલ્યા કે તેનીથી અવાશે નહીં. નથી તેણે તેમાં પોતાની ગેરહાજરીનું કારણ જણાવ્યું, કે નથી જણાવ્યું કે તે કયારે આવશે. હવે એ વાત શું મારીથી સંખાય? હું ચીરડાઉં નહીં?"

ઝોહરાનો આ ખુલાસો સાંભળી ગુલઝારને તેણીની ઉપર કાંઇ અજબ ધિક્કાર છુટી આવ્યો, પણ, આટલું સુધી તો ઝોહરાને તેવી નજરથી ગુલઝાર કદી જોતી હતીજ નહીં. ઝોહરાએ પોતાની નામોશીનો છેલ્લો યકરાર કીધો પછીબી ગુલઝાર તેણીને માટે જરાબી સુગ કે શરમ ન ધરાવતાં તેણીની સોડ સાંધતી જતી હતી અને હમણા એકાએક એમ કેમ? શું ત્યારે ગુલઝારનાં નાજુક જીગરમાં ખરપા થયલા પેલા જાદુઈ બોલની અસર એટલી બધી જોરાવર હતી, કે, તે અસર તળે પોતાની સનમુખ ઢંઢેરો કરી નીકળેલી પોતાની તે દિલસોજ સહીને વટીક તે આજે નવાંજ રૂપમાં જોતી હતી? હા, પ્રિય વાંચનાર તેમજ હતું.

"હું પુછુંછ ગુલઝાર કે એ કારણ મારાં મનનાં સમતોલપણાંને ખોરવી નાંખવાને પુરતું નથી?" ગુલઝારને પોતાની સામે મુગી મંતર ઉભેલી જોઇ ઝોહરાએ તેણીને પાછો તે સવાલ કીધો.

"તને ચીરડાવાનું એવું કાંઇબી કારણ મળવા માટે ઝોહરા હું ખરેજ દલગીર છેઉં."

"પણ આજે તુંબી એમ કેમ? તુંબી આજે ઘણીજ ઠંડી ને બેદરકાર લાગેછ? વળી કાંઇ તું દુ:ખી છે કે?"

શું જવાબ આપવો તેને માટે ગુલઝાર થોડીક પળ ગુંચવાઇ. તે દીને સાંજે જે બન્યું હતું તે સઘળું ઝોહોરાને કહી દઇ તેને પોતાના વિશ્વાસમાં લેવાનો તેણીએ ઠરાવ કીધો હતો, પણ તેણીનીજ તરફના હમણા બરપા થયલા અણગમાએ તે બાબદમાં તેણીની જબાનને ઉપડવા દીધીજ નહીં. અરે, તે અણગમો એટલી હદ સુધી જવા પામ્યો કે, ગુલઝારનો પાક જાન ઝોહરાંના નજીસ બદન સાથે અઠડતાં વટીક સુગાયો અને કમકમ્યો.

"એમ તો બોલતીજ ના ઝોહરા કે તારી તરફ હું બેદરકાર છેઉં. હું શું તારા આભારમાં નથી કે—"

"તારા મનમાં મારે માટે કાંઇ નથી જાણી હું ખુશી છેઉં ગુલઝાર; હું પોતેજ મારાં મનની આજે માલેક નથી એટલે મેં તુંને એમ ધારી હશે—પણ મુશરરફ કયાં રેહેછ તે હું જો આજે જાણુતી હોતે તો કેવું સારૂં! હું તેની આગળ દોડી જઇને કેવો ખુલાસો માંગતે! આહ! ગુલઝાર, આજ સાંજ સુધી હું કદીબી તેને માટે અદેખી પડી ન હતી, અને હવે મને માલમ પડેછ કે તે ખુબરૂ જવાનને હું ઘણુજ પ્યારથી ચાહુંછ, એટલે મારાં મનમાં તેને વાસ્તે તરેહવાર વેહેમો આવેછ. એણે મારી સાથે કોઇ દહાડે એવી ચાલ ચલાવી નથી." અને ઘાં ઝોહરા ધસાંધસ રડવા પડી.

ઝોહરાને રડતી દેખી ગુલઝારથી થોભાયું નહી, એટલે તેને ઘણુજ માયાળુ બોલોથી પસ્વારી પતાવી તેણીએ ધીરજ આપી.

"હા, તું કેહેછ તેવી બરાબર છે." ઝોહરા આંસુથી તર થયલી આંખ લુછતાં બોલી, "મારે એ વાત મનમાં લાવવી જોઇતીજ નથી. જોઉં તો ખરી આગલ શું થાયછ તે; અને જો મુશરરફ કાલે મારી આગલ આવી તેની ચાલ માટે ઘટતો ખુલાસો કરી મારી માફી નહીં ચાહશે તો પછી શું કરવું અને કેમ કામ લેવું તેવી મને ખબર છે. ચાલ, જરા જીવ વેરવા હું તો બાહાર ફરવા જાઉંછ, તું આવેછ?"

"નહીં, નહીં, નહીં, ઝોહરા એવડી રાતે બાહાર નીકળવાનું મને પસંદ નથી."

"ઠીક, ત્યારે, હું એકલીજ જાઉંછ." એમ બોલી તે ત્યાંથી નીકળી ગઇ.

---

## પ્રકરણ ૨૮ મું.

### મિલાપ.

મેહેરબાન વાંચનાર, એટલું યાદ રાખવાની મેહેરબાની કરજે કે ગુલઝાર ઘણીજ નાદાન વયની હતી અને દુન્યાનાં લુચ્ચપણ, ઠગપણ અને દગાબાજીનો તેણીને કશોજ અનુભવ ન હતો,—એક નિરદોષ બાળક આ દુન્યાની રોશની જોતાંજ તેનામાં તેની સાથેજ જે ભોળા વિશ્વાસનું બી જન્મ પામે છે, તે બીમાંથી એક કુંમળો છોડવો ગુલઝાર મોટી થવા સાથે તેણીનામાં ઉગતો રહ્યો હતો, અને તે છોડવાને કચડી નાંખવા યા મરડીને ભચડી નાંખવા જેવું આ દુન્યામાં તેણીએ કશું જોયું કે અનુભવ્યું નહતું,—વળી રેહમતે તેણીને ખુલ્લું જણાવ્યું હતું, કે જેમ એક હમશીર બહેન પોતાના ભાઈપર વિશ્વાસ મુકે તેવો વિશ્વાસ તેણીએ તેની ઉપર મુકી તેને એક મુલાકાતનું માન આપવું—એ સઘળું યાદ રાખવાની મેહેરબાની કરજે પ્યારા વાંચનાર અને તેણીનાં

અંતઃકરણનાં ઉંડાણમાં જન્મ પામેલા પેલા નરમ ઝીણા અવાજની પણ તને યાદ હશે તો અમો જ્યારે આજે તને જણાવવા માંગ્યેછ કે નીમેલે દાહડે અને નીમેલે કલાકે તેણીએ રીચી બાગ તરફ હેર્યું લીધું ત્યારે તું અજબ થશે નહીં.

જાન્યુઆરી મહીનાની શુરૂઆત હોવાથી ગુલાબી ઠંડી પડતી હતી અને આકાશ ખુલું અને સાફ હતું. બાગના ચકરી રોકા નાના દરવાજામાં દાખલ થઇ તે હજી તો અંદર વધે તેટલાંજ આમ તેમ જોતાં તેણીએ રેહેમતનો ખુશાલીથી ખીલી રહેલો ચેહેરો જોયો અને બીજીજ પળે તે તેણીની નજીક આવીને ઉભો. તેણે તુરતજ તેણીનો હાથ પોતાના હાથમાં લીધો અને કાંઇક ખુશાલીનાં વચન કહ્યાં, જે સાંભળવાની તેણીની શકની જેમ સુન મારી ગઇ હતી, તેમ, તેણે હાથમાં લીધેલો તેણીનો હાથ પાછો ખેંચી લેવાની તેણીની સમજ શકતી પણ ગોયા ગુમ થઇ ગઇ હતી. તે ચાલ્યો અને તેની સાથે એક ચાવી આપેલાં પુતલાં ગીસાલ તે ચાલતી થઇ.

"આજે તેં મારીપર એવું સુખ એનાયાત કીધુંછ કે જેવાંની આશા રાખવાની પણ મને હીંમત નહીં હતી, અને હું તને પાક વચન આપુંછ કે જે વિશ્વાસ તેં મારીપર મુકયોછ તેની પીછાણ કરવામાં હું પછાત પડીશ નહીં."

"ત્યારે મેં જે આ પગલું ભર્યુંછ તેને માટે તમો બુરૂં તો નથીજ માનતાની?" ગુલઝારે ધીમા અચકાતા સાદે પુછ્યું.

"બુરૂં માનું? રેહેમત બોલ્યો "હરગીજ નહીં. મારી લાગણીનો પુરેપુરો ખુલાસો આપવા માટે આ જેવી બીજી તકજ મને કેમ મળતે?"

"અને તે છતાં ખાતરીથી માનજો સાહેબ, કે મેં લીધેલાં આ પગલાંમાં ગેરરીતી કે અમર્યાદા જેવું કાંઇજ નથી એમ માહા મુશ્કેલીએ મારાં મનને હું સમજાવી શકીછ. મેં એ સવાલને ઘણીજ

બારીકીથી તપાસ્યો અને ઘડીમાં હું વિચાર કરતી કે મારે નહીંજ આવવું તો ઘડીમાં હું એવાં સેવટપર આવતી કે મારે આવવું. અને છેક છેલ્લી ઘડી સુધી હું તે બાબે તદન અચોક્કસ હતી.”

“અને આખરે તું મારાં સુખની તરફેણનો ઠેરાવ કરી આવી!” નવાબજાદો રેહેમત ખુશી થઇ બોલ્યો, “જો તું નહીંજ આવતે તો મારી નિરાશી એવી જબુન થઇ પડતે કે તે કદાચ મારા જાનને પણ અલવલ પોંહોંચાડતે, કેમકે તેં મારી ઉપર એવી ઉંડી અસર કીધીછ કે હું જમાનાઓ સુધી જીવું તોપણ તે ભુલી શકાવાની નથી. હવે જે હું ખુલાસો કરૂં તે ઘણુંજ ધ્યાનથી સમજજે કે જેથી તું મારે માટે પકકું મત બાંધી શકે. જો, જે મંડળીમાં હું ફરૂંછ હરૂંછ તેમાં એકેકથી સરસ નાજનીનો છે, અને હું કહુંછ તો કદાપી તું માનશે નહીં કે તેઓ સઘળીમાં તારા જેવી ખુબસુરતીની એક પણ હુરી હજી સુધી મારી નજરે પડી નથી, પણ જ્યારે હું એમ કહુંછ કે તેઓ સઘળીમાં તારા જેવી અદબ અંદાજાવાળી મરહાજાભરેલી પુરનુર ઔરત મારા જોવામાં આવી નથી, ત્યારે, તો તું ખરૂંજ માનજે. મેં એવી કાંઇક ખુબસુરતીઓ જોઇછ કે જેમનીપર માત્ર આપણી નજર પડતાંજ આપણી આંખ ઝલકાટ અને ઝગઝગાટથી ઝલકી રેહે. વળી એવીબી ખુબસુરતીઓપર મારી નજર પડીછ કે જેઓને જોતાંજ તેમની નજરમાં ભરેલાં જાદુની અસર તળે ગોયા જકડાઇ સીકડાઇને આપણે સ્તબ્ધ થઇ ઉભાજ રહ્યે; મગર, એ બંન્નેની અસર ક્યાં સુધીની? જ્યાં સુધી તેમની આગળ આપણે હોઇયે ત્યાંજ સુધીની! પણ તારા બાબમાં તેથી ઉલટુંજ છે, એટલે—”

“નહીંજી, તમારે એ વાત લંબાવવી જોઇતી નથી.” ગુલઝાર શરમથી કે કોણ જાણે કાંઇ બીજા સબબને લીધે લાલ. થઇ જઇ

બોલી, "મને લાગેછ કે તમારી એવી વાત મારે સાંભળવી જોઇતીજ નથી. તે ઉપરાંત તમે મને ઓળખતા નથી અને મારાથી એમ તો મનાયજ નહી કે—"

"કે તારે લગતી બારીક તપાસ કીધા વિના તુંને ચાહી શકાયજ નહીં?" જાણે તેણીનો એ વિચાર તે હસી કાઢતા હોય તેવા ઢપથી તે બોલ્યો, "આહ! જો તારી ચાલચલણ અને રીતભાતનો છાપ તારા ચહેરાપર હતેજ નહીં તો તું એટલી બધી તારીફલાયક ખુબસુરત લેખાતેજ શાની? આહ! મને ખબર છે કે તારી હાલત ઘણી કંગાળ છે; અને તારી એ કંગાળયતમાંથી ઉંચકી જયારે હું તને સુખીસુખ્યારી અને આપ અખત્યારી હાલતે પુગાડી, જે મંડળના એક શોભીતા સેતારા તરીકેજ ધારી કુદરતે તારાં તનનાં ખોખામાં પાક જાનની નિવાજેશ કીધીછ તે મંડલમાં જયારે તને હરતીફરતી હું કરીશ ત્યારે તે ઘડીને મારી સાથી સુખીમાં સુખી ઘડી હું માનીશ. પણ, તારી સાથે આટલી વાત કીધા છતાં તારૂં નામ વટીક હું જાણુતો નથી, એટલે તને શું નામે બોલાવવી તેની બી મને ખબર નથી."

"મારૂં નામ ગુલઝાર છેજી." તે અબલા આશા અને બીહીકની ભેગી લાગણીથી આખે આંગે ધ્રુજતી બોલી. આશા—એવી આશા કે જે એવી વખતે કોઇબી સકુમારી સુંદરીની છાતીમાં ઉત્પન્ન થયા વગર રેહેજ નહીં, અને બીહીક તે તે કીસમની બીહીક કે જે તે આશાની સાથે સાથેજ જન્મી તે આશા ફળદ્રુપ થતાંજ મરણ પામે છે યા તો તે આશા નિરાશામાં ફેરવાઇ જતાંજ વધુ જોશ સાથે ઉગી ઉછળી નીકળે છે.

"ત્યારે પ્યારી ગુલઝાર, મીઠી મધુરી ગુલઝાર, મને તું કહે કે તું મને ચાહી શકશે?"

"મારી તરફની તમારી વર્તણુંકે મને તમારા મોટા આભાર હેઠળ મુકી છે એ ખરૂં; અને વળી એભી મારાથી ના પાડી શકાય નહીં કે તમારાં આ બધાં બોલવાનાએ મારી ઉપર કાંઇજ અસર કીધી નથી, તેમ જો હું કહું તો હું જુઠી અને ઢોંગી કહેવાઉં."

"ત્યારે તો તું ધારેછ કે તું મને ચાહી શકશે, ગુલઆર?" ઓ! તે સુખ! તે સુખ તેણીએ નહીં ધારેલું, નહીં વક્કી રાખેલું તેણીને ઓચીંતું આવી મળ્યાથી તેના સુવાસનો તેણીને ભાસ થતાંજ, તે સદા ટકશે કે નહીં તેની ઘાટકી વમાસણમાં બીચારી તે પડી પણ તેણીની એ વમાસણ ખોટી ઠરશે કે ખરી તે આપણે આગળ જોઇશું. રેહેમતે તેણીને પુછેલા સીધા અને સાદા સવાલનો તેણીએ કશો જવાબ આપ્યો નહીં, પણ માત્ર પોતાની ડોક ઉંચકી તની નજર સામે પોતાનો ચેહેરો તેણીએ ધર્યો અને તે આંખોમાં-તે મધુર ચશ્મમાં-તેણે પોતાનો જવાબ વાંચી લીધો.

કાલે તો તેણીનું કોઇ દીલસોજ, તેણીને કોઇ ચાહનારૂં, હતુંજ નહીં; આજે તેણીની બાજુએ ઉભેલો જવાન તેણીના દોસ્ત કરતાં આલે હતો, તે ચાલી ચલાવીને તેણીને ચાહવા આવ્યો હતો અને ચાહીને તેણીને તેની પોતાની પરણેતર બનાવવાને તે તત્પર હતો.

'મારી પ્યારી, હું તને ખાતરી આપી ચુકયોછ કે જેવી તારી ઓસકભરી ખુબસુરતીએ મારી ઉપર અસર કીધીછ તેવી કોઇચે કવચીતજ કીધી હશે, અને તેથીજ મને લાગેછ કે તારા વગર સુખથી જીવવું મારે માટે મુશ્કેલ છે, અને તેથી અને તેથીજ તને તારી આ હાલતમાંથી ઉંચકી આબાદ અને સુખી હાલતમાં જ્યારે તને હું મુકીશ ત્યારે તે કામને મારી મોટામાં મોટી ફત્તેહ હું લેખીશ; એજ સબબસર તને હું મારી મોહોરદાર બનાવવા

માંગુંછ. હા, એટલું ખરૂં કે હું જેઓ વચ્ચે ફરૂંછ હરૂંછ તેઓ મારા આ નેકાહથી ચોંકી અજબ થશે ખરાં, પણ જ્યારે મારી જવાન ખુબસુરત પરણેતરને તેઓ વચ્ચે લઇ જઈ હું તેઓમાં ભેળાતી કરીશ ત્યારે તેઓની ખાતરી થશે કે તે ગરીબડી દરજણ તે સઘળાંઓ વચ્ચે એક મોતેબર મરતબો ભોગવવાને તદ્દન લાયક છે. કહે, ત્યારે મારી દીલદાર દિલરૂબા, કે એ સવાલનો ફડચો કરવાને તારે કોઇ દોસ્ત કે ખેશીની સલાહ લેવીછ? કેહે મને, કે તારી સાથે નેકાના અકદથી બંધાઈ તને મારી મોહોરદાર બનાવું તેટલાં તારાં સુખ સગવડ માટે મારે શું ઉપાય લેવાની જરૂર છે? ટુંકામાં મને તારે લગતી સઘળી હકીકત જણાવ અને–"

પણ હાં તે બન્ને આશક માશુકને કાને અજાયબી ભેગી ગુસ્સાની લાગણીનો કઠોર અવાજ પડયો અને બન્નેએ પોતાની નજર ઉંચકી જોયું તો તેમની સામે ઝોહેરાને ઉભેલી તેઓએ દીઠી.

## પ્રકરણ ૨૯ મું.

## ઉલટી સુલટી બાજી.

"મુશરરફ! એ તું છે કે? અને આહ! મીંઠી મસકલી ગુલઝાર!" ઝોહેરા ઘણુંજ જનુનથી ચીચવાઇ, અને ગુસ્સાથી લાલ થઇ આવી.

"મુશરરફ!" ગરીબ ગુલઝારનાં મગજમાં વીજળીના ચમકારા પેઠે વ્હેમના ભણકારો થયો અને ગભરાયલી ચશ્મે તે પોતાના આશક તરફ જોઇ બોલી, "નહીં, નહીં ઓ! નહીં, એમ હોયજ નહીં."

પણ આ સવાલનો જવાબ તે પોતાના આશકથી મેળવે તે અગાઉ તો ઝોહેરા જે શબ્દોમાં તે બીચારાની ઝાટકણી ઉતારતી

રહી તે શબ્દોમાંનો એકે એક બોલ તાવેલાં સીસાં માફક ગુલઝારનાં મગજપર પડતો રહ્યો.

"ઓ! ખુદા મને માફ કરે." એટલું બોલી રહેમતે પકડેલો તેણીનો હાથ તેણીએ જોરથી ખેંચી લીધો અને જો વખતસર પાસેજ એક ઝાડનાં થડને તેણીએ પકડી ન લીધું હતે તો તે બેભાન થઇ જમીનપર તુટી પડતે.

"ગુલઝાર મને ગેરઇનસાફ ના કરતી. મારૂં સાંભળ, ખુદા ખાતર મારો ખુલાસો સાંભળ."

"નહીં-નહીં, હવે આપણુ બન્નેને કાંઇ સંબંધજ નથી." દુઃખી અવાજે તે બોલી અને પછી પોતાની સઘળી હીંમત એકઠી કરી તે ત્યાંથી નહાઠી.

તે જવાન નવાબજાદો તેની પુઠે દોડવા જતો હતો, પણ ઝોહોરાએ તેને મજબુત પકડી રાખી રોકયો અને તેના હાથને એવી મજબુતીથી તે વળગી રહી કે જ્યારે રહેમતે તેને એક જોશબંધ આંચકો માર્યો ત્યારેજ તે તેનાથી દુર જઇ ઉભી.

"દુર થા, ઝોહોરા, મને અટકાવ ના, મને તેની પુઠે જવા દે અને હું તને નિવાજીને નેહાલ કરસ." પણ આ આજીજીના જવાબમાં તો તેણીએ પાછો તેનો હાથ પકડયો, અને બોલી "દગલબાજ, લુચ્છા, તે મીંઢી મસકલી આગળ જવાની તને હવે હરગીજ તક હું આપનાર નથી."

"ઝોહોરા હું તને ફરમાવુંછ, તને કરગરીને કહુંછ કે—" પણ નહીં, ઝોહોરાએ તેને છોડયોજ નહીં અને તે બાગમાં રખે કાંઇ બેઅદબ દેખાવ થાય કરી તેણે તે છેડાયલી અબળા સાથે કશી ખેંચતાણ કીધી નહીં.

"મને તારી ધમકીનીબી પરવાહ નથી. અને આજીજીબીની દરકાર નથી." તે બોલી, "હવે ગુલઝાર તો સદાની ગુમ થઇ સમજ અને તારી શુદ્ધી ઠેકાણે રાખ."

"હા. પણ મને તેની સાથે એક બે વાત કરવા દે અને પછી તું જે કહેશે તે હું ઘણીજ ધીરજથી સાંભળીશ."

"પણ તે બનવું મુશકેલ છે, કેમકે, તે દગલબાજ ઠગારી તો કયાંની કયાં નીકળી ગઇ હશે અને મારી આગળથી મારા કબજામાંથી નહાસવા તું ખેંચતાણ કરશે તો લોક તારૂંજ નામ ધરશે."

"હા, તેબી ખરૂં પણ ઝોહોરા આપણી વચ્ચેનો તમામ સંબંધ આજે પુરો થયલો સમજજે."

"એ સજાને કાબીલ હું કેમ થઇ તે તું મને સમજાવ." ઝોહોરા રેહેમતનો આ ઠરાવ સાંભળી આંખમાં આંસું લાવી બોલી, "એક ઠગારી દુકતી, જેને મેં મારે પડખે લીધેલી, જેને હું નેકીનું એક બીજું સ્વરૂપજ સમજતી હતી, જેને મેં પાક અને પોતાનાં ઇમાન-પર એવી સાચ્ચી ધારી કે કોઇ પરાયા મર્દ સાથે એક નજર થવા તે નીચેથી ઉંચે ન જોય તેની સોહોબતમાં મેં તુંને પકડી કાઢયો તેથી તું મને આ સજા કરેછ?"

"પણ તે, તું રેહેછ તેની આસપાસજ કેકે રેહતી હશે, માટે મને તેનાં ઘરનું ઠેકાણું આપ."

"તે કયાં રહી મરેછ તે હું જાણતી નથી અને જાણતીબી હોઉં તો તે તુંને બતાવું તેવી હું મુરખ નથી: ચાલ, મુશર્રફ, મને ખાતરી આપ કે જે બન્યુંછ તે માટે તું દલગીર છે અને હવે

પછી પેલીને તું મળશેજ નહીં, તો હું બધું ભુલી જઇ તુંને માફ કરવાને તૈયાર છેઉં."

તે જવાન તેણીની આ કાકલુદીને તુચ્છકારી કાઢવા જતો હતો, પણ, તેટલાં તેને એક વિચાર આવ્યો કે ગુલઝારનું રેહેવાનું ઠેકાણું કોઇબી દીવસ મળવાની કાંઇબી આશા હોય તો તે ઝોહોરાનીજ મારફતે પાર પાડી શકાશે એટલે હાલ તેને છેડી તેને દુશ્મન બનાવવાનું તેણે વાજબી જોયું નહીં, અને તેથી તેણે ઉલ્ટી તેણીને પટાવી લીધી અને ઝોહોરા ખુશી થઇ કે તેણીએ તેની ઉપર એક મોટી ફત્તેહ મેળવી. પણ, વાંચનારને જણાવવાની કાંઇ જરૂર નથી કે ઝોહોરાની તે ફત્તેહ માત્ર તેનાં પોતાનાજ મનતરંગની પેદા કીધેલી હતી, બાકી ખરૂં તો એમ હતું કે એકવાર ગુલઝારની પાક મોહોબતનો રેહેમતને ભાસ થતાં તેણીને માટેની તેની છાતીમાંની નજીસાત સદાબરી નાશ પામી હતી, અને તોણી જેમ તેમ મન મારી ઝોહોરા સાથે થોડાક વખત તે બાગમાં લટાર મારી તેનીથી તે છુટો પડયો. ફફડેલો ચટકેલો નિરાશ અને નાઉમેદ થયલો રેહેમત 'સાબેરગંજ'માં પાછો ફર્યો અને ઝોહોરા, ગુલઝારનો ખુબ તરેહથી ઝાર્યો કાઢવાના વિચારથી પોતાનાં મકાનમાં દાખલ થઇ.

જો રેહેમત સાબેરગંજમાં ફફડેલો ચટકેલો દાખલ થયો હતો તો ઝોહોરાને તેણીનાં મકાનમાં જતાંજ તેથી વધુ ફફડવાનું કારણ મળ્યું હતું. કેમકે, ઘરમાં પેસતાંજ તેણીને ખબર મળી કે ગુલઝાર તેણીની કેટલાક કલાક આગમજની ત્યાં આવી ચુકી હતી અને આવતાંની સાથેજ તે પોતાનો સાથે એક જરીપુરાનાવાલાને લેતીજ આવી હતી, જેને તેણીએ પોતાનો થોડાક સામાન જેમ જાય તેમ આપી દીધો હતો અને થોડાક જે લઇ જવા લાયક હતો તેને એક પેટીમાં

બંધ કરી તે પેટી એક મજુરને માથે ચડાવી પૈએ પૈ સુધીનું પોતાનું ભાડું ચુકવી તયાંથી ચાલી ગઇ હતી.

"મારી રૂખસદ ચાહતાં," માનબીની ચાકરડી ફાતમા બોલી, "મારી રૂખસદ ચાહતાં બીચારી ઘણી રડી, અને મેં તેને ઘણુંબી પટાવીને પુછયું કે એટલું બધું તે શું હતું કે તે જારજાર રડેછ, તો તેના જવાબમાં તે વધારે ને વધારે રડવા લાગી અને મારો હાથ પોતાની છાતીસે દાબી બીચારી ચાલી ગઇ–અરેરે! કેવી બીચારી ગરીબ! કોણ જાણે વરી શું બીચારીપર આફત હોસે?"

"પણ મેં તેને સીવવાનું આપયું'તું તે તે આપી ગઇ કેની"

"હાજી, તે મને આપી ગઇછ અને મેં તે તમારા ઓરડામાં મુકયુંછજી."

આ સાંભળી ઝોહોરા તુરત પોતાના ઓરડામાં ચઢી ગઇ, જયાં તેણીએ ગુલઝારને આપેલું સઘળું કામ તેણીએ તયાં અનામત જોયું, અને તે સઘળું બરાબર છે કે નહીં તે જોવાને માટે તેણીએ ઉખેડયું તો તે તેનાં પડમાંથી ઝોહરાનું સરનામું કીધેલું એક ચીઠી તેણીને મળી, જે તેણીએ ઝટ ઉખેડી નીચે મુજબ વાંચીઃ–

"તમારી તરફ હું કદીબી નગુણી થયલી ન કહેવાઉં તેમજ મારી ચાલચલણ અને રીતીનીતીપર કોઇગી જાતનો તમો સોખન નહીં લઇ જાવો તેથી હું તમને અરજ કરૂંછ કે આજે તમારી નજરે પડેલા દેખાવનો ખુલાસો મહેરબાની કરી તમારા મુશરરફખાન પાસેથી જરૂરજ મેળવજો. કદાચ હું આ લખુંછ તે આગમજ તેવો કાંઇ ખુલાસો કરી દેવા જેટલો માયાલુ તે થયોબી હોય એ બનવાજોગ છે, તો, બનતી તકે પ્હેલે તે મેળવજો અને તે જો તમને ખરેખરાજ આકારમાં મળશે તો મને ખાતરી છે કે તમે મને તમારા ઠપકામાંથી

મુક્ત કરશોજ. તમને સામે થવાની કે તમારી સાથે નજરે નજર મળવાની બીહીકથી હું કાંઇ આ મકાન અને આ મોહલ્લો છોડી જતીજ નથી, પણ તેમ કરવાનું કારણ તદન જુદું અને ઘણુંજ મજબુત છે.

"લી૦ દુઃખી પણ તમારા આભાર
હેઠલ કચડાયલી,
"ગુલઝાર કરીમ."

"હા, કદાચ તે એટલા બધા ઠપકાને પાત્ર હોયબી નહીં" તે ચીઠી વાંચી ફાડી નાંખતાં ઝોહોરા મનસે બગડી, અને સુવાની તૈયારી કરવા પડી.

## પ્રકરણ ૩૦ મું.

### એક ભયભીત ભરમ.

ઉપલા બનાવની બીજી સહવારે છ વાગ્યાનો અમલ હતો; દાસી ગુલનાર બેગમ બદ્રુલબાહુરનાં બીછાણાં પાસે ઉભી હતી. એકેએક બારીના પડદા નાંખેલા હતા, અને તેથી ઓરડામાં ઘણું અંધારૂં પડવાને સબબે ઉજાસને માટે મીનબત્તી સળગાવી મુકી હતી.

ગુલનાર પોતાના રાએતાના સુંદર પોષાકમાં હતી, એટલે, તે ઘણી સકાળેથી ઉઠેલી હોવી જોઇયે. તે નખરાંબાજ નાર ખુબસુરત તો હતીજ, પણ તે ખુબસુરતીને ઔર દીપાવવાને હંમેશાં તે સુંદર પોષાક પેહેરી નીકળવાની ઘણીજ કાળજી કરતી હતી અને જો કે હમણા તે ઓરડામાં તેને જોનારૂં અને જોઇને તેની તરફ વખાણથી હસનારૂં કોઇ ન હતું, તોપણ હાલ તે બનીઠણીને નખરાંબાજ અદાથી ઉભી હતી.

જે બનાવે બેગમને બીમારીને બીછાણે હજી સુધી બાંધી રાખી હતી તે બનાવને આજે દશ દીન થઇ ગયા હતા, જે અરસામાં જો

કે તે ધાસ્તીભર્યા તબક્કામાંથી સુધરતી જતી હાલતમાં આવી હતી, પણ તે પોતાની પુર શુદ્ધીમાં આવ્યા છતાં સમજ પડે તેવા શબ્દોનો હજી ઉપયોગ કરી શકતી ન હતી.

તેની તે શક્તીની નવાબ એટલી આતુરતાથી રાહ જોતો હતો કે દીન ઉગે વધની જતી તેની એ બાબેની ચીંતાથી ગુલનારની જીજ્ઞાસા વધતી અને વધતી ઉશ્કેરાતી હતી. નવાબ પોતે કોઇ કોઇ વાર તો કલાકોના કલાકો સુધી પોતાની બેગમનાં બીછાણાં પાસે તેણીના ફીક્કા ચેહેરાને ટીકતો બેસી રેહેતો અને તે વખતે તે બન્ને ધણીધણી-યાણીના ચેહેરાપર થતા તરેહવાર ફેરફારો દાસી ગુલનાર કાંઇ અજબ ચડસથી છુપાઇને જોતી હતી. અમો ધાર્યેછ કે એક ગમ દાસી ગુલનારનું વર્ણન આપતાં અમે ખુલ્લું જણાવ્યું છે, યા તો વાંચનાર જાણી લેય તેમ લખ્યું છે, કે તે એક બડી ખંધી અને દુન્યા ખાધેલ ઓરત હતી, એટલે નવાબ અને બેગમના ચેહેરાપર થતા વારંવારના ફેરફારો તેણીની સામે એક ઉંઘાડી ચોપડીના જેવા ખુલ્લા હતા.

બેગમને શુદ્ધી આવ્યા પછી જે પહેલ વહેલી મુલાકાત નવાબે તેણીના ઓરડાની લીધી હતી, તે વખતે ગુલનાર ત્યાં હાજર હતી નહીં, પણ, બંધ કીધેલાં બારણાં આગળ કાન દઇ તે લુચ્છી બીલાડી ઉભી હતી; અને નવાબનાં બોલવાનો જે થોડો ઘણો અવાજ તેને કાને પડયો હતો, તેમજ, બેગમનાં ડચકાં ખાવાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો હતો તે પરથી તેને ચેતી જતાં વાર ન લાગી કે તે બન્ને ધણી ધણીઆણી વચ્ચે કાંઇ ઘણોજ ઉંડો અને ઘણોજ ભયાનક ભરમ છુપ્પો હતો.

આ પ્રકરણમાં જે બનાવ બનવાની અમે ધારણા રાખી છે તેના દીબાચા તરીકે આટલું બોલી અમે હવે રીતસર આગળ

વધીશું અને તેટલા માટે બેગમનાં બીછાણાં આગળ ઉભેલી દાસી ગુલનાર તરફ વાંચનારનું ધ્યાન પાછું રોકવાની અમોને જરૂર છે.

બેગમ હજી સુતેલી હતી, અને દાસી ગુલનાર, જેણે એ રાતનો મોટો ભાગ સજાગરૂ હાલતમાં પસાર કીધો હતો તેને એટલું જલદી ઉઠી તૈયાર તતણખાર થઇ રહેવાને કશું કારણ નહીં હતું, પણ તે તેમ ઉઠી હતી, કારણકે, બેગમ ઉંઘમાં કાંઇ બબડી હતી, અને તે શું બબડી હતી તે જો કે ગુલનાર બરાબર સમજી શકી નહીં હતી, તોપણ, તે ઉપરથી તે જાણી શકી હતી કે બેગમની બોલવાની શકતી પાછી આવવાનાં કાંઇક ચાન્હો દેખાતાં હતાં. એટલે, તે જે બોલે તેનો પેહલો બોલ પોતેજ પ્હેલે પકડી લેવાની આતુરતાથી વગર ગડબડ કરવે ધીરેથી ઉઠી હતી, પણ બેગમને પછી શાંતીમાં સુતેલી જોઇ, પોતે પાછી ન લેટતાં ડ્રેસ કરવા પડી અને જેવી તે બનીઠણી તૈયાર થઇ કે બેગમે કોર વાળી અને કાંઇ બડબડતી સંભળાઇ કે તુરતજ ગુલનાર તેનાં બીછાણા આગળ આવી અને બેગમનાં મોંહમાંથી જે કાંઇ બોલ નીકળે તે સાંભળી લેવાને દમ ઉંચેનો ઉંચે રાખી ઉભી. થોડીક પલમાં બેગમનાં મોંહમાંથી સૌદાગર અનવરખાંનું નામ બાહાર પડયું, અને તે પડતાંજ ગુલનારે જોયું કે તેણીના અત્યાર સુધીના ફીકકા ચ્હેરાએ કાંઇક રતાશ પકડયો.

પણ, આહ! ચુપ, તે કાંઇ વધુ બોલવા જાય છે, અને ધીમે પડતા થોડાક બોલો ગુલનાર ઘણી અધીરાઇથી સાંભળે છે, પણ તે વેરવિખેર બોલોની એક સામગ્રી સાંકળ બનાવી તેને સમજ પડે તેમ તેણી જોડે તેટલાં તો બેગમ પાછી ચુપ થઇ ગઇ, પણ તે માત્ર થોડીજ પલ, અને બેગમના હોઠ વળી પાછા ફડફડતા સંભળાયા; આ વખતનું તેણીનું બોલવું આગલાં બોલવા સાથે સરખાવતાં

ઘણુંજ સાફ અને સમજ પડતું હતું. થોડાવાર તે બોલવું ચાલુ રાખી તે વળી ચુપ થઇ ગઇ; પણ, યા ખુદા! તે થોડા છેલ્લા બોલોએ ગુલનારને એક કેવા ભેદથી વાકેફ કીધી હતી? કેમકે તે સાંભળતાંની સાથેજ તે દાસી ચોંકી, ચમકી અને તેણીના ચ્હેરાપર ગભરાટની અચુક નીશાન પ્રગટી નીકળી. તે શબ્દો તેણીને કાને અઠડતાંજ તે હરણફાળ થઇ ગઇ અને તેણીને ચકકર આવી ગયાં કે શું તે આંખે હાથ દઇ પાસેજ એક ખુરસી પર બેસી પડી. તેણીનાં મગજમાં કાંઇ ટકોરા વાગવા માંડયા, તેણીના કાનમાં કાંઇક ઘુંઘવાટો શુરૂ થયો, તેણીની નસમાં એક સરપ દોડે તેવો સણ-સણાત લાગુ પડયો અને તેણીના સાંધેસાંધામાં ઝઝણી ભરાઇ આવી. તે બીલોરી બંગલીમાં બનેલો છેલ્લો બનાવ તેણીને હવે કાંઇ નવાંજ રૂપમાં દીસવા લાગ્યો અને તેની આસપાસ વિંટાળાયલો ભરમનો પડદો ફાટી ગયો અને તે પડદો ફાટતાંજ જે તેની નજરે પડયું તેથી તે બીહીને સ્તબ્ધ થઇ ગઇ.

પણ, સબર. વળી પાછી બેગમ બોલતી સંભળાઇ અને વળી પાછી ગુલનારે કાન દઇ બધું સાંભળ્યું અને જો કે તે બોલો ભાગાતુટા અકરવકરના અને થોડા હતા, તોપણ તેઓ એક પાછલી તવારીખને આખી રજુ કરવાને માટે હાલ તો પુરતા હતા, અને પહેલે બોલાયલા બોલોથી તેણીને કાંઇ માત્ર વ્હેમજ ઉપજ્યો હોય તો આ છેલ્લા બોલો તે વ્હેમને એક સાબુત બીના તરીકે પુરવાર કરવાને બસ હતા.



# પ્રકરણ ૩૧ મું.

## કસરેવજના કસ્તુક.

ગુલનારે સાંભળેલા તે બોલો શું હતા, તે વાંચનારને હાલ જણાવી દેવાને અમે તૈયાર નથી, એટલે, હાલ આ પ્રકરણમાંના બનાવની સાંકળ, વગર કારણે ન તોડતાં તેમાં એકેક કડીનો ઉમેરો કરતા જઇ તેને સંપૂર્ણ બનાવીશું. હવે દાસી ગુલનારે જે જાણવું હતું તે પેહેલે જાણી લઇ નવાબને તેડી લાવવાનું તેણે ઘટતું વિચાર્યું, અને તેથી તુરતજ પોતાના શેઠની શોધમાં તે દોડી ગઇ. નવાબ સાહેબ ઉઠીને પોતાના ઓરડામાંથી નીકળવાની તયારીમાં હતા, તેટલાં, દાસી ગુલનાર તેવણ આગળ જઇ પોહોંચી અને બેગમને બોલવાની વાચા આવ્યાની તેણીએ તેવણને ખબર કીધી. તે ખબર મળતાંજ તેવણનો ચેહેરો ચીંતાતુર બની ગયો. એમ ચીંતાતુર બનાવાનો સબબ ગુલનારને માલમ હતો તેથી નવાબની સામે શાંત ચેહેરો કરી ઉભું રહેવાનું તેણીને કાંઇ મુશ્કેલ લાગ્યું નહીં. ઉશ્કેરાયલી હાલતે નવાબે ગુલનારને તરેહવાર સવાલોથી ગભરાવી નાંખી! બેગમને પહેલે બોલ્યાને કેટલી મીનીટ થઇ હતી? તેના બોલવાપરથી કાંઇ કશું સમજ પડે તેમ હતું કે? તે જાગૃત હાલતમાં હતી કે ઉંઘમાંજ બોલતી હતી? અને તેણીને કાને શબ્દનો કાંઇ સનસારો પડતાંજ તે તેવણને બોલાવવા આવી હતી કે?

અલબત વાંચનાર ધારતાં હશે તેમ એ સઘળાજ જવાબો ગુલનારે ઘણાજ ઠાવકા અને નવાબની મરજીને પેશ પડતા આપ્યા હતા અને તેણી તે જવાબો આપતી હતી તે વખતે નવાબ તેણીના ચેહેરા સામે એવી મતલબગી ટીકતો હતો કે તેણીના જવાબમાં કાંઇ ખોટારૂં પકડાઇ આવેછ કે કેમ; પણ જેનું નામ ગુલનાર, તેણીએ

પોતાનો ચ્હેરો એવો તો ઠાવકો રાખ્યો હતો કે તેણીની ખબર તદન ખરીજ હતી એમ નવાબની ખાત્રી થઇ અને તુરતજ તેણીના હાથમાં તેવણે પચાસ રૂપ્યા ગણીને મુકયા અને જણાવ્યું કે તે તો બેગમની ખરી તકેદારીથી માવજત કરવાનું ઇનામ માત્ર હતું; અને તેણીને તેણીના ઓરડામાં જઇ સુઇ જવા તાકીદ કરી, પોતે બેગમના ઓરડામાં ધસ્યો ગયો. ગુલનાર તેની પુઠે ગઇ નહીં અને તેમ જવાનું તેણીને કાંઇ કારણ પણ હતું નહીં, કેમકે તેણીને ખાતરી હતી કે બેગમ હવે જેગી કાંઇ બોલશે તે તેણીએ અત્યાર આગમજનાં જાણી લીધેલાંમાં કશોબી ઉમેરો કરનાર નથી, એટલે રાતનો ઉજાગરો ભાંજવા તેણી પોતાના ઓરડામાં જઇ સુઇજ ગઇ.

બેગમના ઓરડામાં જતાંજ નવાબને તે જાગૃત થયલી જણાઇ અને નવાબે પોતાની ખરી ખુશાલી વચ્ચે જોયું કે તેની બોલવાની શક્તી ખરેખર પાછી આવી હતી. તેઓ વચ્ચે શું બન્યું તે જાણવાનો આપણે માટે હાલ વખત નથી, એટલું કેહેવું બસ છે કે તેમની વાતચીત ઘણીજ લાંબી હતી, જે દરમ્યાન બન્નેની આંખોમાંથી ગરમા ગરમ આંસુનો રોહ ઘડીઘડી ચાલુ થતો હતો, પણ જ્યારે તેમની વચ્ચેની તે વાત પુરી થઇ, ત્યારે તેઓ બન્નેના ચેહરાપર શાંતી પ્રગટ માલમ પડતી હતી.

તે દીવસથી બેગમની તબ્યતમાં ચાલુ સુધારો થતોજ રહો. જખમ જલ્દી રૂઝાવા લાગ્યો, તનની શક્તી વધુ અને વધુ આવતીજ ગઇ અને તેણીની બીમારી રખે પાછી ભયની વળાણ લેય તેવી હમણા સુધી રખાયલી ચીંતા સદંતર દુર થઇ કે નવાબ પોતે આગળ કરતાં વધુ વખત તેણીની આગળ રેહેનો અને દાસી ગુલનાર જોઇ શકી કે તે આગળ કરતાં ઘણો શાંત દેખાતો હતો. બેગમનો ચેહરો

જો કે જરા જરા રતાશ પકડતો ગયો, તોપણ, તે જે કજરાયલો અને શાંત હતો તેમાં કાંઇ ફેરફાર થતો જણાયો નહીં; અને જયારે તેણીને તમામ સાજી થયેલી તબીબોએ જાહેર કીધી, ત્યારેબી તેણીએ પાછી મોજમજાહમાં ન ભેળાતાં તે દુરની દુરજ રહેતી અને રફતે રફતે એવો એકાંતવાસ ભોગવતી થઇ કે જાણે તેના જેવી ખાનદાની અમલાને ઘટે તે કરતાંબી વધારે પ્રમાણમાં દુન્યાદારી તર્ક કરવાનો તેણીએ નક્કી વિચાર કીધોજ હોય.

## પ્રકરણ ૩૨ મું.

### વસ્યત—સજા.

સાબેરગંજની બીલોરી બંગલીમાં બનેલા તે કરૂણારસીક બનાવને આજે લગભગ બે મહીના અને થોડાક દહાડા ઉપર થયા હતા, અને એપ્રીલ મહીનામાં આશા રાખવામાં આવતો દખ્ખણના વડા કમીશનર સાહેબનો દોરો નજીક ને નજીક આવતો જતો હતો. દખ્ખણનાં જે શહેરોને પોતપોતાની અદાલતેઆઝમનું માન હજી મળ્યું નહતું. એટલે તેની અદાલતમાં લાવવા લાયક મુકદમાઓ વડા કમીશનર સાહેબ પોતાની વાર્ષીક કે છમાસી ફેરીમાં ત્યાં મુકામ કરે તે વખતે તેવણ સાહેબ સનમુખ રજુ કરવામાં આવતા હતા; પણ જો કાંઇક મુસ્તકીમ સબબસર પોતાની ફેરી દરમ્યાન તે શાહેરમાં મુકામ કરવાનું તે સાહેબે હરમતને નહીંજ ફાવે તો તે મુકદમો કોઇ બીજી તકને માટે લટકતો ન રાખતાં કમીશનર સાહેબ, પોતાના આસીસ્ટંટ કમીશનરને તેની તપાસ કરવાનું ફરમાવતા. એટલે હવે કમીશનર સાહેબના દોરાનો વખત નજીક આવી લાગતાં ખુની અનવરખાં સોદાગરની તપાસ પણ નજીક આવતી જતી હતી. એ

બાબદની તેને જાણ થતાંજ તેણે પોતાના વકીલને પોતાની પાસે તેડાવી મંગાવ્યો અને તેને નીચે મુજબ તેણે કહ્યું:—

"હું ધારૂંછ કે મારી ઉપર મુકવામાં આવેલાં તોહોમતને માટે મને પોતાને દોષિત જાહેર કરવાનો દીવસ આવી લાગે ત્યાં સુધીમાં મારી માલ મિલકત અને દોલતની મારી મરજી મુજબ વ્હેંચણી કરવાની મને છુટ હોવીજ જોઇયે. તેમજ જો હોય તો મારે મારી સઘળી અસ્કયામતની એકલી હકદાર વારેસ તરીકે બેગમ બફુલ બાહાર સરફરાજને ઠેરવવી છે, જેમ કીધાથીજ તે નામવર બાનુ તરફ મેં જે ધિક્કાર ભરી ચાલ ચલાવી તેણીની આબરૂ ઇજતને તેણીથી નહીં ખમાય તેવો જે દાઘ લગાડયો છે, તેમજ તેણીપર જે ઘાટકી જુલમ મેં ગુજાર્યો છે, તેનો બદલો થોડે ઘણે દરજ્જે મેં વાળેલો લેખાશે; પણ, મારી મરજી એવી છે કે તે સઘળું તેણીનાં નામપર એવી સખ્ત કલમોથી કરો કે જેથી મેં આપેલી અસ્કયામતપર તેણીના ખાવીંદના માંગનારાઓનો કશો હક્ક રહેજ નહીં કે પાંચે દાહાડે તે ઉપર તડાપ પડે. તે ઉપરાંત નવાબ સાબેર-ઉદ-દઉલા સરફરાજ જાગીરો ઉપરનાં મોટી રકમનાં મારગેજ ખત જે મારી પાસે હાલ છે, તે સઘળાં તેણીનાં નામપર ચઢાવી આપો, પણ એ સઘળી વ્યવસ્થામાં જે એક આંકોશ હું મુકવા માંગુંછ તે એ કે મારી માલમીલ્કતનાં ભાડા, મારી જાગીર જમીનોની ઉપજ, અને મેં મારગેજ રાખેલી અસ્કયામતનું વ્યાજજ માત્ર તેણી ભોગવી શકે અને કોઇબી વખતે કે કોઇબી રીતે કશીબી મુદ્દલને તેણીથી હાથ લગાડી શકાય નહીં કે કશોબી અવેજ મારગેજ મુકી શકાય નહીં, અને તેણીનાં મરણ બાદ એ સઘળું નવાબજાદા રેહેમતને અને તેની પછી તેના વારસોને વંશપરંપરા એજ શરતે પુગતું રહે. તમે સમજ્યા? જે જે હું સઘળું ચાહુંછ તે સગવડથી અને ફાયદાપૂર્વક બની શકશે?"

"હાજી; તેમ બની શકશે" વકીલે જવાબ આપ્યો.

તુરતજ તેને લગતું લખત તૈયાર કરવામાં આવ્યું અને તપાસની થોડા દીવસ આગમજ તે ઉપર સોદાગર અનવરખાંએ પોતાની સહી કીધી અને તે રેજીસ્ટર્ડ પણ થઇ ચુકયું.

વક્કી મુજબ કમીશનર સાહેબ આવી પુગ્યા અને તેવણે બીજું સરકારી કામકાજ આટોપ્યા બાદ અનવરખાંને તેની સેવટની તપાસ માટે ઉભો કરવામાં આવ્યો. એ તપાસને લગતી બારીકે બારીક વિગત આપી વાંચનારનો વખત લેવાની અમારી મરજી નથી, કેમકે, આ વારતામાં હજી બીજું ઉપયોગી અને તેની સાથે નીકટ સંબંધ ધરાવનારૂં ઘણું કહેવાનું અને ઘણું લખવાનું છે; કચેરીમાં લોકની મોટી ઠઠ મળી હતી, જેઓમાં ખાલી તમાશગીરો ઉપરાંત વગવાળા અમીર ઉમરાવો મોટી સંખ્યામાં હાજર હુતા. નવાબ સાબેર ઉદ-દઉલા તરફથી વકીલ સાઅદતખાંન અને સરકાર તરફથી મુકદમો ચલાવવાને સરકારી વકીલ હાજર થયા હુતા. બંધવા તરફથી કોઈજ હાજર થયું ન હતું. જો કે એ મુકદમો ખુન કરવાની કોશેશને લગતો હતો, તોપણ આજની કોર્ટ કાંઇ એક નીચ કે બદમાશ ખુનીની તપાસ કરવા બેઠી ન હતી. સોદાગર અનવરખાં એક માન પામેલા શેહેરી તરીકે ચોતરફ જાણીતો હોવાથી તેની તરફ જેમ લોકોની તેમજ સરકારી અમલદારોની પુરતી દીલસોજી દેખાતી હતી એટલે મુકદમો ચલાવવામાં સરકારી વકીલે પણ પોતાની સદાની ઘાટકી ઝેણ બાજુ મુકી હતી અને પોતાનું ભાષણ જેમ બને તેમ ટુંકમાં આટોપી નાંખ્યું હતું. તે પુરૂં થતાંજ બંધવા પાસે ખુલાસો માંગવામાં આવ્યો અને તેણે તો પોતાને બાપુકાર દોષિત જાહેર કીધો, જે સાંભળતાંજ કમીશનર સાહેબે પણ પોતાનો ચેહેરો કુમળાવ્યો. હ્યાં સાઆદતખાંન વકીલે થોડુંક બોલવાની રજા માંગી અને જો કે આ

મુકદ્દમો તો દેખીનો સરકાર અને બંધવા વચેનો હતો. તોપણ, એક અપવાદ તરીકે કમીશનર સાહેબે તેને તેમ કરવાની રજા આપી. સ્રાઅદતખાનનાં ભાષણની મતલબથી વાંચનાર તો વાકેફ છે, મગર તેનાં આજનાં ભાષણમાં તેણે આટલું ઉમેરવાની જરૂર જોઇ કે—

"સોદાગર અનવરખાંએ સરકારને વધુ તજદી ન આપતાં પ્હેલે-થીજ પોતાના ગુનાહનો એકરાર કરી દીધો હતો, જે ગુનાહ કરવાને તે કેમ અને કેવી રીતે ઉશ્કેરાયો હતો તે પણ તેણે બની શકતા ખુલા-સાથી ખુલ્લું કરી જણાવ્યું હતું, વળી તે થયલો ગુનાહનો અવેજ પોતાથી બની શકે તેવી રીતે વાળવાને તે કેટલો તત્પર હતો તે એટલાં-પરથી દેખાશે કે હમણાજ તેણે પોતાની સઘળી અસ્કયામત માલ-મીલકત, જમીન જાગીર અને દોલત બેગમ સાહેબનાં નામપર કરી દીધી હતી અને વળી એવી ગોઠવણ સાથે કે તેણીની બાદ તેણીના દીકરાને અને તેના વારેસોને વંશપરંપરા તે ઉતરતી રહે."

પોતાનું લાંબું અને અસરકારક ભાષણ પુરૂં કરી વકીલે લોકની 'વાહવાહ' વચ્ચે જગ્યા લીધી અને કમીશનરે પોતાનો ચુકાદો આપ-વાનું શરૂ કીધું:

પોતાનાં મનની થોડાવારની નબળી સ્થીતીને આધીન થઇ કરેલાં એક કરપીણ કામને માટે સોદાગર અનવરખાં જેવા એક મોભાદાર ગ્રહસ્થને કેદીનાં પીંજરાંમાં ઉભેલો જોઇ તેવણને જે દલગીરી ઉપજી હતી તે ભરકચેરીમાં જાહેર કરી તેવણે આગળ ચલાવ્યું કે, "તે ગુનાહ થયા પછી તેની સખ્તાઇ ઓછી કરવાને બંધવાએ લીધેલા ઉપાયોથી અલબત્ત તે ગુનાહ લોક-નજરમાં ઘણોજ કમતી થયો હતો, તોપણ તે કાયદાની નજરમાં તો જેવો ને તેવો સખ્તજ હતો. બંધવાના એકરારને અને પોતે કીધેલા ગુનાહના તેણે વાળેલા

બદલાને લોક જે રૂપ આપી શકે તે રૂપ કાયદાથી તો આપી શકાયજ નહીં, તોપણ. કાયદો એટલું કરવાનો હક ધરાવે છે કે તે સઘળું ધ્યાનમાં લઇ તે ગુનાહને માટે ફરમાવેલી ઘણીજ ઓછામાં ઓછી સજા, જો તેની નજરમાં આવે અને તેની ખાતરીજ થાય કે તેમ કીધાથી કાયદાની ગરજ પુરેપુરી સચવાતાં બીજાં લોકોમાં તેથી ખરાબ દાખલો બેસવાનો ભય નથી તોજ, ફરમાવી શકે, અને તે હકનો આજે ઉપયોગ કરતાં આ કોર્ટને વધું સંતોષ એટલા માટે ઉપજે છે કે તેથી અત્રે જાહેર થયલી લોક લાગણીને પણ માન આપેલું લેખાશે અને તેટલાં માટે હું હુકમ કરૂં છું અને ઠરાવું છું કે બંધવા સૌદાગર અનવરખાંને સરકારની મરજી પડે ત્યાં સુધી આસાન કેદ રાખવો અને તેમ કરતાં આ કોર્ટ આશા રાખે છે કે તે આસાન કેદની મુદત જેમ બને તેમ ટુંકી કરી સરકાર થોડા વખતમાં એ કમનસીબ આદમીને તેના દોસ્ત આશનાને પાછો સ્વાધીન કરશે."

સાઅદતખાન વકીલ અનવરની તરફેણમાં આણેલી તકરાર કમીશનર સાહેબ કેવા આકારમાં લેય છે, તે જાણવાને અધીરાં બનેલાં લોકે કમીશનરનો આ ચુકાદો હરખના ઉછાળા વચ્ચે સાંભળ્યો અને કેટલાકોથી તો ખુશાલીની તાલી વટોક પડાઇ ગઇ. પોતાના એ ચુકાદાથી ઉશકેરાયલી એ લોક લાગણીથી કમીશનરના ચહેરાપર પણ ખુશાલી ઉપજેલી પ્રગટ દેખાઇ આવી.

કમીશનર સાહેએ જેવું પોતાનું બોલવું પુરૂં કર્યું કે અનવરખાંએ તેવણને નમન કીધું અને ખુશાલીમાં આવી ગયલાં લોક તરફ આભારની લાગણીથી ભરપુર થયલા પોતાની ચશમ ફેરવી તે કેદીના પીંજરાંમાંથી બાહાર આવ્યો. તુરતજ તેને પાછો ચાવડીપર લઇ ગયા અને એ રીતે તે બીલોરી બંગલીમાં બનેલા કરૂણામય

બનાવપર સદાનો પડદો પડયો. અત્રે જણાવવાની જરૂર છે કે અનવરખાંને તેની તેહેસીલદાર સનમુખની તપાસ પછીથી ચાવડીમાં બીજા કેદીઓથી જુદોજ એક એલાહેદી ઓરડીમાં રાખવામાં આવતો હતો, જ્યાં તેને બનતી સગવડ આપવાનું તે ચાવડીના ચાર્જમાં રહેતા જમાદારની સારી સમજ ઉપર મુકવામાં આવ્યું હતું, અને તે પોતાથી બને તેટલી સગવડ તે કમનસીબને આપવાની ઘણીજ કાળજી રાખતો હતો. હમણાં કમીશનર સાહેબના ચુકાદા પછી તેને તેજ ઓરડામાં લઇ જવામાં આવ્યો હતો.

---

## પ્રકરણ ૩૩ મું.

### એક મુલાકાત.

તે તપાસની બીજે દાહાડે એક બપોરે એક પોહોરાગીરે આવી અનવરને ખબર આપી કે કોઇ ઔરત તેને મળવા આવી હતી. અનવરખાંએ તેણીને તુરતજ પોતાના ઓરડામાં દાખલ કરવા જણાવ્યું, અને જેવી તે દાખલ થઇ કે તેણે તેણીને ગુલઝાર તરીકે તુરતજ પીછાણી લીધી.

બીહીતી ધ્રુજતી અને આંસુ ભરી આંખો સાથે ગુલઝાર તે ઓરડામાં દાખલ થઇ અને અનવરપર તેણીની નજર પડતાંજ તે બીચારાનો હાલ અવતાર પડી ગયલો જોઇ, જાણે તે તેણીનો કોઇ સગો હોય તેમ તેણી દુઃખી થયલી દેખાઇ.

"ગુલઝાર, એ તું છે કે?" એટલુંજ બોલી તે ઉઠયો અને તેણીનો હાથ લઇ તેણે પોતાની આંખોમાં દાબ્યો. તેમાં તે શું ભલી મતલબથી આવી હતી તે તે પામી જવાથી તે માટે તેણીનો ઉપકાર માનવા તેણે જબાં ખોલી, પણ તેણીની તે મુલાકાતે તેની

ઉપર એટલી ઉંડી અસર કીધી કે તેણે બોલવા માંગેલા શબ્દો બાહાર ન નીકળતાં તેનાં ગળાંમાંજ ખુંટી બેઠા.

"અનવરખાં સાહેબ, મેં લીધેલી આ છુટને માટે મને માફ કરજો, પણ તમારી આગળ આવવાને અને તમારી સાથે દો-ચાર થઇ તમને મળવાને હું ઘણીજ આતુર હતી, કેમકે કાંઇ છુપી લાગણીએ મને—"

"ભલી છોકરી!" તેના હાથને પોતાના હાથમાં માયાથી દાબી તે બોલ્યો અને તરતજ તેની પોતાની આંખોમા આંસુ આવી ગયાં અને ગળાંમાં એક ડચકું ગુંગળાઇ ત્યાંજ ચોંટી બેઠું.

"અરે! સાહેબ, તમારી આંખોમાં આંસુ! ત્યારે તો તમોબી મારા જેવાજ કમનસીબ હશો! પણ હું એમ મળવા આવી તે માટે તમો કાંઈ બુરૂં તો—"

"બુરૂં માનું? મારી વ્હાલી બેટી, તારે માટે હું બુરૂં માનું? ખરાં દીલની લાગણીને તાબે થઈ તું હ્યાં આવી તેને માટે તારે સારૂં હું બુરૂં વિચારૂં? નહીં, ગુલઝાર નહીં, તું હ્યાં આવી તેથી તો હું બેઆર જયાદા ખુશી છું અને વધારે એટલા માટે કે જે દુન્યાને હું હમણાં હમણાં ધિક્કારતાં શીખ્યો છું તે દુન્યામાં તારા જેવીબી એક વસેછ, એમ આજે જાણતાં તે દુન્યા માટેના મારા અણગમામાં ઘણો ઘટાડો થઇ શકયો છે."

"તેપરથી હું જાણીને ખુશી છેઉં કે તમો મારાં આ પગલાંથી મારી સાથ ગુસ્સે થયા નથી. મને એમ લાગ્યું કે આવી જગ્યાએ મારે એ મુજબ એકલું આવવું નહીં જોઇતું હતું, મગર મેં તમને શુરૂઆતમાં જણાવ્યું, તેમ, એ પગલું લેવાને કાંઇ અણદીઠ લાગણીથી હું ઉશ્કેરાઇ અને છેક પેહેલે ઘડથી તમને હું તદન બેગુનાહ માનતી હતી તે મારૂં મત તમને જણાવવાને—"

"શું-શું, તું શું બોલી? તું શું કેહેવા માંગેછ, ગુલઝાર?" ગુલઝારનું આ છેલ્લું બોલવું તેને કાને પડતાંજ તેણે ચોંકીને તેણીને પુછયું.

"આહ! સાહેબ, તમને મેં કાંઇ અપમાન—"

"અરે, નહીં, નહીં, તું મને નિર્દોષ સમજે તેમાં અપમાન હોય? અને તારાં દિલમાં વસેલો મારે માટેનો તે વિશ્વાસ એમ કરતાં તુટે તે મારીથી કેમ દેખી શકાય? કેમકે, જાણે કોઇ ગેબી ફીરેસ્તોજ તારી આંખ લઇ મને જોતો હોય અને તારા અવાજે મને મારૂં એ નિર્દોષપણું જાહેર કરતો હોય તેમ મને લાગેછ!"

"મેહેરબાની કરી તમારી જે સચ્ચાઇ, તમારૂં જે નિર્દોષપણું અને તમારી જે માયા મારાં દિલમાં જડ ઘાલી બેઠીછ તેને તમારાં કાંઇ બોલાવાથી ઇલ્ઝામ ન પ્હોંચાડો. બસ તમે નિર્દોષ છેઓ અને છેઓજ એ મારાં મનમાં મજબુત જડ ઘાલીને બેઠેલો વિચાર તમારી ગમે તેટલી સમજાવટથી નાબુદ થનાર નથી. મારી બસ ખાતરીજ છે કે તમે કાંઇ ભયભરેલી ગુંચવણના ભોગ થઇ પડયાછ. અને જો કે તે ગુંચવણનો ભેદ હું પામી શકતી નથી તે છતાં હું ખાત્રીથી માનુંછ કે તમો તમારો તપાસ કરનાર તેહેસીલદાર કે કમીશનર સાહેબ જેટલાજ નિર્દોષ અને બેગુનાહ છો, અને તેવું મારૂં ઘણુંજ મજબુત મત હોવાથી તમારા કાનમાં તે નિર્દોષપણાંનો હલક રેડવાજ હું અત્રે આવીછ."

"ગુલઝાર, ખુદા ખાતર એ વાત હવે માંડી વાળ અને મને કહે કે તું સુખી છે કે?"

"હા, હા, ઘણીજ સુખી છેઉં, પણ મારે લગતી કાંઇબી વાતથી તમને કંટાળો આપવા હમણા હું આવી નથી, પણ, તમે જે એહ

વાર મારી તરફ માયાથી વરતી મને આભારી કીધી હતી તેને માટે ઉપકાર માનવા—"

"અરે, પણ, તેમાં ઉપકાર શાનો? તને એક જવાનનાં ઉછાછળેપણે થતાં અપમાનમાંથી મેં બચાવી તેમાં શું મોટો વાઘ માર્યો!"

"તે કામને તમે ગમે તેવું નજીવું રૂપ આપો, પણ તમારી તરફની તે માયાએ મારી ઉપર તો ઘણીજ ઉંડી અસર કીધીછ, અને તેથી જો તમો મને રજા આપો તો તમારૂં નિર્દોપણું સાબેત કરવાને હું આખી ધરતી ઉલટ—"

"મારી વ્હાલી બેટી, તારી આજની મુલાકાતથી તું મને ખુશીજ કરવા આવી હોય તો હું તારી પાસે માંગી લેઉંછ કે હવે એ વાત છોડી તું કાંઈ બીજી વાત કર!" અને આ અરજ ગુજારતાં અનવરખાંના ચેહેરાપર એવી કાકલુદી પ્રગટી નીકળી કે તેમને જે વાત ન ગમે તે ફરજ્યાત પડતી મુકવાનું ગુલઝારેબી ઘટતું વિચાર્યું.

"વારૂં ચાલો, ત્યારે જેમ તમારી મરજી, હવે હું જાઉં?"

"નહીં, નહીં, ગુલઝાર, એટલી જલદી ક્યાં જાયછ? મને તારી હકીકત જણાવ અને તે જણાવ્યા પછી મને તારી હાલની હાલતમાં ફેરફાર કરવાની રજા આપ. હું તો મુવો, મારાં તો કરમમાં જે લખ્યું હશે તે થવાનું, પણ તું જેવી મીઠી મધુર બેટીનું મારીથી કાંઇ ભલું થયલું જાણી મને મારી એ કમનસીબીમાં ઘણોજ સંતોષ પેદા થશે. જો કે હું આજે એક કેદી છું તોપણ આ ઓરડીની બાહાર મારા ઘણાક દોસ્તો છે. મારી પાસે પુષ્કળ પૈસા છે, જે બન્નેને હું તારાં ભલાં માટે કામે લગાડી શકું તેવું હોવાથી મને તું તારી હકીકત જણાવ અને મને કહે કે કયી રીતે—"

"નહીં, હરગીજ નહીં" ગુલઝાર ઉતાવળે બોલી ઉઠી, "તમે શું એમ સમજોછ કે એવા કાંઇક સ્વલોભના ખ્યાલથી મારૂં અત્રે

આવવું થયુંછ? ઓ સાહેબ, જો તમારા મનમાં તેમજ હોય તો પછી મારા જેવી કંગાળ કોણ?"

"નહીં, ગુલઝાર, નહીં, તું જરા ધીરી પડ, તને કાંઇ દુઃખ લગાડવાની મારી મતલબ છેજ નહીં, તને મેં પહેલે જોઇ તેજ વખતે મેં તને નહીં કહ્યું હતું કે ભવિષ્યમાં હું તારીપર નજર રાખીશ–અને તને ભુલીશ નહીં? તો મારો વિચાર તે વખતે એવોજ હતો કે તારૂં ઠરઠેકાણું મેળવી, તારી હાલતની તલાશ કરી—"

"બસ, સાહેબ, હવે હું રજા ચાહુંછ." એમ કહી પોતાની બેઠકપરથી ગુલઝાર ઉઠી ઉભી થઇ.

"ગુલઝાર, તું છેડા ના, તપી ના જા; તને મેં પહેલે જોઇ ને જોઇ કે મારાંમાં તારે માટેની કાંઇ અજબ લાગણીએ ઉછાળો માર્યો, અને વખત જતાં તે લાગણી હાલ એટલી મજબુત થઇછ કે તને ગુસ્સે કરવાનો જોખમ ખેંચીને વટીક તારી ગરીબી અને કંગાળયતમાંથી તને મોકળી કરવાની હું જીદ લેઇ બેઠોછ."

"ચાલો, હું રજા ચાહુંછ, સલામ અલેકુમ, સાહેબ, ખુદા હાફેઝ." અને ગુલઝાર બારણાં આગળ ગઇ.

"નહીં, નહીં, એમ ના જા." અનવરખાંએ તુરતજ જઇને તેણીને અટકાવી, "તું મને તારો પેદરજ સમજ અને–" પણ તેટલાંમાં તો તે બારણું ઉઘડ્યું અને એક પોહોરાગીર તેનું ખાણું લઇ અંદર આવ્યો, જે તકનો લાભ લઇ ગુલઝાર ત્યાંથી સટકી ગઇ.—

"અરે, સબર જરા તો સાંભળ." એટલું બોલી અનવરખાં તેણીને અટકાવવા ગયો, પણ, તે તેમ કરે તેટલાં ગુલઝાર ત્યાંથી નીકળીજ ગઇ અને અનવરને તો ઓરડીની બાહાર નીકળવાનો હોકમજ ન હતો. ચાવડીથી તે જરાક દુર ગઈ કે તેણીને કાને તેણીનું નામ પોકારવાનો કોઇનો અવાજ પડ્યો, અને બીજીજ પલે તો રેહેમતે આવી તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

---

# પ્રકરણ ૩૪ મું.

## મેળાપ અને દોસ્તી.

આ ઓચિંતા મેળાપથી ગુલઝાર એટલી અચરત થઇ ગઇ કે થોડીક પળ સુધી તો તે સુનીસાવજ જેવી બનીને ઉભીજ રહી, અને હવે શું કરવું તે જાણે તેણીને સુઝતું ન હોય તેમ તેની સામે તેણીએ ટીકયાજ કીધું; જેમ કરતાં તેનીબી નજર પોતાની ઉપર ઠડેલી જોઇ તેણી તુરતજ શરમથી લાલ બની ગઇ અને તેજ પળે પોતાનો હાથ તેના કબજામાંથી છટકાવી નાંખી તે બોલી "સાહેબ! આપણે હવે એકમેકથી અંજાણ છીયે," અને આટલુંજ બોલી તે ચાલી જવા કરતી હતી, પણ તેણીને તેમ કરતાં અટકાવી થોડાજ પણ અસરકારક શબ્દોમાં તે જે કહે તે સાંભળવાને તેણે તેને અરજ કીધી:

"રેહેમતખાંન સાહેબ, એક એકલવાઇ નિરાધાર છોકરીની તમને ઓજરખવાહી ભરી અરજ છે કે તેણીને તમારે હવે વધુ હેરાન નહીં કરવી."

"અરે! ગુલઝાર મારાં મન પુરતો તને ખુલાસો આપવાની મને મળેલી આ તક તું મારી કનેથી છીણવી ના લે; તું જાણેછ કે હું તને ચાહુંછ, તે છતાં એમ હઠીલી ના બન, અને જે અરજ તેં મને હમણાં કીધી તે ઓર મને તારી સોડ સાંધવાને જ્યાદે ઉશ્કેરેછ, કેમકે, તેથી મને જાણવાને બની આવેછ કે તું નિરાધાર અને એકલવાઇ પડીછ. ગુલઝાર, મારો પ્યાર તું કબુલ નહિં રાખતી–મારો હાથ–"

"મને જવા દેવો હું કરગરીને માંગી લેઉંછ સાહેબ, કે મને છોડો" તે છોકરી બોલી અને હાલ તે કાંઇક નરમ પડેલી લાગતી હતી.

"નહીં, ઠહી નહીં, હું કસમ ખાઇને કહુંછ કે હું એમને એમ તો તુંને નથીજ જવા દેવાનો, કાંઇક અઠવાડયાં થયાં તારૂં ઠેકાણું શોધી કહાડવાનાં હું અવ્લ્યાં મારૂંછ, જે દરમ્યાન તારી સોહામણી સુરત મારાં મગજના આઇનામાંથી ભુસરાઇ નથી; અને જ્યારે આજે અકસ્માત તું મને મળીજ ગઇછ તો મારે સુખી થવું કે દુઃખી તે તારે પોતાને મોઢેથી જાણ્યા સિવાય હું તને જવા દેનાર નથી. તું મને તારી સાથે બાઇજત ચાલવા દે, નહીં તો લોકનું ધ્યાન આપણી તરફ ખેંચી નાહક તું બદનામ થશે."

આ તકરારે ગુલઝારપર જોઇતી અસર કીધી, કેમકે તે બોલી "ચાલો, ત્યારે, મને તેમાં કાંઇ અડચણ નથી."

"વારૂ! આ ચાવડી જ્યાં અનવરખાં કેદ પડેલો છે ત્યાંથી તું કેમ નીકળી?"

"હું તે ગૃહસ્થને મળવાજ ગઇ હતી, કેમકે, તે બીચારાએ મને એકવાર એક હડહડતાં અપમાનમાંથી બચાવી હતી; અને વળી બીજો સબબ એ કે તેવણુને હું તદન નિરદોષ માનુંછ."

"નિરદોષ!" તેણીના વિચારની આ વિચિત્ર વળાણુથી અજબ થઇ તે બોલ્યો, "હા અલબત, તે બીચારાનાં મનની સ્થિતિ ધ્યાનમાં લેઇયે તો ખરેખર તે નિરદોષજ લેખાય, બાકી એમાં તો કાંઇજ શક નથી કે—"

"સાહેબ, એ વાત લંબાવવા હું માંગતીજ નથી" ગુલઝારે તેને આગળ બોલતો અટકાવી કહ્યું, "તમારે જાણવું જોઇયે કે મારો વખત ઘણો કીંમતી છે, અને તમો એક ખરા ગૃહસ્થજ હોવ તો મને મારે રસ્તે જવા દો."

"નહીં, મેં કસમ લીધાછ એટલે હું તને એમને એમ મારૂં જરાણી સાંભળ્યા વગર તો જવા દેનાર નથી. હું જે કહું તે તારે

સાંભળવુંજ પડશે. ગુલઝાર, ખુદા ખાતેર મને કહે કે તું મને હજી ધીક્કારતાં શીખી નથી–મને કહે ગુલઝાર, શું તું મને ધિક્કારેછ ? જે ઘડીએ તેં મારા પ્યારને ઉત્તેજન આપ્યું તે ઘડીને માટે શું તું આજે પસ્તાયછ ?"

"અરે ! રેહેમત, રેહેમત, તે સાંજનો બનાવ તું ભુલી તો નહીંજ ગયો હશે ?"

"ગુલઝાર, ઝોહરા અને મારા વચ્ચેનો થોડાક વખતનો સંબંધ ના પાડવાની હું ફોકટ કોશેશ કરીશ નહીં, પણ ગુલઝાર, તું ગમે તેવી નીરદોષ અને પાક છે, છતાં, તું એટલું તો જાણુતી હોવીજ જોઇયે કે મારા જેવા જવાનો, જ્યાં સુધી ખરા પ્યાર અને સાચાં જીગરથી ચાહવા લાયક કોઇ સોહામણી સુરત તેમને રસ્તે આવતી નથી, ત્યાં સુધી તેઓ જરાતરા વિખરેલા તો હોયજ છે. તેવો હાલ મારો હતો. તું મારી નજરે પડી તે અગાઉ ખરા પ્યારને તેના પાક આકારમાં મેં કદી અનુભવ્યો ન હતો. જેટલો એક તનનાં નજીસ ખોખાંમાં અને તેમાં ઘર કરી રહેલા પાક જાનમાં ફરક હોય, તેટલો ફરક તારા અને ઝોહરાના પ્યારમાં તું સમજ. હવે એક એવી બીનાપર હું આવુંછ કે જે સાંભળ્યા પછી મને તારી મીઠી માફી બખશ્યા શિવાય તારી પાસે કશો ઇલાજ રેહેવાનો નથી. હું એટલુંજ માંગી લેઉંછ કે જે હું તને હમણાં કહું તે સાચું, ખુદાના બારવેરનું સાચુંજ સમજજે. જાણ ત્યારે કે જે દિવસની બપોરે મેં તને ઘોડા તળે કચડાઇ જતી બચાવી તે દિવસની સહવારે મેં ઝોહરાને એક ચીઠી લખી બપોરે તેણીને મળવા જવા મેં જણાવ્યું હતું; પણ તેજ બપોરે મારા સઘળા વિચારો, મારી સઘળી મનશક્તિ અને મારી સઘળી લાગણી તારી સાથના તે મેળાપમાં રોકાઇ ગઇ અને જ્યારે તેં પાછું 'રીચીબાગ' માં મને મળવાનું

વચન આપ્યું ત્યારે ઝોહરાને મેં લખવા મુજબ જઇ મળતાં મારો જીવ ઠમકર્યો. હું તને ચાહવા શીખ્યો હતો અને તેં આપેલાં વચન મુજબ આપણે જ્યારે મળ્યો ત્યારે તક જોઇને તારો મુબારક હાથ નેકામાં માંગવાનો મેં વિચાર કરી રાખ્યો હતો. હવે જ્યારે મેં મારૂં દિલ તનેજ અર્પણ કરી તારી સાથે ભવિષ્યમાં જોડાઇ સુખી થવાનો વિચાર કીધો તો પછી–ત્યાર પછી ઝોહરાને હું જઇ મળી તેની સોહોબતમાં મારો વખત કાઢું તો તારી પવિત્ર યાદને હું બેવફા થયલો કહેવાઉં એમ મેં માન્યું; એટલે મારૂં તેણીને આપેલું વચન નહીં પાળતાં હું સીધો મારે મકાનેજ ગયો, જ્યાં તારી સોહામણી સુરતના હું સ્વપ્ના જોવા લાગ્યો. ત્યાર પછી ઘણેવારે ઝોહરાની મને યાદ થતાં અસુરેથી મેં તેણીને ટુંકું અને ટચ લખી મોકલ્યું કે તેણીએ મારી રાહ જોવી નહીં. ટુંકમાં, તેણી સાથનો મારો સંબંધ છોડી નાંખવાનો મેં વિચારજ કીધો હતો; હવે હું તને પુછવા માંગુંછ કે આ ખોલાસા પછી મારી હાલત શું મોટાં મનથી દરગુજર કરવા લાયક નથી ? ”

“હા–હા–તેમ મનેબી લાગેછ” ખુશાલીથી ઉછળતાં હૈયાં સાથ ગુલઝાર બોલી.

“આહ ! ત્યારે તારી એટલી તો ખાતરી છેની કે તને હું જે કહુંછ તે સાચુંજ કહુંછ ? શુક્ર ખુદા ! ત્યારે તો મારે માટે હજીબી આશા છે ખરી–અને તું મને ધિક્કારતી તો નથીની ગુલઝાર–પ્યારી ગુલઝાર ? ”

“તમુને ધિક્કારૂં–અરે ! નહીં, નહીં ! ” તે બોલી, અને તેણીની ડપપરથી ખુલ્લું માલમ પડતું હતું, કે તે જવાન તરફ તેણીનું દિલ એકવાર ફરીથી ઉછાળા મારતું થયું હતું.

"જ્યારે તું મને ધિક્કારતી નથી ત્યારે તો કદાચ તું મને ચાહીબી શકે? ગુલઝાર, હવે આપણે પાછાં મલ્યાંછ ત્યારે તો તે સાંજે આપણે વીખુટાં પડી ગયાં હતાં તે માટે હું ઔર જ્યાદે ખુશી છું, કેમકે, ઝોહરા સાથનો મારો સંબંધ તારી સનમુખ જાહેર થઇ જતાં તું જે રીતે મારી આગળથી નાહાઠી તેપરથી તો તારી રીતીનીતિની એક વધુ પરીક્ષા લેવાનું મને બની આવ્યું અને વળી ખાતરીથી માન કે તું નહાસી ગયા પછી ઝોહરાએ પોતાના ધિક્કારમાં તારે માટે એવા સોખન ઓચર્યા કે તારે માટેનાં મારા મનમાં બેવડો ત્રેવડો વધારો થઇ ગયો."

"આહ! ત્યારે મને તેણીએ કશો ગેરઇનસાફ તો નહીંજ કીધો?"

"નહીં. તેણે તને પોતાથી બને તેટલો ઇનસાફ આપ્યોછ, અને તેથીજ હું મને પોતાને ઘણો મગરૂર માનુંછ, તેથીજ હવે મારી વધુ અને વધુ ખાતરી થતી જાયછ કે તું મને એક સાચા પ્યારથી ખરેજ ચાહી શકશે."

ગુલઝારે માત્ર આંખ ઉંચકી તેની તરફ જોયું પણ કાંઇજ બોલી નહીં અને રેહેમતે તે આંખમાં ગોયા એક કેતાબનાં પાનેપાનાં ભરીને લખેલો પ્યાર વાંચી લીધો.

"હવે મારી પ્યારી ગુલઝાર, મારી ખાતરી છે કે તેં મને માફ કીધુંછ, મારી ખાતરી છે કે મારાંમાં હજી તને વિશ્વાસ છે–મારી ખાતરી છે કે તું મને ધિક્કારતી નથી તો હવે બોલ, મને કહે કે તું મારી થઇ શકશે? મને કહે કે તું મારી સાથે નેકામાં કયારે જોડાશે? તું મને કયારે તારો પોતાનો હક્કદાર ખાવીંદ બનાવશે કે જે હક્કની રૂહે તારો હું સદાનો વાળી બનું?"

હવે ગુલઝાર ખરેખરી ગુંચવણમાં પડી. શું જવાબ દેવો તે તેણીને સુઝયું નહીં. એક હાથપર તેણીને લાગ્યું કે તેણીએ પોતાનાં સઘળાં ભવિષ્યને તે જવાનની સારી સમજદારીપર છોડવું, જ્યારે વળી બીજા હાથપર તેણીને ખ્યાલ થયો કે જે જવાનને તેણી નહીં બરાબર ઓળખે, નહીં પીછાણે, નહીં જાણે કે તે ખરેખરો કોણ છે, તેની ઉપર એટલો વિશ્વાસ રાખીં ઝીપલાવવું નામુનાસેબ હતું. એટલે તે થોભી અને સેવટનું મત આપતાં અચકી, અને તેણીનું હૈયું, પીંજરાંમાં બંધ થયલાં એક ચલ્યાં પેરે ફડકવા લાગ્યું.

"તું મને જવાબ નથી દેતી, ગુલઝાર? આહ! હું સમજ્યો, મારી મીઠી માહબુબ, તારાં મનના વિચારો હું વાંચી શકુંછઃ તું મને નથી ઓળખતી અથવા તો એટલી થોડીજ ઓળખી ચુકીછ કે—"

"તેમ તમે કાંઇ મને તેથી વધુ ઓળખી ચુકયા નથી." રેહેમતનાં બોલવાપરથી પોતાના વિચારની સાંકળનો છેડો ઉપાડી લેતાં તે બોલી, "અને તેટલાંમાં તમે મારો હાથ નેકામાં માંગવા જેટલી મહેરબાની કરોછ. તમે જે મારે માટે હાલ તુરત જાણોછ તે એટલુંજ છે કે હું એક નિરાધાર નાવારેસ, ગરીબ છોડી છેઉં, જેની રોજની રોટીનો આધાર તેનાં હાડકાંની રગડપર છે, અને જેની પાસે તેનાં સાબુત ઇમાન, સાચાં અંતઃકરણ અને ભલાં નામ સિવાય બીજી કશી દાઅવત નથી, તો તેવી એકને તમારી પરણેતર બનાવવામાં તમે સંતોષ માનતા હોવ તો પણ મને ચીંતા છે કે તમારાં લાગતાં વળગતાંઓ મને તમારી મોહોરદાર દાખલ કોહું આપનાર નથી." ગુલઝાર બોલી અને બોલતાંજ તે દલગીર થઇ ગઇ કે જાણે એ વિચાર તેણીનાં દીલમાં ઉગેલા આશાના કુંમળા છોડને તેની શુરૂઆતમાં કચડી નાંખવાને પુરતો થઇ પડયો હોય!

"જે વિચારો સાથે હાલ આપણને કામ નથી તેવા વિચારો તારે હમણાંથીજ મનમાં લાવવા જોઈતા નથી. મારા વિચાર મુજબ તું જેવી છે, તેવીજ ઘણીજ સુંદર અને લાયકીવાલી છે, એટલે મને મારાં લાગતાંવળગતાંની દરકાર નથી. જગ શું બોલશે તેની મને પરવાહ નથી! ચાલ, ત્યારે હવે કહે પ્યારી ગુલઝાર કે—"

"ઓ! મને હમણાંનો હમણાંજ જવાબ આપવાની જીદ ના કરો! મને મારા વિચારો એકઠા કરી તેમને સઘળી તરફથી તપાસી જોઇ મારાં મનનાં જોખમાં તેમને તોલવાનું બની આવે માટે મને થોડીક મેહેતલ આપો."

"બાખુશી, દિલોજાનથી, કહે મને વચન આપ કે તું મને કાલે મળશેજ."

ગુલઝાર કાંઇ બબડી અને તે પરથી રેહેમતે પોતાના સવાલનો જવાબ હા કારમાં મળેલો સમજી લીધો અને પછી રીચી બાગમાંજ પાછું મળવાનું ઠેડવી તેઓ છુટાં પડયાં. રેહેમતને તો તેટલા ચોવીસ કલાક બી છુટું રેહેવા ગમ્યું નહીં, પણ જ્યારે ગુલઝારે તેને ખાતરી આપી કે તે તેને જરૂરજ ઠેરવેલે વખતે મળશે અને તેને નાસીપાસ નહીંજ કરશે ત્યારે તેણે તેનીથી છુટું થવા પોતાનાં મનને જેમ તેમ મનાવ્યું, અને તે બન્ને પ્યારાં જીગરો છુટાં પડયાં.

પણ આજે બી 'રીચીબાગ'જ તેઓના ભવિષના મેળાપ માટે નકી ઠરવાનું ગુલઝારને શું કારણ હતું? કારણ એટલુંજ કે આગળ જણાવ્યા મુજબ ફાટકપુરામાંથી અંચીતી નીકળી તેણી 'ગુલાબખાંની ફેલ' ને નામે ઓળખાતા મહલ્લામાં રેહેવા ગઇ હતી જ્યાંથી રીચી બાગ કાંઇક નજીક પડે તેમ હતું.

જ્યાં તેણી રેહેમતથી છુટી પડી હતી ત્યાંથી તેણીનું ઘર ઘણું દુર હતું, તો પણ, જે વિચારમાં આજે તેણી ચાલતી હતી તે વિચાર

પોતાની પાંખપર તેણીને ઉરાડી લાવ્યો હોય'તેમ ત્યાં આવી પોહોંચતાં તેણીને વખત લાગ્યો નહીં, અને રેહેમત સાથના આ ફરીથીના મેલાપથી તેણીની છાટીમાં સજીવન થયલી કોઇ લાગણીએ તેણીની નજર સામે સુખનું એક સ્વપ્નું દોર્યું, જે જોતી-જોતી તે પોતાનાં ઘર તરફ ખેંચાઇ ગઇ.

પ્હેલા પ્યારની શુરૂઆતમાં કોઇળી જવાન જીગરની હાલત એવીજ હોય છે, એમ આ જમાનાનાં ચગોર વાંચનારાંઓને થોકી થાકીને સમજાવાની કાંઇ જરૂર હોયજ નહીં.

---

## પ્રકરણ ૩૫ મું.

*   *   *   *   *

તે દિવસ ખુલ્લો અને ખુશનુમા હતો; સઘળી હવા હુંફાળી બની નરમાસથી હસી રહી હતી. જેમ એક ખુબસુરત વિધવા રફતે રફતે પોતાનો ગમીનો પોષાક ઉતારતી રહી સોહાવાસનનો સુંદર સાજ સજતી જાય, તેમ કુદરતે શીયાળાનો પેહેરવેશ બાજુ કરી વસંતનો પોષાક ધીમે ધીમે પેહેરવા માંડયો હતો. ઝાડો લીલાં કંજર બની રહ્યાં હતાંઃ અને તુરતનાં ઉગેલાં ફુલો તરેહવાર રંગોની એક રંગીલી હારમાળા રજુ કરતાં થયાં હતાં. મેદાનના લીલાસમાં ચલકાટ ઉમેરાઇ ચુકયો હતોઃ અને નદી નાળાંનાં પાણી વધુ સાફ અને વધુ સ્વચ્છ વ્હેતાં થઇ ચુકયાં હતાં. ઝાડોની ડાળે ડાળ પીછાળાં ગવૈયાઓથી લચવા લાગી અને રાતે પડેલા દવનાં ટીપાંથી આખી જગત ગોયા મોતીના જડાવથી જકડે ગયલી લાગતી, અને એ સઘળા ચમત્કારીક અને આવકારદાયક ફેરફારને લીધે કુદરતની આંખોમાંથી હર્ષનાં જે આંસું પડતાં હતાં, તેમાં સુર્યનાં કીરણોનો તેજસ્વી

પ્રકાશ તેના સાત રંગોમાં ઝકઝકી રહ્યા હતો. ચોતરફ ફેલાયલી શાંત હવામાં જ્યાં જુવો ત્યાં તાજગી અને કૌવતનું તત્વ મળી રહ્યું હતું, જે તત્ત બીમારને તેની બીમારીમાંથી બચાવી, ઘરડાને જવાન અને જવાનને વધુ અને વધુ તંદરોસ્ત બનાવી તેને ગોયા અમર કાયાની જમાનત આપતું હતું.

એવી તે સગનવંતી સહવારે ગુલઝાર પોતાને મકાનેથી નીકળી 'રીચીબાગમાં'માં દાખલ થઇ. આશા અને પ્યાર એ બે મધુર મોહોબત-મય લાગણીએ તેણીના રૂખસારને એક ખીલતા ગુલાબ જેવો બાહાર બખશ્યો હતો. તેણીની આંખો કાંઇ ઔરજ તેજથી ચમકતી બની હતી, તો જો કે તેઓમાંની કુદરતી નરમાશ અને ઓસક કાંઇ તેથી ઝાંખી પડી નહીં ગઇ હતી. તેણીના રાતા હોઠ ગોયા એક ગુલશનના બે દરવાજા સમાન હતા, જેમાંથી નવરંગી પુલોના જેવો પમરાટ અને મધમાંથી ભરેલો દમ જરાજરામાં બાહાર નીકળી હવામાં મળી જઇ તેને પણ સોડમદાર બનાવીમુકતો હતો.

તે મોહબતવંતી માવતર, જે તેને ચાહતી અને જેને તે ચાહતી હતી તેનાં કમનસીબ કવખતનાં મોત પછીથી આજેજ પેહલી વખત ગુલઝાર ખુશ દીસ્તી હતી. ગોયા તેણીને બહાર નીકળેલી જોઇ કુદરત પણ તેણી તરફ મલકાઇ મલકાઇને હસ્તી. આશા જવાની માટે છે અને જવાની આશાને માટેજ છે કેની? તેણીની પ્હેલીજ મોહબતથી જન્મ પામેલા પાક નિરદોષ વિચારો દુન્યાની સપાટી ઉપર ઉગતાં તરેહવાર ફુલોની માફક તેણીનાં મગજના મોહક મંડપમાં ખીલી નીકળ્યા હતા. તેણીનું હૈયું ધડક ફડક થતું હતું. પણ તેથી શું થયું? તે તો જાણે એકું ઝાડની ડાંખળીપર બેઠેલી ચલ્લીનાં હૈયાંની માફક હતું. તેણીની છાટી ઉઠતી બેસ્તી દેખાતી હતી—પણ તેથીબી શું થયું? તે તો જાણે એક સુંદર સાફ સ્વચ્છ સરોવરની સપાટી-

પર સડસડાત સરી જતી જળકુકડીથી તે સરોવરનું આબ જે હીલતું હતું તેપર પડતાં આફતાબનાં રોશન કીરણુ નાચતાં હોય તેમ લાગતું હતું!

પ્યારી ગુલઝાર, તારી આજની હુસીખુશી તને અને તારા જવાન પ્યારને મુબારક હોજો! આ જહાનમાં તેં એટલું તો વેઠ્યુંછ, તારી જવાની તરફ જોતાં તારીપર એટલું બધું તો વિટયુંછ કે ખુદા કરેને આજનાં તારાં કદમ તને સુખના રસ્તા ઉપર લઇ જઇ મુકે! પણુ તેમ બનશે કે? તારી પુઠે લાગેલી કમનીસીબી શું ખરેખર તને કકળાવતાં હવે થાકીજ ગઈ હશે? આહ! આ પળે, તારા મોહબતના મંડપ તરફ તારી સાથે ચાલતી વખતે હમણા ને હમણા તો અમો જે અટકળ કયેં તે કવખતની કહેવાય. અમો અટકળ કરી શકયે, પણુ તારૂં ભવિષ્ય કેમ પારખી શકયે? અલબત, અમો હાલ જે કરી શકયે તે એટલુંજ કે તે ખલકના ખાવીદ પાસે હાથ જોડી તારા હકમાં સઘળી ભલી દુવાઓ ગુજારી તને તારાં આ કામમાં ફત્તેહ માંગ્યે, બીજું કાંઇજ નહીં.

---

## પ્રકરણ ૩૬ મું.

### પ્યારનું પહેલું પગથ્યું!!

તેઓ મળ્યાં–તે ખુબસુરત નાજની અને તે ખુબરૂ જવાન બન્ને એકમેકને ભેટયાં. તેઓમાંનું કોઇ કશું બોલ્યું નહીં, પણુ તે વખતે તેઓ બન્નેનાં હુયાંમાં જે હતું તે બન્નેએ એકમેકની આંખોમાં વાંચી લીધું. તેઓ એકમેકના હાથની પાંખડી પકડી હવે ચાલવા લાગ્યાં.

"પ્યારી ગુલઝાર," અંતે રેહેમતે તે શાંત ચુપકીદી તોડી, "હવે મારી ખાતરી થઇછ કે તું મને ચાહેછ અને તે જાણી હું ઘણો સુખી થયલો તું સમજજે. આજે હું ખાતરીથી માનુંછ કે પહેલી

નજરે બરપા થતી લાગણીમાં પ્યારની હાજરી હોયછે, અને એમ પણ જાણુંછ કે અકસ્માત બે જનનો મેલાપ થતાં જો તેઓને અલ્લા-હુતાઅલ્લાએ એકમેકને માટેજ સરજ્યાં હોયછ તો બન્નેનાં તો નહીં પણ બેમાંથી એકનાં અંતઃકરણમાં તે વિશેની ભેદી બશારત થયા વિના રહેતી નથી. એ મુજબ મારા બાબમાં તો બનેલું હું નકી જોઉંછ. જે પળે મેં તને જોઇ તેજ પળે તને હું ચાહવા લાગ્યો. બીજા મેળાપની વખતે-કે જે વખતે મેં તને એક મરણતોલ અક-સ્માતમાંથી બચાવી તે વખતે મારાં અંતઃકરણનાં ઉંડાણમાંથી નીક-ળતા છુપા અવાજે મનેખબર આપી, કે જે મારી ભવિષ્યમાં ભાગ્યણ થવાની તેનેજ મેં તે દીને બચાવી હતી. આપણે ત્રીજીવાર મળ્યાં તે વખતે મારો પ્યાર તને જાહેર કરી તું મને ચાહુશે એવી તને આશા બતાવતાં હું જાણે મારાં સુખને કોઇ ચઢતે તબક્કે પુગ્યો હોવું એમ મને લાગ્યું. ત્યાં આપણ એકાએક છુટાં પડી ગયાં અને આપણે પાછાં મળ્યે તેટલાં તો કાંઇક અઠવાડયાં એકમેકની જુદાઇનાં પસાર થઇ ગયાં. તે અંતર મેં દીવસના તારા વિચારોમાં અને રાતે તારે લગતાજ સ્વપ્નામાં પસાર કીધો. તે આગમજ તને હું ઘણોજ ચાહતો તો હતોજ, પણ હવે તો તને હું પુજવા લાગ્યો; મેં મારી ભટકતી જીંદગી ત્યાગ કીધીછ, મારી કેટલીક બુરી આદતો મેં તજી દીધી, દોસ્તોને અકારા કીધા અને તને કેઠે મળી જવાની આશામાં રોજબરોજ કલાકોના કલાકો સુધી રસ્તે રસ્તે ગલીએ ગલી અને મોહલ્લે મોહલ્લે રખડયો. મારી સઘળી કોશેશ ફોકટ જતી જોઇ હું નિરાશી અને નાસીપાસીને લીધે મારા જીવપર જબરી કરવાની કાંઇ મનમાં બાજી રચતો હતો તો તેટલાંમાં ગઇ કાલે તું મને મળી ગઇ અને મને હવે કહે, પ્યારી ગુલઝાર, કે આપણે પાછાં આજે સાથે મળ્યાં, તેથી તું ખુશી છેની ? ”

"મારો જવાબ તું તારાં અંતઃકરણ પાસેથી પુછી લે" એટલું બોલી ગુલઝારે પોતાના આશક ગમ જોયું.

"અને આટલી જુદાઇના લાંબા અંતર દરમ્યાન મારી યાદ કોઇ વખત તને થઇ હતી ?"

"હા, રહેમત, હું તને ઘડી ઘડી યાદ કરતી'તી, પણ, મેં તો એમજ માની લીધું'તું કે હવે આપણે પાછાં મળશુંજ નહીં. અને-"

"અને તેથી દુઃખી થતી હતી, વ્હાલી ?"

"હાજ તો, અને કેટલી વખત તો મારીથી રડાઇબી જવાયું અને મનમાં—"

"બસ-બસ, મારી ભોલી અને ભલી મહાબુબ, વધુ બોલ ના" અને હ્યાં, પ્રિય વાંચનાર, આ આખી વારતા દરમ્યાનનાં પાક અને પવિત્ર પ્યારનાં આ એકનાં એક પ્રકરણને તેને લાયકનો ઇનસાફ આપવા મને અત્રે લખવું પડેછ, તેને માટે મોટાં દીલ અને સ્વચ્છ હૈયાંથી માફ કરજે, કે ગુલઝારને તેણે બોલતી અટકાવી તેની નીચે ઝુમેલી ડોકને પોતાને હાથે ઉંચકી, તેણીના હોઠપર તે જવાંને એક ચુંમી લીધી, તેનું નાજુક માથું લઇ પોતાની છાતીમાં દાબ્યું.

અરેરે ! સુરજના ચાલુ તાપથી તપીને ગરમ બનેલી અરબસ્તાનના રેતીપર ભટકતા તરસયા મુસાફરની સુકાઇને છોલતું થઇ ગયલી જીભપર ઠંડા મીઠાં પાણીની એક જીણી ધાર પડતાં તેને લગતી ખુશાલી કેટલી હશે? વિશાળ મહાસાગરની અમાપ સપાટી ઉપર મહીનાના મહીના અને વરષોનાં વરષો સુધી સફર કરતા ખલાસીઓની નજરે સુક્કી જમીનનો એક ટુકડો માત્ર પડતાં તે વખતે તેનાં આખાં અંગમાં ફરી વળતી ખુશાલીનો ઝેણ કેટલી હશે ? એક માદરની કાળજી અને માવજત હેઠળ ઉછરીને જન્મ પામેલું તેનું પ્હેલું બાળક જ્યારે તેણીની તે મહેનત અને મુસીબતનો બદલો

તે હસીને વાળેછ ત્યારે તે નિરદોષ મુખડો જોઇ તે માદરની છાતીમાં ચઢી આવતી ખુશાલી કેટલી અને કેવી હશે ? ફાંસીના માચડાપર ચઢી ચુકેલા કમનસીબને ગળે ફાંસો નાખતી વખતે માફીનું ફરમાન આવી લાગતાં તેનાં તનબદનમાં વ્યાપી રહેની ખુશાલી કેટલી હશે ? જંગમાં ઉતરેલો સરદાર, જેને ખબર છે કે તે જંગનાજ ઉલટાં કે સુલટાં પરીણામપર આખાં રાજનો અધાર છે તો તે સરદારના કાનપર 'ફતેહ ફતેહ' ના પડતા અવાજથી તેનામાં ધાયી આવતી ખુશાલી કેટલી હશે ? ડુબી જતાં યા આગથી તારાજ થતાં એક વ્હાણમાંથી, નજીક આવતું બીજું વ્હાણ નજર પડવાના પુકારોથી મોત-જાલેમ મોત માટે તૈયાર થઇ બેઠેલાં તે વ્હાણમાંના કમનસીબોને ઉપજતી ખુશાલી કેટલી હશે ?

તો એ સઘળી સામટી યા છુટી છુટી ખુશાલી પાક અને પવિત્ર પ્યારની પહેલી ચુંમીથી ઉપજતી ખુશાલી આગળ અમો કહીએછ કે તદન તુચ્છ અને નહીં જેવી છે. ગુલઝારનાં તનમાં આ ખુશાલી માચી સમાયી ગઇ નહીં; એક મીનીટ સુધી તે જવાનની મીઠી ગોદમાં દબાઇને તે ઉભી રહી, અને પછી ધીરેથી તેના કબજામાંથી છુટી, ગભરાટ અને શરમની ભેગી લાગણીથી લાલ થઇ એક બેઠકપર તે બેસી પડી. તે જવાને પણ તેણીની પાસે જગ્યા લીધી અને તેણીનો હાથ પોતાના હાથમાં લઇ પુછ્યું.

"ગુલઝાર, પ્યારી ગુલઝાર. તું સદાબરી મારી કયારે થશે ?" આ સવાલે ગુલઝારનાં મનમાં નવાજ વિચારો, નવાજ તરંગો અને નવાજ ખ્યાલોને જન્મ આપ્યો.

તે વિચારમાં પડી કે નેકાને માટે જોઇતો પોષાક અને જોઇતી સામગ્રી વસાવવા માટે તેણી પાસે તો કુટી બદામબી ન હતી ! અને કાંઇ એમ તો બનેજ નહીં કે હમણાંથી તેવી ચીજોને માટે તે તેની

પાસે હાથ ઓળી માંગણી કરે ! જે કરવા જેટલી વળી નફ્ટ કે બેશરમ તો તે હતીજ નહીં. વળી, એમ સમજો કે તેનો એક્કે એક કલાક રોકાય, તેવું કાંઇ કામ મેળવવાને તે નસીબવંત થઇ અને તે કામ પુરૂં કરવામાં તેનાં તનના ટાંકેટાંકા તુટે તેમ તે રોકાઇ તો તેવી મેહેનતમાં મહીનાના મહીના ઘસડાતાંબી નેકાને બરનો પોષાક સીવ-ડાવવા જેટલા ભાગ્યે તેની પાસે પૈસા એકઠા થાય ! અને તેબી વળી તેણીનાં ખોખાં સાથે તેણીનો જીવ તે મુદત સુધી વળગી રહી તેણીને તે કામ પાર ઉતારવા દેય તો કે ! પણ આ વમાસણમાં તેની મદદે તેનો આશક આવી પુગ્યો. તેણીનાં મનમાં ઉભા થયલા એ વિચારો તે વાંચી શકયો કે શું—કેમકે આપણને જણાવવામાં આવ્યું છે કે આશકમાશુકોની આંખ તિક્ષણ અને કાન તિણા હોય છે–તેથી તે બોલ્યો–"પ્યારી ગુલઆર, પરણીને તું મારી સાથે એક થાય ત્યાં લગણ મને તારો એક દોસ્ત ગણી, એક બેહુન પોતાના ભાઇપર જેમ વિશ્વાસ મુકે તેમ તું નહીં કરે ?"

"એટલે, રહેમત, તેમ કહી તું મને શું કહેવા માંગેછ ?" તેણી પોતાના આશક તરફ જોઇ બોલી અને તરતજ તે ચેતી ગઇ કે તે તેની ગુંચવણ પામી ગયો હશે.

"હું તને એમ કેહેવા માંગુછ, મારા રાહનુમા ફીરેસ્તા, કે એક મંજુર થયલો આશક જે કાંઇ નાના નાના હક્કો ભોગવી શકે તેવા હક્કોમાં મનેબી મોજ માનવાની રજા આપ, અને તે એ કે આપણે પરણીને એક થઇયે ત્યાં સુધી આપણે રોજ મળ્યા કર્યે. વળી મારા અનંત પ્યારની અદના ઇધાણીમાં હું તને જે ભેટ સોગાદ આપું તે તું કબુલ કરતી રહે અને જે પોષાકફરોશ સીંપી અને જોહરીનાં તને હું નામ આપું ત્યાં તારો સઘળો પોષાક અને ઘરેણું-

ગાડું તૈયાર કરવાની મારે ખાતર તું તસ્દી લેય, અને હું તને ખાતર આપુંછ કે તે સઘળા દુકાનદારો નવા—"

રેહમત બોલતો જતો હતો કે " નવાબજાદા રેહેમતખાન સરફરાજની ભવિષની મોહોરદારના આશરાનું માન તેમને અત્યારથીજ મળેલું જોઇ તેઓ મગરૂર થયા વિના રહેશેજ નહીં." અને એ રીતે તે પોતાનાં ખરાં નામથી જાહેર થઇ જવાની અણી ઉપર હતો પણ અચકી ગયો. હવ અમો ધાર્યે છીયે કે આટલો વખત સુધી વાંચનારાંઓનાં પણ મનમાં એક સવાલ ઘોળાયા કીધો હશે કે જયારે રેહેમત બાઇજત પરણીને ગુલઝારને હકદાર ધણીયાણીજ બનાવવા માંગતો હતો તો તેણીને તેનાં ખરાં નામથી વાકેફ કરી દેવામાં તેને વાંધોજ શું હતો ?

## પ્રકરણ ૩૭ મું.

### અદેખાઈની આગ ! ભડક !! જાગ !!!

રેહેમતને તેમ કરવામાં વાંધા જેવું કાંઇજ ન હતું. પણ તેને બીહીક એમ હતી કે ગુલઝાર પોતે એટલી બીહીકણ અને શરમાળ હતી કે તે પોતે છેક ઉંચ દરજ્જાના અમીરજાદાની મોહોરદાર થનાર છે એ વિચારજ કદાચ તેણીને હેબતાવી મારે અને કદાચ તેણી તેના હાથમાંથી સટકી પણ જાય; અને તેથી જયારે વાત એટલી હદ સુધી વધી જાય, ગુલઝાર તેના પ્યારમાં પુરતી પળોટાય ત્યાં સુધી પોતાનું જાહેર થવાનું તેણે મુલત્વી રાખ્યું હતું. વળી તેમ નહીં કરવાનું તેને એક બીજુંબી કારણ હતું અને તે એ કે તેનાં માદર, પીદર કે, ખેશ કુટુંબ યા દોસ્ત આશનાને કાને એવી કાંઇ વાત આવી કે તે તો એક ગરીબડી દરજણ સાથે નેકા સાંધવાની પેરવી કરે છે તો તેઓ સઘળાં સામટાં બળે તે અટકાવવાને આસ્માન જમીન એક કરી નાંખે અને તે સઘળાઓને તે તો એક

કોરે મુકી શકે પણ ગુલઝાર જેવું જોય કે તેણીની સાથનું તેનું જોડાણ તેઓ સર્વને એટલું બધું અણગમતું છે તો બીહીને તે પોતેજ તેથી હાથ ઉઠાવે તો ! ગુલઝાર, તેણે કીધેલી માંગણીથી એવા ઉંડા વિચારમાં ગરક ગઇ હતી કે નવાબજાદો રેહેમત ઉપર બોલતાં અધુરે કેમ અટકી પડયો હતો તે તરફ તેણીનું કાંઇ ધ્યાન ખેંચાયું નહીં. તે બીચારી ગરીબ બાળાની છાટી તરેહવાર વિચારથી ગુંગળાતી હતી: તરેહવાર લાગણીઓથી તેણીની છાટી ભરાઇ આવી હતી અને તે લાગણીઓને ત્યાંજ દાબી દેવાની જો કે તે ઘણી કોશેશ કરતી હતી, તો પણ તેમનો જોશ એટલો બધો વધી ગયો કે તેણીની તે મેહેનત અંતે નિષ્ફળ નીવડી અને પરિણામમાં તેણી રડવા પડી.

"કાંય રડેછ કાંય, ગુલઝાર?–અરે તું કાંય રડેછ? વળી કાંઇ તેવું મારીથી બોલાઇ ગયું કે?"

"નહીં–નહીં–ઓ–તેમ નહીં, પણ મને લાગેછ કે આજે મારાં માદર યા પેદર યા મારાં કોઇ ભાઇ બેહેન કે કોઇબી મારૂં હતે તો કેવું સારૂં! હાલ મારૂં તો કોઇજ નહીં—"

"નહીં, કોઇજ નહીં, એમ ના બોલ, મારી જાન, હું બાર હાથ અને બત્રીસ દાંતનો તારી આગળ કેવો ખડો છું. બોલ, તું મારીપર તારો સઘળો વિશ્વાસ, તારો સઘળો આધાર રાખશે?"

"હા, કાંય નહીં? તું મારી તરફ ઘણોજ ભલો અને માયાળુ છે."

"ત્યારે જો પ્યારી, કીસ્મત કાંઇ પોતાની નિવાજેશમાં તદન અપક્ષપાત કે ઇનસાફી તો છેજ નહીં; તેમ જો હતે તો તું આજે કોઇ ભલા ધનેતરની કુલવંતી બેટી હતે અને હું તારી આગળ એક કમીના નફર જેવો હતે. તેં મારી સાથે શાદીથી જોડાવાનું પાક વચન આપ્યુંછ અને તે વચનથી તેં મને કેટલો ખુશી કીધોછ તે

જણાવવાની મારાંમાં તાકાત નથી. હવે થોડા વખતમાં મારૂં જે સઘળું તેમાં તું ભાગ પાડશે. મારાં સુખમાં સુખ માનવાને અને મારાં દુઃખથી દાઝી મને દીલાસો દેનાર રાહનુમાફીરેશ્તો થઇ રેહેવાને તું થોડા વખતમાં અકદે નેકાથી બંધાશે તો હવે તારાં માદર પેદર જે કાંઇ આવા વખતમાં તને આપ લે કરતે તે મને કરવા દે અને તારા ભવિષના ખાવીંદ તરીકે હું તને જે સલાહ આપું તેમ તું ચાલ. ત્યારે તું મને કાલે મળશે તે વખતે તારા હાથમાં હું એક ચીઠી મુકીશ તેમાં લખ્યા મુજબ હવેથી તું અમલ કરશે?"

"મને તારીપર સંપૂર્ણ વિશ્વાસ છે, રેહેમત."

ત્યાં બીજી થોડીક વાત કરી તે આશુકમાશુક છુટાં પડયાં; અને ગુલઝારે પોતાના ગરીબડાં મકાન તરફ તુરત રસ્તો લીધો. બારવને તેઓ પાછાં મળ્યાં અને લગભગ બે કલાક સુધી એકમેકની સોહબતમાં તેઓ ફર્યાં જ્યારે તેઓ છુટાં પડયાં ત્યારે રેહેમતે તેણીના હાથમાં એક બંધ કીધેલું પરબીડું મેલ્યું, જે તેણીએ લીધું અને ઘરે જઇ તે ફોડતાં તેમાંથી સો રૂપ્યાની નોટ અને એક ચીઠી નીકળી. તે ચીઠીમાં પ્યારના બીજાં મીઠાં મીઠાં વચનો ભેગું તેણીને તેણે ઓાજરખ્વાહીથી જણાવ્યું હતું કે શાદીને લગતી તમામ તૈયારી કરવામાં તેણે મોકલેલી રકમ તેણીએ વાપરવી.

વળી બીજે દીને તેઓ પાછાં મળ્યાં અને રેહેમતે બતાવેલી તે મેહેરબાનીનો ઉપકાર ગુલઝારે બોલીને નહીં પણ તેણીની આંખોમાં વંચાવીને વાળ્યો. એમ તેઓ લગભગ એક પખવાડયાં સુધી મળ્યાં કીધાં; આખરે એક દીને રેહેમત ફરતાં ફરતાં તેણીને જોહરી બાઝાર તરફ લેઇ ચાલ્યો અને ત્યાં એકુ દુકાનેથી તેણીને મન ભાવતાં જેવર લેવાની તેણે સુચના કીધી, પણ તેમ કરવા તેણીએ ધસીને ના કહી, એવું બતાવીને કે એ સઘળું

ચળક ચળક કરી તેણી તેને આધારે જે પડી છે તેની યાદ આપી તેણીને શરમાવ્યા કરશે. રેહેમતે તેણીની સાથે જીદ કીધી નહીં અને આ વખતે તેઓ છુટાં પડયાં તે અગાઉ રેહેમતે તેણીની પાસે એટલું તો કબુલ કરાવ્યું કે તેઓ બન્નેની શાદી હવે એકુ પખવાડયાંમાં કરી નાંખવી.

કદાચ કોઇ વાંચનાર રેહમત અને ગુલઝારના આ મેલાપોને જોહરી બજારમાંની તેમની લટારને હાલ નિરજીવ ગણી આ પ્રકરણ નાહકનું લંબાણ કરવાનો લખનારપર દોષ મુકશે, પણ જરાક આગળ ચાલતાં તે જોશે કે તેમના એ મેલાપો અને તે લટારનું પરિણામ પાછળથી ઘણું મોટું આવશે; કેમકે, રેહેમત અને ગુલઝાર જે વખતે જોહરી બજારમાં ચાલતાં હતાં તેજ વખતે દાસી ગુલનારની નજર તેઓ બન્નેપર પડી અને તે મીંઢી મસકલી બીલાડીને તે જવાન સાથે ફરતી તે અબલાને એક દિન સાએરગંજમાં આવેલી દરજણ "પોરી" તરીકે ઓળખી કાઢતાં વાર લાગી નહીં. તેમને જોતાંજ ગુલનારનાં દીલમાં અદેખૈની આગના સોલેસોલા ઉઠયા, કેમકે તે કમીની ઓરતે પોતાનાં કમીનાં અને તુચ્છ હેઠાણમાંથી રેહેમતને ચાહવાની હસ્વા સરખી હીંમત કીધી હતી અને તેટલુંજ કરી ગગડી મુઇ હતે તો કાંઇ નહીં, પણ વળી તેણે તો પોતાના ચરકેલા પ્યારપર કાંઇ મોટી મોટી આશાનો અમ[illegible]ા ઉઠાવવાનો ઘસેલો પાયો વટીક બાંધ્યો હતો ! ટુંકમાં, પકડાઇ આવવાની બીહીક વગર જેટલી દુર રહી તે બન્ને ચાહતાં જીગરોની હીલચાલ તેણીથી જોઇ શકાય તેટલી દુર તેમની પુઠે પુઠે તે કસકુનમ ચાલી, જે અરસામાં ચગોર આંખે તેણીએ જોઇ લીધું કે ગુલઝાર તરફની રેહેમતની અદબઅદા એવી હતી કે જેવી અદબઅદા એક જવાન પોતાની ભવિષ્યની ભાગ્યણ તર્ફજ બતાવી શકે; તેટલું જોતાંજ તેણીના કાન

ઉભા થઇ ગયા અને તેમની પાછળ તેણીએ ચાલવાજ માંડયું. તે બંને નિરદોષો પોત પોતાની ગોફતારમાં એટલાં મશગુલ હતાં કે તેણીની તે ધીક્કારભરેલી હીલચાલનો તેઓને કાંઇ ઇશારો વટીક નહીં થયો. એકમેકની રૂખસદ ચાહી તેઓને છુટાં પડતાં તેણીએ જોયાં અને તુરતજ ગુલઝારની પુઠે પુઠે જઇ તેનાં રેહેઠાણથી તે વાકેફ થઈ.



## પ્રકરણ ૩૮ મું.

### ઈશ્ક–બાઝી કે ચેડાં–બાઝી ?

'સાબેરગંજ' માંનો છેલ્લો જલસો જેનો, વાંચનાર જાણે છે તેમ કમકમાટ ભરેલો અંત આવ્યો હતો. તેને આજે નજદીક ત્રણ મહીના થઇ ગયા હતા. તે અરસામાં ત્યાં પેલા જવાન ઉમરાવ નવાબ સરદાર અલીખાન યારજંગનો પગદંડો ઝાઝો થતો રહ્યો હતો. તે પોતાની મુલાકાતનો ઘણોખરો વખત સલીમાની સાથેજ ગુજારતો હતો; સલીમાબી તેના ભલા ગુણો અને ભલી ખાસ્યતોથી નાવાકેફ તો નહીંજ હતી, એટલે જ્યારે તેના કાનમાં મોહોબતના સોખનની ફુંક મારવાની તે જવાને પોતાને મળી ગયેલી એક સોનેરી તક સાંધી ત્યારે, તેણીના ગોરા મુખડાપર છાંયી આવેલા રતાશે તેની સઘળી આશાઓ સફળ થવાની તેને ખાતરી આપી. હા, તે સ્વરૂપમાન સુંદરી તેને ચાહતી હતી–અને હવે ત્યારે તેણે પોતાનાં સુખના રસ્તાપર કશો જીવ જેવો અટકાવ જોયો નહીં, એટલે એ બાબાદપર તેણીના પેદર નવાબ સાબેર–ઉદ–દઉલાની સલાહ લેવાની સલીમા પાસે તેણે રજા ચાહી, જે તેને તુરતજ આપવામાં આવી.

અમે એટલુંબી જણાવવાને અત્રે થોબીશું કે આજ છેલ્લાં થોડાંક અઠવાડયાં થયાં નવાબ ચારજંગ કાંઇ સાબેરગંજમાં એકલો આવનાર જનાર ન હતો. સાઅદતખાંન વકીલનો પણ ચકાચક અને ઓચીંતો ત્યાં ઘણો પગદંડો થયો હતો. તે એટલો બધો કે જ્યારે ગમે ત્યારે અને જે ગમે તે વખતે તે ત્યાં ફુટી નીકળતો. મન ચાહે ત્યાં વેર તે થોબતો અને જીવ ચાહે તો કોઇના કહ્યા પુછયાની રાહ જોયા વગર 'કુમેસ્તા' બી કરવા બેસી જતો. નવાબ પોતે તેની તરફ એક ઘાડી પીછાણુવાલા દોસ્ત તરીકે જ્યારે વરતતો ત્યારે તેના ઘર ખટલાને પણ તેની સાથે તેમજ કામ લેવા સિવાય છુટક ન હતો. પણ નવાબ ચારજંગ તેની તરફ ઠંડો, અને મીજાજમાં રહી તેને ઝાઝું કોઠું દેતો ન હતો, કેમકે, તેના જેવો શુધ્ધો સાચ્ચો અને ઇજતને ચાહનાર અમીરજાદો, સાઅદતખાં માટે બાહાર બોલાતું સઘળું બુરૂં અને તેની વીરૂધનું સાંભળ્યા છતાં તેની સાથે ભેળાય એ તદન નહીં બને તેવુંજ હતું. પણ સાઅદતખાંનને ચારજંગ તરફનાં 'કોઠાં-નોકોઠાં'ની દરકારજ કયાં હતી? તેને તો માત્ર એટલો સંતોષ હતો અને તે પુરતો હતો કે 'સાબેરગંજ'માં તેનો પથીંગો ઘણો સાબુત હતો અને તેનો પગદંડો એવા મજબુત પાયાપર તેણે ગોઠવેલો હતો કે જ્યાંથી ચારજંગ જેવા એક તો શું પણ એક હજારથીબી તેને હડસેલી શકાય તેમ ન હતું. 'સાંબેરગંજ'માં દીવાનખાનામાં દાખલ થતાં તે જો જોય કે નવાબની બન્ને બેટીઓ ચારજંગ સાથે કાંઇ વાતમાં રોકાઇ છે તો તે છતાં બોંહાંસે તેઓ તરફ તે ધસ્યો જતો અને એક ખુરસી ખેંચી તેઓ આગળ બેસી તેમની વાતચીતમાં ભાગ લેવાનાં ફાંફાં મારતો. જો કોઇ કદાચ, ચારજંગ સલીમા સાથે કેઠે એકાંતમાં બેસી વાત કરતો, તો ત્યાં પણ વચ્ચે ઘુસી જઇ બીજી ભલતીજ વાતમાં તેમને દોરવી લઇ જવાની તે પેરવી કરતો પણ એવી વખતે તે

એવી સફેથી કામ લેતો કે તેની એ વર્તણુકમાં છુપાયલો ભેદ કોઇ પામે નહીં અને તેને હડધુત કરી કોઇ કાઢેજ નહીં. કોઇ વખત સલીમાને બીલકુલ કોઠું નહીં દેતાં નુરજહાં સાથેજ ખુબ વાતમાં ઉતરતો અને એ રીતે નવાબની બન્ને બેટીઓ સાથેજ એખલાસ ધરાવવાનું તેને માન છે એમ સમજી મનમાં મલકાતો અને મજાહ લેતો.

એ નાની નાની ચેડાં–બાઝીની વખતે બેગમ બદ્રુલબાહાર જવલેજ દીવાનખાનામાં નજરે પડતી. તેણી સાજી થયા પછીથી આખા દહાડાનો મોટો ભાગ તે પોતાના કમ્રેખાસમાં ગુજારતી અને કોઇ કોઇવાર તેને જો દીવાનખાનામાં બોલાવવ માં આવતી તો બેધડક બીમારીનું બાહાણું કાઢી નહીંજ આવતી અને કોઇ વખત આવતી તો જરા તરા ત્યાં બેસીને પાછી ઉઠી જતી. નવાબજાદો રેહેમત પોતાની બેહેનોની સોબતમાં કવચીતજ નજરે પડતો હતો, કેમકે પોતાની માશુક ગુલઝાર સાથે 'રીચીબાગ' માં લટાર મારવાનું ન હોય ત્યારે તે મેહેલના કુશાદે બગીચામાં એકલો ફર્યા કરતો યા તો પોતાનાજ ઓરડામાં બેસી તેની ભવિષ્યની મોહારદાર સાથનાં ભવિષ્યનાં સુખોના સ્વપ્ના જોતો.

આ વારતાનાં આઠમાં પ્રકરણમાં નવાબની બન્ને બેટીઓનું ખુલાસાવાર વર્ણન આપતાં અમોએ લખેલું વાંચનારને યાદ હશે કે નુરજહાં એકલપટી, ખીજાસી અને અદેખી હતી, જયારે સલીમા માયાળુ, સભ્યાસુ અને સાલેસ હતી. નુરજહાંની નજરે જો કાંઇ એવું પડયું કે કોઇ તેને પોતાને નહીં અને પોતાની નાની બેહેન તરફ વધુ ધ્યાન આપી તેનીજ સોબત વધુ સાંધતું તો તે બેહેન તરફના અદેખાઇના અંગારથી બળી જળી તે ખાખરાખ થઇ જતી અને તેટલા માટે નવાબ ચારજંગ અને સલીમા વચ્ચેનો દીન પ્રતીદીન વધ્યો જતો એખલાસ તેણીથી દેખી શકાતો ન હતો, અને અંતે જયારે

તેણી એટલું જાણવા પામી કે યારજંગ તો ખરેખર સલીમાનેજ ચાહતો હતો અને તેના હાથની માંગણી કરવાની તૈયારીમાંજ હતો ત્યારે તે જવાન માટે તેણીને હદ બાહાર ધિક્કાર ઉપજ્યો. તે કીનાને માટે તરસી થઇ રહી અને તે કેમ લેવો તેના ઉપાયો તે યોજવા લાગી. તેણીને જોતાં વાર ન લાગી કે યારજંગ અને સાઅદતખાંનને બીયાબારૂ હતું, એટલે, ખામુખા સલીમાના આશકને પજવવા સાઅદતખાનને વારંવાર મેહેલમાં આવતો જતો થવાનું તે ઉત્તેજન આપવા લાગી. તેમ વળી સાઅદતખાન જેવા લુચ્છા અને બાંગડ વકીલથી એ સઘળું છુપ્યું ન હતું એટલે તેઓ પોતાનાં બળ ભેગાં કરી તે બીચારાં નિરદોષ જોડાંને પજવવામાં કાંઇજ બાકી ન રાખતાં.

કોઇ વખત જો એક બારી આગળ યારજંગ અને સલીમા બેસી વાત કરતાં તો સાઅદતખાં નુરજહાંને કાંઇ કાનમાં ફુંક મારતો જેનાં પરીણામમાં અનવારે સોહીલી કે દીવાને હાફીજની કેતાબ ખોલી તેમાંથી કાંઇ ન સમજ પડતું તેણીને સમજાવવાને બાહાને તે યારજંગને બોલાવતી અને અલબત્ત સભ્યતાના કાનુનને માન આપી તે બીચારો તેની આગળ આવતો કે લાગલો તે લુચ્છો વકીલ જાણે કશામાં હોયજ નહીં તેમ ફરતો ફરતો સલીમા આગળ જઇ યારજંગની ખુરસીપર બેસી જતો અને સલીમાને વાતમાં રોકતો. એવાં અને બીજાં અનેક બાહાણાથી તેઓ તે ભલા જવાનને અને તે નિરદોષ ભોળી બાળાને ચીડવી હેરાન કરતાં. તે બંનેના પાખંડ તેઓ રફતે રફતે સમજી ગયાં પણ તેવે નજીવે બાહાણે તેઓએ લડવાનું વાજબી જોયું નહીં, પણ, એમનું એમ ચાલવા દેવાનું પણ તેમને દુરસ્ત લાગ્યું નહીં, એટલે, એ ચેડાં-બાજીના હંમેશના અટકાવ તરીકે નવાબ યારજંગે સલીમાના હાથની માંગણી કરવાનો એકદમ ઠેરાવ કીધો, જે ઠેરાવની રૂહે એક સહવારે

તઠ જોઇ નવાબના કમ્રેખાસમાં તે ગયો અને તેને પોતાના તે વિચારોથી વાકેફ કીધો.

---

## પ્રકરણ ૩૯ મું.

### "દૌલત દેવો—દીકરી લેવો."

નવાબ યારજંગની તે માંગણી સાંભળતાં નવાબ સાએર-ઉદ્દ-દઉલાના ચેહેરાપર તરેહવાર ફેરફારો થતા તેણે જોયા, જે ફેરફારો એવા ભેદી અને ગુંચવણભર્યા હતા કે તેમને ખુશીને સબબે થયલા ગણવા કે દુ:ખને મારે ઉપજેલા લેખવા તેની યારજંગને સમજ પડી નહીં.

"મારા વ્હાલા નવાબ યારજંગ," તે જવાનને જે કહેવું હતું તે પુરતા ધ્યાનથી સાંભળી લઇ તેની તરફ એકી ટગરે જોતાં નવાબ બોલ્યો, "તમારી આ વાતથી મારી છાટીમાં જે લાગણીનો જોશ ચઠી આયોછ તે તમને સમજાવવાની મારામાં તાકાતજ નથી. તમે મારી નાની બેટીપર તમારી પસંદગી ઉતારી તેણીને માન આપ્યુંછ, અને તમો જણાવોછ કે તમારો હાથ મારી તે બેટી કબુલ કરવાને તૈયાર છે. આ છેહલી ખાત્રી તમારે મોઢેથી સાંભળવાની મને કાંઇ જરૂર હતીબી નહીં, કેમકે, જે આતુર આંખોથી હું મારાં બચ્ચાંઓને રોજ બરોજ જોઉંછ તે આતુર આંખોને જોઇ લેતાં વાર લાગી નથી કે તમો નામવરે મારી બેટીનાં મનપર કેવી અને કેટલી અસર કીધીછ; અને તેવી અસર તેણીની ઉપર થઇ હોય તેમાં કાંઈ નવાઇબી નથી, કેમકે સાચ્ચા પ્યારથી ચાહતી કોઇબી નેક નાર અને ભલી નાજનીનનો પ્યાર તમો જીતી શકો તેવી સઘળી ખાસ્યતો, તેવા સઘળા ગુણો તમારામાં ઘણા મોટા જથ્થામાં જમા થયલા હું જોઉંછ."

"અને તે સઘળું જાણવા અને માનવા છતાં હું જોઉંછ કે એ બાબદમાં તમારી બાહાલી આપવામાં તમે કાંઇક આંચકી ખાઓછ."

"હા, હું આંચકી ખાઉંછ, યારજંગ, કેમકે હું ઘણાક ગુંચવાડાથી ઘેરાઇ ગયલો છેઉં."

"અને તે ગુંચવાડા ?"

"તે ગુંચવાડા તમને કેમ સમજાવવો તે હું જાણતો નથી, અને તોપણુ તે થોડા ઘણોબી ખુલ્લો કરી તમને સમજાવવાની જરૂર છે. એટલું તો હું ધારી શકું કેની કે આપણા વચ્ચે જે વાત થાય તે તદન ખાનગી રહેશે ?"

"ખચ્ચીતજ, તે વિશે એક ગૃહસ્થ તરીકેની મારી જમાનત તમો પુરતી ધારી શકો તો તે હું આપવાને તૈયાર છું."

"અને તે માટે હું તમારો ઉપકાર માનુછ." નવાબ બોલ્યો અને જે તે જાહેર કરનાર હતો તે જાહેર કરતાં તેને શું એક ભોગ આપવો પડતો હોય તેમ થોડાક વખત વિચાર કરી તે બોલ્યો, "તમો મારી બેટી સલીમાને ચાહોછ તો તેનો હાથ મેળવવાના બદલામાં તમને કાંઇક ભોગબી આપવો પડે તો આપો ?"

"ભોગ આપવો પડે ?" યારજંગે ચોંકીને પુછ્યું, "એ તમે શું બોલોછ, નવાબ સાહેબ? હું તો કાંઇ અટકળ વટીક કરી શકતો નથી.

"એમ સમજો, નવાબ, કે જે ચીજપર તમારૂં દીલ લાગ્યું હોય તે ચીજ હાથ કરતાં કાંઈ મોટી રકમનો તમને ભોગ આપવો પડે તો તે આપવાને તમે ખુશી થાવો કે ?"

"હા, કોઇ ચોક્કસ ઘોડા કે કુતરાપર મારૂં દીલ લાગ્યું તો તે મેળવી મારાં મનને માત્ર રાજી રાખવા ખાતર કાંઇક

મોટીબી રકમ કાઢી આપું ખરો, તો જો કે તેવા વાહીયાત ફાંટાને આધીન થવા જેવું નબળું મગજ હું ધરાવતો નથી; પણ જ્યારે એક ખુબસુરત, સાલેસ, સભ્યાસુ છોકરીને મારી પોતાની પરણેતર બનાવવાનું મારાં મનપર લેઉં તો તે બાબદને સોદાગરીના એક કમીના સોદા જેવી તુચ્છ ગણવાને હું અલગત ના પાડું."

"પણ જો હું તમારા સસરા તરીકે તમારે હાથ એક મોટી રકમની મેહેરબાની માગું તો?"

"તો જે મદદ આપવા હું દોસ્તીનો તરીકો જાળવું તે મદદની માંગણી શાદીનાં સાટાં તરીકેની પથણ દાખલ તો હું તુચ્છકારીજ કાઢું. સાદી એબારતમાં તમને કહું તો મારા બોલવાનો અર્થ એમ થાય કે, તમો સાહેબ, જો મને તમારી બેટીને ખરીદી લેવાજ કહેતા હોવ તો તેના જવાબમાં હું એટલુંજ કહી શકું કે એ વાત અત્રેજ પડતી નાંખેલી સારી. તેથી જો કે મારી સઘળી આશા ધુળ મળશે, મારી મનની ઉમેદ કચડાઈ જશે તે છતાં–તે સઘળું છતાં–તમારી તે માનવંત બેટીને સોદાગરીના નકદ સોદા જેવી હીણી હાલતે મારે હાથે પોંહોંચાડવાને હું સાફ ના પાડું છ." આટલું બોલી યારજંગ પોતાની બેઠકપરથી ઉઠયો અને નવાબના છેવટના જવાબની રાહ જોતો ઉભો.

"આજનો મેળાપ મને કેટલો લજવાવનારો, કેટલું નીચું જોવાડનારો અને મારાં મનને કેટલો દુઃખી કરનારો છે તેની તમને ખબર નથી." નવાબ ધીમેથી અને ધ્રુજતે અવાજે જાણે યારજંગને કાલાવાલા કરી કાંઇ સમજાવતો હોય એમ બોલ્યો, "પણ એક સખ્તમાં સખ્ત ફરજનો માર્યો મને—"

"ત્યારે તો મારી માંગણીના જવાબમાં મારાં મનને પેશ પડતું તમો સાહેબને કશુંજ કેહેવું નથી?"

' આહ! મારા જવાન દોસ્ત, તું મારી વ્હાલી બેટીને દુઃખના ગારમાં ડુબાડી મારશે, કેમકે તે તુંને ચાહેછ, ઘણુજ મજબુત પ્યારથી ચાહેછ."

"અને ખુદા શાહેદ છે કે હું તેને કેટલા અથાગ પ્યારથી ચાહુંછ." ચારજંગ બોલ્યો અને તેનું આ બોલવું લાગણીથી ભરપુર હતું, "તે સઘળું છતાં ભવિષ્યની બેગમ સલીમા ચારજંગને એક તુચ્છ સોદાગરીના નીચ સોદાની હલકી પંકતીએ ઉતારી દેવા જેટલી હીંમત કરવાને મારી લાગણીને હું લલચાવી શકતો નથી. હા, મારી મરજીથી તે પોતાનો દરજ્જો આપઅખતીયારીથી જાળવી શકે એવી કોઇ સધ્ધર રકમ તેણીનાં નામપર રવાને તૈયાર છું. પણ તે ઉપરાંત—"

"નામવર અમીર, તે ઉપરાંત તો કાંઇ જોઇયેજ જોઇએ. એવું કાંઇ મને મેળવી આપ કે જે મને પાંચ લાખ રૂપ્યા આપે અને મારી બેટી તારીજ છે સમજ."

"આહ! ત્યારે તો તમો નામદાર તે માટે પેલા જરદાર અને લાયક વકીલ સાઅદતખાંન જેઓ હમણાં હમણાં પડયા પાથર્યા સાબેરગંજમાં વસેછ, તેમને પકડો." ચારજંગ નવાબની ઉપલી માંગણીથી તેને ઉપજેલો ગુસ્સો અને ધિક્કાર જેમ તેમ દબાવી રાખી બોલ્યો.

"આહ! તે કંગાલ! ચારજંગ મારીપર દયા કર! તારી સનમુખ એવા એક હૈયાં કુટેલાને—"

"હા, પણ તમારી બેટીને એક બજારૂ ચીજ જેવી હલકી પાડવાની તમારી એ યોજના મારીથી સાંખીજ નથી શકાતીની? તેથી તો ઉલટું એવું થયુંછ કે તમો માટે જે થોડી ઘણી દિલસોજી હું ધરાવતો હતો તે પણ આજે નાશ પામીછ, સલામ આલેકુમ."

માત્ર આટલું બોલી ચારજંગ તે ઓરડામાંથી ચાલી ગયો.

## પ્રકરણ ૪૦ મું.

## નિરાશાની શીહાઇમાં આશાનું કીરણ.

થોડીજ પલમાં સલીમાને ખબર મળી કે નવાબની મુલાકાત લઇ યારજંગ મેહેલ છોડી ચાલી ગયો હતો અને તેટલું તેણીને કાને આવતાંજ તેણીનું મગજ ઠણકયું. નુરજહાંને પણ તે મુલાકાતનો સેહેજ ઇશારો થતાંજ તેણીને ગીલગીલ્યાં છુટયાં અને ખરી વાત શું બની હતી તે વિષેની તેણીની ગમે તેટલી અધિરાઇ છતાં તે જાણવાથી તે બેનસીબ રહી.

આખરે નવાબ યારજંગ તરફથી સલીમાને એક ચીઠી મળી જે તેણીએ તુરત ઉખેડી અને વીજલીની ઝડપે તે વાંચી. તેમાં તેણે તેણીને જણાવ્યું હતું કે તેણે તેણીના બાપની બહાલી મેળવવાની કોશેશ કીધી હતી પણ ચોક્કસ સબબોને લીધે તેમાં તેને ફત્તેહ મળી નથી. જે સબબો એ રીતે તેઓ બન્નેનાં સુખના શત્રુ થઇ પડયા હતા તે સબબોથી તેણીએ પોતે તેણીના બાપ આગલ જઇ વાકેફ થવું; તેમાં તેણે વળી એટલો ઉમેરો કરી સલીમાને હરખાવી હતી કે તેણીની તરફ જે અથાગ પ્યાર તે ધરાવતો હતો તેની તેણીને ખાત્રી આપવા તે જ્યાં સુધી કુંવારી હશે ત્યાં સુધી તે પોતે કદીબી કોઇ બીજી સાથે શાદીના ગાંઠથી જોડાશે નહીં.

એ રીતે તે જવાન અબલાના હોઠ આગળ આવેલી જામમાં કાંઇ બધોજ કડવાસ ભર્યો ન હતો, તેમાં જરા મીઠાસની પણ ભેળ હતી. તે ચીઠીમાંના છેલ્લા યકરારથી સલીમા–સોહામણી સુંદર સલીમાને ખાતરી મળી કે તે જવાન ઉમરાવ તેણીને ચાહતો હતો; અને તે ખાતરી તેણીના હમણાં ચચરતા જખમપર ઠંડા મલમ જેવી હાલ તુરત થઇ પડી, અને તેણીને તે ચીઠીના ઉપલા ભાગથી ઉપજેલી

નિરાશાનો આંચકો જરા નરમ પડતાંજ તેના છેલ્લા ભાગથી તેણીને ઘણોજ સંતોષ પ્રાપ્ત થયો.

બપોરે સલીમાને તેણીના પેદર તરફથી પેગામ મળ્યો કે તેણીએ તેને તેના કમ્રેખાસમાં મળવું. આ પેગામ મળતી વખતે તેણીની સાથે નુરજહાં પણ હતી અને તે પેગામ સાંભળી તે પણ તેણીની સાથે ત્યાં જવા કરતી હતી, પણ, તેટલાં જે નોકર તે પેગામ લઇ આવ્યો હતો તેણે સલીમા તરફ જોઇ નુરજહાં સાંભળે તેમ કહ્યું, " બાનુ, તમને એકલાંનેજ નામવર હુઝુર બોલાવેછે. " આ ટકોર એક નોકરથી સાંભળી નુરજહાં બીચારી ફજેત થઇ પછાત પડી ગઈ, અને એ રીતે સલીમા સાથના પોતાના મેલાપમાં તેણીના બાપે તેણીને બાકાત રાખ્યાથી તે બીચારી ઘણીજ ખીજવાઇ.

સલીમા પોતાના બાપ આગળ ગઇ અને તે બન્નેની નજર એક થતાં સલીમાનું હૈયું ભરાઈ આવ્યું અને નવાબના ખોળાપર માથું નાંખી તે રડી પડી. નવાબની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યાં, પણ, તે છતાં તેણે પોતાની બેટીને ઘણાજ માયાળુ સોખન ઓચરી બનતા પ્યારથી પટાવી;—તેઓ બન્ને શાંત થતાં નવાબે સલીમાથી જાણવા માંગ્યું કે યારજંગે તેણીને તેમની મુલાકાતના પરીણામથી વાકેફ કીધી હતી કે નહીં? જેના જવાબમાં તેણીએ યારજંગની પેલી ચીઠીજ તેના હાથમાં મુકી, જે તેણે ઉદાસ અને ગમગીન ચેહરે વાંચવા માંડી; પણ જેવો તે, તે ચીઠીના છેલ્લા ભાગ પર આવ્યો કે તેનો ચ્હેરો ખુશાલીથી ખીલી રહ્યો અને પોતાની બેટીને તે ગોદમાં દાબી બોલ્યો, "ગભરા ના, બેટી, નાઉમેદ ના થા; હજીબી, હજીબી, તે કંગાળ સાઅદતખાંનની બોહોંસપર તું તે ભલા નવાબની બેગમ થશે!"

# પ્રકરણ ૪૧ મું.
## ઝેહેરી સાપ.

જે દીને ઉપલો બનાવ બન્યો તેજ દીવસની રાતે નવ અને દશની વચ્ચેનો અમલ થયો હતો અને નવાબ સાબેર-ઉદ-દઉલા પોતાના કમ્રેખાસમાં એક કેતાબ હાથમાં લઇ વાંચતો જેવો બેઠેલો હતો. તેની આંખો તે કેતાબનાં પાણાંપર ચીટકી હતી, મગર, તેના વિચારો કેઠે દુર દુર ભટકતા હતા. આસ્તેથી કોઇયે તે ઓરડાનું અળગું બંધ કીધેલું બારણું ઠોકયું અને નવાબે અંદર આવવાનો હુકમ આપતાંજ તે ઉઘાડી દાસી ગુલનાર પોતાના અંગુઠાપર ચાલતી અંદર આવી.

તેને જોતાંજ નવાબ ચોંકયો, કેમકે તેને લાગ્યું કે તે દાસીની આ મુલાકાત કાંઇ બેગમના સંબંધમાં હોવી જોઇયે, બાકી કાંઇ બીજાં કામકાજને માટે તો નવાબના પોતાના નોકર સીવાય કોઇબી દાસીને તેવણના ઓરડામાં આવવાની સખ્ત મના હતી.

"મેં લીધેલી આ અસાધારણ છુટને માટે આપ નામદાર, બંદીને માફ કરશો, અને જે મારે કેહેવુંછ તે બે ઘડી ધ્યાનથી સાંભળી લેવાની મહેરબાની ફરમાવશો એવી હું ઉમેદ રાખુંછ."

"બોલ, બોલ, ગુલનાર, તું કાંઇ બેગમ સાહેબને લગતી—"

"નહીં, હુઝુર, મારે જે વાત કરવીછ તે નવાબજાદા રેહેમતખાનને લગતી છે."

"તેનું શું?" નવાબે અધીરાઇથી પુછ્યું, "બોલ?"

"સાહેબ, ગભરાવો ના, ધીરજ પકડો; એવું કાંઇજ નથી બન્યું કે જેના સંબંધમાં ધીરેથી અને શાંતપણે કામ લેતાં તે ઉલટું બગડે, તેમજ વળી તે નહીંજ સુધરી શકે તેટલી બધી

હદ સુધીબી તે પહોંચ્યું નથી, મગર, હું કમીની બંદીની અરજ એટલીજ છે કે નાહક ઉશ્કેરાઇ ન જતાં જે હું કહું તે માત્ર ધ્યાનથી સાંભળવું."

"ઠીક છે, ગુલનાર, ચાલ તારી વાત આગળ ચલાવ."

"થોડોક વખત આગમજ, નામવર સરકાર, જે દીને આ મેહેલમાં પેલો ભયાનક બનાવ બન્યો તેજ દીવસની સહવારે—"

"પણ તે બનાવ અત્રે તાજો કીધાની મતલબ?"

"નહીં, હુઝુર, એ તો તે ચોક્કસ દીવસ યાદ કરતાંજ માત્ર મારે તે બનાવની યાદને છંછેરવી પડી, બાકી તેની સાથે મારી વાતને કશુંબી સનાનસુતકજ નથી. ત્યારે તે દીવસની સહવારે એક જવાન દરજણની છોકરી બેગમ સાહેબે સીવાડેલો પેલો જરરીન જભો લેઇને આવી હતી. તે ઘણીજ ખુબસુરત, શરમાળ અને શાન શૌકતવાળી હતી, એટલું તો મારે તેણીને ઈનસાફ આપવા ખાતર કહેવુંજ જોઇએ. હવે તેજ છોડી સાથે આજે મેં નવાબજાદા રેહમતને જોયો."

"ઓ તારૂં ભલું થાયરે તારૂં, ગુલનાર, તું મને એજ કહેવા આવી કે? હું જાણુંછ કે જવાન તે આખરે ઠરેને જવાનજ. તેઓ કોઇ એવા તો ફોલાદી હોયજ નહીં કે આસપાસની લાલચને વશ તેઓ થાયજ નહીં; અને જ્યાં સુધી મારો બેટો એવું કાંઇ કરે નહીં કે જેથી તેનાં નામને યા તેનાં ખાનદાનને નીચું જોવું પડે ત્યાં સુધી હું તેનાં કામકાજની આડે આવવું વાજબી જોતો નથી."

"પણ, તમો નામવરે મારી વાત સઘળી સાંભળીછ કયાં? નવાબજાદા રેહમતખાંનું એ પગલું મને પણ તેવું નજીવું લાગું હતે તો તેની હીલચાલપર જાસુસપણું કરી ચાલી ચલાવીને આં તે

બનાવની ચુગલી ખાવા આવતેજ નહીં, પણ જ્યારે મેં જોયું કે તેની એ બાજીમાં કાંઇ બીજેજ અને વધારે ઉંડો ભરમ—"

"એટલે, એ તુ શું બકેછ, ગુલનાર? શું તું એમ કહેવા માંગેછ કે સરફરાજ ખાનદાનનો એકલો હૈયાત વારસ એક કમીની અને કંગાળ દરજણની પોરી સાથે પરણવાનો વિચાર રાખેછ?"

"મને તો તેવુંજ કાંઇ લાગેછ, મેહેરબાન."

"નહીં: એમ બનેજ કેમ?" નવાબ ઉશ્કેરાઇ જઇ બોલ્યો.

"ત્યારે તો નામવાર, એ વિશે તમારી પક્કી ખાતરીજ હોય તો. મારે એ બાબદ વિશે હવે કાંઇ વધુ બોલવું નથી, તેટલા માટે હું આપની રૂખસદ ચાહુંછ."

"થોભ! એ બાબદ એટલી ગંભીર છે કે તેને બધી તરફથી તપાસવી ઘટેછ."

"તેવું તો મારૂંબી આધીન મત છે, મુરબ્બી સાહેબ."

"ઠીક ત્યારે, તું જે કહેવા માંગેછ, તે બધું જરા ખુલાસાથી કહી દે."

"ત્યારે, નીમકપરવર, હું તમને જે કહેવા જતી હતી તે એ કે 'રીચી રોડ'પરથી આજે સહવારે હું પસાર થઇ જતી હતી તેટલાં મેં નવાબજાદા રેહેમતને એક જવાન અબળાની પાંખડી વળગી તેજ રસ્તે મારી જરા આગળ ચાલતાં દીઠો, અને જરા ધ્યાનથી જોતાં તે અબળાને મેં પેલી કહી તે દરજણની પોરી તરીકે તુરત પીછાણી."

"દરજણની પોરી સાથે પાંખડી વળગીને—અને રીચી રોડ જેવા રસ્તાપરથી, ધોળે દીવસે!"

"હા, મેહેરબાન સાહેબ, તે જવાન અબળા ઘણીજ સાદા અને સુઘડ પોશાકમાં સજ થયલી હતી અને જે કોઇ તેને દરજણની

પોરી તરીકે નહીંજ ઓળખતું હોય તો તે એમજ સમજે કે તે કોઇ મોટે ઘરની બાનુંજ હશે"

"પણ, તે ગમે તે હોય, તોણી રેહેમતે તેની સાથે એમ દીસે તે લાડ કેવો કરવાનો!"

"નહીં હુઝુર, હું માનવાને સાફ ના પાડુંછ કે તે તેની સાથે કોઇ 'લાડ' કરતી અલફાતુ અબળા હતી. હવે તમો નામવરને તો ખબર છે કે મરદ કરતાં ઔરતની નજરશકિત અને ભેદભરમ ઉકલાવવાની મગજશકિત ઘણી તેજ અને ઘણી ચંચલ હોયછ, અને તેની શક્તિની હું કમીની ઉપરબી કાંઇક નિવાજેશ થયલી હોવાથી તમને ખાતરી આપવાને હું તૈયાર છેઉં, કે, તમો ધારોછ તેમ તે અબળા તેની કાંઇ પગારદાર સહી છેજ નહીં. મેં તેઓની હીલચાલપર ખુબ બારીક ધ્યાન આપ્યું અને જેમ જેમ તેમને હું જોતી ગઇ તેમ તેમ મારી ખાતરી મુસ્તકીમ થતી ગઇ કે તે બે વચ્ચેનો સંબંધ કાંઇ જુદોજ ભરમ ધરાવેછ. એક ઓરત તરફની તેના ખાવીંદની વર્તણુંક અને એક માશુક તરફની તેના આશકની રીતભાત, એક પગારદાર સહી તરફની એક જવાનની હીલચાલથી સદંતર જુદીજ કીસમની હોયછ."

"પણ તે છોકરી જો એ છેલ્લા વર્ગમાં તરતનીજ આવી હોય તો તેણે હજી પોતાનું શરમાળપણું છોડયું નહીં હોય અને તેણીની ઓસક હજી કમી થઇ નહીં હોય!"

"તે સઘળું છતાં એક પગારદાર સહીને ઓળખની ઘણી સહેલ છે. જુવો તેઓ રીચીરોડપરથી નીકળી જોહરી બાઝારમાં ગયાં, જયાંની એક દુકાન આગળ તેઓ ઉભાં જે વખતે મેં જોયું કે, તેણીને બરનું કાંઇ લેવા રહેમતે તેણીને ઘણી સમજાવી, પણ તે છોડી એકની બે થઇ નહીં, તે તો દુકાનપર ચઢીજ નહીં તો! હવો

હવે મને કહો કે આટલી પતાવટ છતાંણી કયી પગારદાર ઓરત એ જેવરની એ લાલચથી બાઝ રહી શકે? અને તે તેણીનું ના પાડવુંણી કેવું હતું? ઘણુંજ નાજુક ઘણુંજ ઓસકભરેલું અને તોબી એવું મક્કમ કે રહેમતે તેને લઇ ત્યાંથી ચાલુજ મુકયું."

"તેં જોયલાં એ ઢણુકને ત્યારે તું કાંઇ ઘણી અસાધારણ અગત્યતા લાગુ પાડતી જણાયછ?" જો કે આટલી વાતચીત પરથી નવાબની ખાતરી તો થવા આવી હતી કે "દાળમાં કાંઇ કાળું" હોવું તો જોઇયે, તો પણ, હજી જાણે તે દાસીની વાત પુરેપુરી સાચી તરીકે માની લેવાને તે રાજી નહીંજ હોય તેમ તે બોલ્યો.

"નહીંજી, તેમ નથી, મેહેરબાનઃ-હું એક ઔરત છેઉં અને ઔરતનીજ આંખે જોઇ હું મારો વિચાર બાંધુંછ. ત્યારે શું તમો સાહેબ એમ સમજોછ કે તે વિચાર બાંધવાને જોઇતી સાબેતીઓ એકઠી કરવાને હું પછાત પડી હોઇશ? નહીં, તે બન્નેની પાંખડી વળગી ચાલવાની ઢપ, તેણીની તરફની રહેમતની અદા અને રહેમત તરફનો તેણીનો મલ્હાજો અને એવી એવી તો એક હજાર અને એક નીશાનીથી મારી ખાત્રી થઇ કે તેમની એકમેક તરફની વર્તણુંક, થોડુંકમાં જોડાઇને એક થનારાં સાચા પ્યારનાં પાક પુંજારીઓજ એકમેક તરફ દેખાડે. તેઓના સંબંધમાં અનીતિમાન કે પાપ જેવું મને કશું જણાયું નહીં. વળી તે જોહરી બાઝારમાંથી પાછાં ફરી તેઓ રીચી બાગ આગળ આવ્યાં, જ્યાંથી છુટાં પડતાં તે અબળા તેને રસ્તે ગઇ અને રહેમત રહેમતને રસ્તે ચાલતો થયો; કાંય નહીં રહેમત તેને ઘરેજ ગયો? વારૂ, ઘરે તો નહીં પણ તેણીને મુકવા વટીક તે કાંય નહીં ગયો? અલબત તેણીનું ઘર ત્યાંથી દુર છે ખરૂં—"

"ત્યારે તો તું તેની પુઠે પુઠે જઇ તેણીનું ઘરબી જોઇ આવી કે?"

"હા, સરકાર, તે ગુલાબખાંની ફેલમાંનાં એક નાનાં પણ આબરૂદાર દેખાવનાં ગરીબ ઘરના એક મજલાપર રહેછ. ત્યારે શું હજી તમે એમ સમજી મનેબી એમ સમજાવવા માંગોછ કે તે કોઇ રહેમતની પગારદાર સહીજ હશે? જો તેમ હતે તો તેણીને રહેવાને માટે એક ફાંકડું મકાન નહીં હતે? અને તેમ હતે તો તેણીને રીચી બાગ આગળ છોડી દેવાને બદલે તે તેણીની સાથે ત્યાં નહીં જતે? નહીં, નહીં તેઓ વચ્ચેની દરેક હીલચાલમાં મેં તો અદબ અંદાજાનો અંતર જોયો. તેણી જે મકાનમાં રહેછ તે વિશેબી મેં ત્યાંની એક દુકાનમાં પુછપરછ કીધી તો મને જણાયું કે તે મકાનમાં વસનારાં બધાંજ ગરીબ પણ આબરૂદાર છે અને તેણીને માટે પુછતાં તો તે દુકાનદાર તેણીની એવી તારીફ કરવા લાગ્યો કે જાણે મુવાની જબાં તો નરી કંચની!"

"વારૂં, તેણીનું તું નામ જાણુતી હશેની?"

"હાજી, ગુલઝાર કરીમ."

"વાહ! નામ કેવું મજેહનું અને મધુર છે? પણ, વારૂં તું એમ ખાત્રીથી કહેછ જે રહેમત તે નીતિમાન તો પણ ગરીબ અને તેવી કમીની અબળા સાથે શાદી કરવાનો વિચાર રાખેછ?"

"મારી તો તે વિશે પક્કીજ ખાતરી છે, કેમકે તે તેની ખુબસુરતીપર દેવાનો થઈ ગયોછ."

"તેમ જો હોય તો તેનાં સરમાં ખલલ થયલી હોવી જોઇયે, અને મારા એ બેટાની હમણાં હમણાંની ચાલચલણ હવે જ્યારે હું યાદ કરૂંછ ત્યારે મનેબી ખ્યાલ થાયછ કે તે તદન બદલાયલી માલમ પડેછ. આટલું સુધી તે ઉપર મેં કાંઇ ગંભીર વિચાર નહીં

કીધો કેમકે હું સમજ્યો કે હશે કાંઇ બીજા ત્રીજા ગુંચવાડાને લીધે એનું મગજ વિચારવંત બની ગયું હશે. હમણાં થોડુંક થયું નથી તે કેઠે જતો, નથી તે પોતાની બેહનો સાથે ભેળાતો, અને બાહાર જાયછ તો તુરત વખતસર આવીને ઉભો રેહેછ, અને જો બાહાર કેઠે નથી જતો તો એકલો બગીચામાં ફેરેછ, નહીં તો, પોતાના ઓરડામાં બેસીને વાંચ્યા કરેછ! નહીં તોબી હમણાં હમણાં નાચપાર્ટીનાં, જલસાનાં રંગીન મીજલસનાં તેણે કેટલાં તેડાં ના પાડયાં. કમનસીબ છોકરો! એ શું ખરેખર સરફરાજ ખાનદાનને હીણુંજ લગાડવા બેઠોછ!"

"એક જવાન નવાબજાદો, ખાનદાનની મગરૂરી નહીં ધરાવતી એક ગરીબ અબળાને પરણે તેમાં તે જવાનનાં ખાનદાનને હીણું લાગે કે નહીં, તેની મને ખબર નથી, પણ મારી તમો સાહેબને સલાહ છે કે રહેમત અને તે દરજણ પોરી વચ્ચેના સંબંધનો અંત લાવવાનું કામ મને સોંપો."

"નહીં, ગુલનાર તે તો કામ મારૂં છે, હું તેને હમણાંજ મારી હજુરમાં બોલાવી મંગાઉંછ અને તેની એ મુર્ખાઇને માટે તેને સખ્ત ઠપકો આપું."

"તેમ જો કરશો તો રહેમત વધુ હઠીલો થશે અને મનમાં ગોખી રાખેલી નેમ ઉતાવળે પાર પાડવાને તે લલચાશે, કેમકે તમને એટલુંબી યાદ રાખવાનું છે, કે નવાબજાદો ઉંમરે પોંહોંચી ચુકયોછ એટલે પોતાનું સુઝયું કરવાને તે મુખ્તયાર છે."

"હા, તેબી ખરૂં! ત્યારે તું શું ઇલાજ સુચવેછ?"

"તે ઇલાજની સઘળી તરતીબ મારે હસ્તકજ રેહેવા દેશો?"

"હા, કેમકે તેં મને તારી અક્કલ હુશીયારી, ચાલાકી, ચતુરાઈ, અને દાવપેજની એટલી સાબેતી આપીછ કે એ બાબદ તારા

હાથમાં સોંપવામાં મને શું અડચણ હોય તે હું જોઇ શકતો નથી. જ્યારે હું તો જાણે એ બાબદ વિશે કાંઇજં જાણુતો નથી તેમજ રહુંની ?"

"હાજી, અને બેગમ સાહેબને એ વાતથી વાકેફ કરવાની કાંઇજ જરૂર નથી."

"ખચીતજ નહીં, એક તો તેણીની દેહ હમણાં નાજુક થઇ ગયલી તેમાં વળી જરાસરખા ચીરડાટથી તે બગડી આવે! વારૂ, કંઇ બીજું તારે કેહેવુંછ ?"

"હા, મારા મેહેરબાન, મારી યોજના મારા મનમાં મેં ઘડેલી તૈયાર છે, ફકત એકજ બાબદમાં તમારી મદદની જરૂર છે."

"તે શું ? બોલ."

"તે એટલુંજ કે તમારી સાથે તમારી ઉંઘાડી ગાડીમાં રીચી બાગ તરફ સાંજે ચાર ને પાંચની વચ્ચે ફરવા આવવા રહેમત અને નુરજહાંને તમે લલચાવી શકશો ?"

"હા, તેમણી બની શકશે."

"ત્યારે તો જુવોની, હુજુર, કાંઇ એવું કરજો કે રેહેમત અને નુરજહાં એકજ બેઠકપર સાથેજ બેસે અને કાંઇ એવી વાત છેડજો કે તેમાં તેઓ એકમેક તરફ હસી હસીને ભાગ લેય. એમ થઇ શકશે કેની ?"

"હા, એ કામ થયુંજ સમજ, ગુલનાર."

"ત્યારે તો મારૂંબી કામ પાર થયુંજ સમજો-હા, પણ જો પેલી ગુલઝાર હું ધારૂંછ તેવી પાક મનની ભોળીભાળી હોય તોજ હં કે! નહીં તો પછી વળી કાંઇ બીજીજ બાજી અજમાવવી પડશે. ઔરતમાં કયાં એકજ લખણ પડેલું હોયછ ?"

"ઠીક છે, કાંઇ બીજું કેહેવુંછ ?"

"નહીં, નામવર સાહેબ," અને એમ બોલી તે સત્યાનાસીની સળી અંગાર કાંડીની દીવાસળી નવાબ સાહેબને નમન કરી ચાલી ગઇ અને નવાબ સાહેબ તેવણે હમણાંજ સાંભળેલી વાતપર લંબાણથી વિચાર કરતા બેઠા.

## પ્રકરણ ૪૨ મું.

## મીઠી છૂરી.

બીજે દહાડે બપોરે બે વાગે રેહમત અને ગુલઝાર ધારા મુજબ રીચીબાગમાં મળયાં અને ઝાડોની ઠંડી ઘટાની હેઠળ બે એક કલાક સુધી તેઓ એકમેકની મોહબતમાં એવાં ચકચુર બની ફર્યાં કે તે બે કલાકનો વખત એક જાણે ચપળ પંખીની પાંખપર તે સ્વાર થયો હોય તેમ નીકળી ગયો.

આહ ! પોતાના નવજવાન આશકની પડખે રહી તાજી હવાનો દમ લેતી આપણી માનીતી ગરીબ ગુલઝારને માટે આ કેવા સુખી દહાડા ? પ્રિય વાંચનાર, ખરૂં કહેજે કે આ વારતાની શુરૂઆતમાં તે બીચારીને ગરીબીની ઘંટી તળે પીસાતી જ્યારે તેં દીઠી હતી, ત્યારે તેં સ્વપ્નેબી માન્યું હતું કે તે ગરીબ બાળાનાં નસીબમાં આવી એકુ ઘડી સરજેલી હશે ? તે વખતે જે ગુલાબી રંગ તેણીનાં ગાલની સપાટી ઉપર ચઢી આવવાનાં જે ફાંફાં મારતો હતો, તે આજે આખરે પોતાની કોશેશમાં પોતાને ફતેહ વેલો જોઇ દાંત દેખાડી હસ્તો તેણીના ગાલ ઉપર બેઠો હતો. હા, તનદરોસ્તીની તાજગીથી તેણીનું આખું તન બદન તરરેતાજેહ બની રહ્યું હતું. તેણીની કાળી મોટી આંખોમાં ચમકતું નુર તદન સાફ અને નીરમલ પ્રકાશતું થયું હતું, તેણીના હોઠ ઉપરનો રતાશ વધુ અને વધુ રંગ

પકડી રહ્યો અને ઘડી ઘડી હસવાથી તે નાજનીના મોંહની જડાવદાર દાબડી ખુલતાં તેમાં ગોઠવી મુકેલી મોતીની હાર માળા તેટલીજ વારે ઘડીયે દેખાયા કરતી હતી. યા ખુદા ! એ તારાં ફરેબી ફલકનો કેવો ફેરાવન ફાંટો કે જીનતની હુરનેબી લજ્જામાં નાંખે એવું ફીરેશતાઇ નુર ધરાવતી તે નિરદોષ બાળાનાં સુખનું સર્યાંમ સત્યાનાશ વાળવાને દગલબાજી જન્મ પામી તે કીનાની પાપી હુંફમાં પોખાઇ તૈયાર ટટણુખાર બનતી હતી ?

અને તેમ ખરેખરૂં હતુંજ ! પોતાના આશકથી તરતનીજ છુટી પડેલી ગુલઝાર વળી પાછી કાલે તેને મળવાની ઉમેદથી પોતાનાં ઘર તરફનો રસ્તો લેતી હતી, તેટલાં, તેણીની નજર દાસી ગુલનારપર પડી. ગુલઝારે તેણીને બેગમ બદ્રુલબહારની માનીતી વડી દાસી દાખલ ઓળખી, પણ ગુલનારે, તેણીને જાણે ઓળખતી નહીં હોય તેમ અખાડાજ કીધા.

ગુલઝાર તેણીની નજર સાથે નજર મેળવી માત્ર ડોકી કરી ચાલી જતી હતી, પણ, તેટલાં પેલીએ તેણીને થોભાવી અને તેણી તરફ ટીકી ટીકીને જોઇને પુછયું–

"છોકરી, તું મને કાંઇ ધ્યાનમાં આવેછ ખરી, પણ મેં તને કહાં જોઇછ તે મને યાદ નથી આવતું."

"હું ધારૂછ, તમો બેગમ સાહેબ બદ્રુલબહારના મેહેલમાં નોકરી છોની ?" અને આ સવાલનો જવાબ તેણીને 'હા'માં મળતાં તેણીએ પોતાની ઓળખ આપી કે "ત્યારે તો એક દીવસ બાનુ ઇસ્મીદ્દડા સીમ્પીને ત્યાંથી જરરીન જભો હું તમારાં બાઇ સાહેબને માટે લઇને આવીતી તે તમને યાદ છે ?"

"અરે, હા, ખરેખર." ગુલનાર બોલી, "હવે મને યાદ આવી, તેં તારૂં નામ ગુલઝાર કરીમ જણાવ્યું હતુંની ? કેમ, ગુલઝાર,

તું સારી પેઠે તો છેની? મેં તને તે વખતે જોઇ ને જોઇ કે મને તું ઘણીજ ગમી—એ માયરે, તું કેવી મજેહની લાગેછ? તું કેટલી ખુબસુરત છે?"

"પણ, બેગમ સાહેબ બદ્રુલબહાર કેમ છે? તેમના જખમ કાંઈ રૂઝાયા?" પોતાની ખુબસુરતીની તારીફને કશું વધુ વજણુ નહીં આપતાં વાત ફેરવવાને બાહાણે તેણીએ આ સવાલ પુછયો.

"હા, બેગમ સાહેબ તો તદન સાજાં થયાં, અને ઝખમણી રૂઝાઇ ગયો, પણ તેમની તે આગળી ઝમક તો ગઇજ જો." ગુલનારની મતલબ ગુલઝારને પોતાની વાતની મોહિની લગાડવાની હતી, પણ ગુલઝાર તેવી મોહિનીમાં પડે તેમાંની છોકરી હતીજ નહીં, અને વળી ગુલઝાર હાલ કાંઇબી વાતમાં રોકાઇ વખત કાઢવા માંગતીજ ન હતી, કેમકે, તેણીએ પોતાના નેકાનો પોશાક જે પોતાનેજ હાથે તૈયાર કરવા માંડયો હતો તે જેમ બને તેમ જલ્દી પુરો કરવાના વિચારથી ઘરે જવાને ઘણીજ આતુર હતી.

"હું ધારૂંછ, તું કેઠે અહીંજ રહેછની?"

"હા, હવે અંહીથી મારૂં ઘર ઘણું નજીક રહ્યું; ગમે તો જરા આવીને થાક ઉતારોની?"

"જો તને કાંઇ અડચણુ નહીં હોય તો તારા જેવી સાથે વધુ પીછાણુ પાડવાની આ તક હું ખુશીથી હાથ કરૂં."

ગુલઝાર તેને પોતાને ઘર લઇ ગઇ અને ગુલનારે જોયું કે તે ઓરડો ઘણોજ નાનો પણ સાફ અને સુઘડ હતો. જો કે રેહેમતે ગુલઝારને પૈસા સંબંધી બનતી સગવડ કરી આપી હતી, તો પણ, તે ભલી ઘરવાળીનું ઘર છોડવાનું યા તે ઓરડો છોડી બીજો કોઇ કુશાદે ઓરડો લેવાનું તેણીએ જરૂરનું નહીં જોયું હતું, તો જો કે ફરનીચરની બાબદમાં થોડી ઘણી જરૂર જોગી તે ખરચાળુ થઇ હતી

એમ અમારે કહેવું જોઇએ, પણ તે ફરનીચર વસાવતી વખતે તેણીએ શોભા કરતાં તનની તંદરોસ્તી સચવાય તેવી કાળજી વધુ રાખી હતી. કેમકે, તે જાણતી હતી કે હવેનું તેણીનું જીવવું તેણીના પોતા માટે નહીં પણ કોઇ બીજાનેજ માટે હતું.

તેણીએ નવા લીધેલા નાના પલંગપર તેણીની શાદીનો સાજ હજી અધુરી હાલતે પડેલો હતો. ગુલનારની નજર તે પર પડી અને તેણીની ખાતરીજ થઇ કે રેહેમતની મતલબ તેણીએ ધારી રાખેલી તેજ હતી.

તેણીની એ બાબતપર ખાતરી થતાંજ તેણીને જે પહેલો વિચાર આવ્યો હતો તે એ કે રેહેમતે તેણીને હજી સુધી આવી ઓરડીમાં કેમ પડી રહેવા દીધી હશે? અને તે ઉપરથી એક બીજો શક તેણીને ઉપજ્યો તે એ કે કદાચ તેણીનો આશક ખરેખર કોણ છે તેનીબી તેણીને ખબર નહીંજ હશે. કેમકે, જયારે તેણીએ બેગમ બદુલબાહારની વાત છેડી ત્યારે તેણીના ચેહેરાપર જરાબી ગભરાટ કે બેચેનીની નિશાણી જણાઇજ ન હતી.

"તને આ વખત તો સારૂં કામ મળેલું લાગેછ, ગુલઝાર?" તેણીએ તે પોશાકપર પોતાની નજર ટાંકી પુછયું.

"તમો ધારોછ કે એ ઘણો સુંદર છે?" એટલું પુછી તેણી લાલ લાલ થઇ ગઇ, કેમકે, તે વખાણ પામતો પોશાક તેણીનો પોતાનોજ છે એ જાણી તેણી ઘણી ખુશી થઇ.

"જરાક હાથમાં લઇને હું એ જોઉં?" અને આ સવાલના જવાબમાં ગુલઝારે તુરત તે પોષાક ધીરેથી ઉંચકી તેના હાથમાં મુકયો, જે તપાસતાં તે બોલી, "આહ! કેવો સાદો અને તોબી કેટલો શોભીતો! એ જો તું પ્હેરે ગુલઝાર તો કેવી દીપી રહે!" તે વળી પાછી

હસીને લાલ થઇ ગઇ અને તે પોશાક તેણીના હાથમાંથી લઇ તેને પાછો પલાંગપર મુકી તે ચાહે મુકવાની તૈયારી કરવા પડી, જે જોઇ ગુલનાર બોલી ઉઠી—

"બેહેન, મારે લીધે કાંઇજ તજદી ના લેતી, આજે મને કાંઇ ગમતું નથી કેમકે મારો જીવ આજે ઠેકાણે નથી"

"કાંય, કાંય, એવું તે શું બન્યુંછ જેણે તમને એટલાં બધાં રંજીદા કીધાંછ કે હું ગરીબને ત્હાંની તમને ચાહેણી પીવા નથી ગમતી ?"

"જોની, બેહેન, વાત એમ બની કે મારાં કરતાં એક વર્ષ નાની મારી એક બેહેન છે, જેને ફરેસ્તા જેવા ખુબસુરત પણ સેતાનનાં જેવાં કાળાં હૈયાંના એક જવાન સાથે દોસ્તી પડી. તેણે તેના હાથની માંગણી કીધી. જે તેણીએ કબુલ રાખતાં, શાદીનો દીવસ વટીક નક્કી થઇ ચુકયો અને બધી તૈયારી પુરી થઇ રહી, તેટલાં એક અભાગણી ઘડીએ તે બીચારીને તે મુજીએ તેણીના નીતિના રાહપરથી દૂર કરી તેણીને ફસાવી કેઠે છુપાછુપ તે નાહાસી ગયો. હવે થોડાક મહીના થયા મારી તે બેહેને એક બાળકનો જનમ આપ્યો અને હજી સુધી તે બચ્ચાંના હકદાર બાપ તરીકે જાહેર થવા તે આવ્યોજ નથી, જેના ગમમાં બીચારી મારી બેહેન સોહો-શઇ સુકાઇને મરવા સુતીછ !"

"અરેરે, કેવું જબુન પાપ!" અને આ બોલતી વખતે ગુલ-ઝારની આંખમાં પાણી આવી ગયાં.

"જ્યારે તે બીચારીનું દુ:ખ જોયા વગર તને આટલું લાગેછ તો હું તેની બેહેન જેવી બેહેનને કેટલું લાગતું હશે ? મેં તે મુજીને છેલ્લો જોયાને મહીનાઓ થયા તે પછી આજે સહવારે તેની ઉપર મારી નજર પડી; તે રીચી બાગ તરફ ધસ્યો જતો હતો,

હું તેની પુઠે લાગી પણ તેને પકડી પાડવામાં હું ફાવી નહીં. તોબી તેની ઉપર નજર રાખી તેની પુઠે હું ઘસડાતીજ ગઇ, પણ, રીચી બાગમાં દાખલ થઇ કોણ જાણે તે કયાં ગયબ થઇ ગયો તે મળ્યોજ નહીં, અને તેનું ઠેકાણુંબી કાંઇ મને ખબર નથી.”

“ત્યારે તો તે મળ્યોજ નહીં ?”

“નહીંરે, મુવો, નહીંજ મળ્યો, અને ફફડતી ચટકતી હું મારો રસ્તો લેતી’તી, તેટલાંમાં તું મળી એટલે બે ઘડી મન વેરવા તારા અરજને માન આપી અહીં આવી.”

“ખરેખર, તમારી આ હકીકતે મને ઘણી દુઃખી કીધી; બીચારી તમારી તે બેહેનને કેટલું દુઃખ થતું હશે ?”

“અરે, પણ, ગુલઝાર તું જો તેને જોય તો તું ઘડીભર નહીં માને કે આવો ફરેસ્તા જેવો જવાન આવું પાપી કામ કરે! તે હજી તો જવાનીમાં ફુટતો કુમળો છોડ છે. વીશ બાવીશ વર્ષની ઘણી તો તેની ઉંમર હશે. ચહેરાપર બધો પ્યાર, પણ તે પ્યારનાં પતલાં પડને તળ્યે કાતેલ ઝેર.”

“બાહારથી જે આવો ખુબસુરત, તે અંતરમાં એવો નજીસ અને મેલો એ કેટલું કમકમાટ ભરેલું !”

“આહ ! મારી વ્હાલી બેટી, તું કોઇ દાહાડે દેખાવપર ભુલતી ના હં ! તું જવાન છે, ખુબસુરત છે અને સાથે લાગી ભોળી છે, અને ભોળીઓને ભુલવવાનો ધંધો લેઇ બેઠેલા કોરગાઓની નજર તારીપર પડે એ બનવા જોગ છે. માફ કરજે, ગુલઝાર પણ તને મારા અનુભવને આધારે મને થોડીક સલાહ આપવાની લાલચ થાયછ, કેમકે—”

“નહીં, એમાં હું માફ શાનું કરૂં? ઉલટો મારે તમારો ઉપકાર માનવો જોઇયે, પણ તમેબી જાણીને ખુશી થશો કે એવા

કોરગાઓથી મારે હવે કશું બીહીવું નથી, કેમકે, થોડા વખતમાં એક ભલા અને ઉમદા ખવાસના જવાનની હું બીબી થનાર છેઉં."

"શું ? ત્યારે આ પોષાક તારોજ કે ? લાવ, ત્યારે તો હું તને મુબારકબાદી આપુંછ અને ખરાં દીલથી ચાહુંછ કે તમો બન્ને એક-મેકના પ્યારમાં સદા સુખી રહી લાંબી હયાતી ભોગવો !"

એ રીતે વાત કરતાં થોડોક હુખત નીકળી ગયો, અને એકાયક દાસી ગુલનારને યાદ આવી ગયું કે તેણીને કામે જવાનું હતું તે તો તેણી ભૂલીજ ગઇ હતી. તુરતજ તે જવા ઉઠી.

"પણ, હું તો કોઇ વખત આ તરફ આવેલી નહીં તે કહાંથી જવું ને કહાં નીકળવું તે તો હું જાણુતીજ નથી."

"તમને કહાં જવુંછ, તે મને કહોની હું તમને મુકવા આવું."

"ત્યારે તો તારી મોટી મેહેરબાની, જોની, બેહેન 'સાબેરગંજ' માં જવાં અગાઉ મને રીચી રોડ તરફ જવુંછ, જહાં મારી એક સહીને મળી પછી હું ઘેરે જવસ."

"રીચી રોડ તરફ જવુંછ ? ત્યારે તો ચાલોની રીચી બાગનેજ રસ્તે ચાલો. હું સાથે આવું."

અને તે દગલબાજ દાસીનેગી એવુંજ જોઇતું હતું. ગુલઝારે તુરતજ પાછાં કપડાં પહેરી લીધાં, અને ગુલનારે તેણીને રેહેમત અને નુરજહાં ઓળખે નહીં કરી છેક આંખ સુધી પોતાની ઓઢણીની સોડ નીચી તાણી. જેવાં તેઓ બાગ તરફ આવ્યાં કે નવાબની ગાડી આવતી ગુલનારને દેખાઇ. તે જરા નજીક આવે તેટલાં કાંઇને કાંઇ વાતમાં તે કસકુનમ દદાએ ગુલઝારને રોકી રાખી, અને જેવી તે બેઠેલાંનાં ચેહેરા દેખાય તેટલી નજીક આવી કે ગુલઝારને તેણીએ મજબુત હાથે પકડી અને ચીસ પાડી બોલી—

"આ તેજ–તે તેજ."

આથી તે બીચારી ભોળી બાળા બીધી અને ગભરાઈને આમ તેમ જોવા લાગી તો તેણીની નજર આગળથી બે ઘોડાની એક ઉઘાડી લેન્ડો ધસી ગઇ, જેની એક "સીટ"પર નવાબ પોતે બેઠો હતો, જ્યારે બીજાપર રેહમત અને નુરજહાંએ જગ્યા લીધી હતી, અને તેઓ ત્રણે હસી હસીને વાત કરતાં હતાં, પણ રેહમતની નજર ગુલઝારપર પડી નહીં.

તુરતજ એક દુઃખદાયક ચીતાર ગુલઝારની નજર સામે આવી ઉભો, અને એક છેડાયલી વાઘણની માફક ગુલનારને બાજુમાંથી પકડી તેણીએ પુછયું-

"ઓ! એ તું શું બકેછ, તું શું કહેછ ?"

"અરે! ત્યારે તો તે જવાનને પેલી જોડીની ગાડીમાં તેં જોયો નહીં કે ?"

"અરે, હા, પણ તેનું શું ? યા ખુદા ! જલ્દી બોલ." ગુલઝાર પગથી માથાં સુધી થરથર કાંપતી બોલી.

"તેજ પેલો લુચ્છો, પેલો પાપી, પેલો નાપાક, પેલો મારી બેહેનને ફસાવનાર મુજી !" જાણે ઉશ્કેરાઇ જઇને બોલતી હોય તેમ ગુલનાર બોલી.

"યા ખુદા ! દયા ! ઓ દયા !" ગુલઝાર-કમનસીબ ગુલઝાર ત્યાં રડી પડી અને જરા વારમાં બેભાન થઇ ગુલનારના પગ આગળ જમીનપર લોથ પોથ થઇને પડી.

## પ્રકરણ ૪૩ મું.

### "લાવ, દો મુઝે ઈનામ !"

ઉપલાં પ્રકરણમાં વર્ણવેલા બનાવને ત્રણ મહીના થઇ ગયા હતા; અને હાલ ઇંગ્રેજી જુલાઇ મહીનાની આખેરી આવી પુગી હતી.

એ ત્રણ મહીનાના અરસામાં “ સાબેરગંજ ” માં વસ્તાં કાંઇ કોના હૈયાંમાં ગમગીની પોતાને છુપો અને ધીમો પગપેસારો કરી ચુકી હતી. જવાન ખુબસુરત સલીમા જબુન નિરાશી અને કચડાઇ ગયલી આશાની માઠી અસર તળે ઝીમાતી જતી. નવાબજાદા રેહમતને કાંઇ છુપો ગમ લાગુ પડયો હતો, જે તેનાં તન બદનને કોતરી ખાતો જણાતો હતો. તેની જવાનીની ઝમક જતી રહી હતી અને તેને મનસે તેની જીંદગી એક બોજા જેવી થઇ પડી હતી. નવાબ સાબેર-ઉદ-દઉલા પોતે પોતાનાં બે વ્હાલાં બચ્ચાંઓને પોતાની નજર સામે એ રીતે રાહમાલ જતાં જોઇ ઘણોજ દુઃખી થતો હતો, તો જો કે તે બંનેનાં દુઃખના સબબોથી તે અંજાણ્યો ન હતો. બેગમ બદુલ બાહારે તો રફતે રફતે એકાંતવાસ સાથે એવો મજબૂત ગાંઠ બાંધ્યો હતો કે પોતાના ઓરડાના ઉંબરાની બાહર વટીક તે કવચીત નજરે પડતી. ગોયા તે ઓરડો તેના મુલક જેવો હતો અને તેણીના વિચારો તે મુલકમાં વસ્તી તેણીની રૈયત સમાન હતા.

તે આખા મેહેલમાં એવું એકજ જન હતું જે ઉપર દુઃખી વિચાર કે ગમગીનીના મરજે પોતાનો નેહેસ્ત દસ્ત લંબાવ્યો ન હતો. તે નવાબની બેટી નુરજહાં હતી; તે એટલી હૈયાંની સુહુની અને દીલની કઠોર હતી કે મેહેલમાં થયલા એ અચાનક ફેરફારોને લીધે જે ખુશી ખુરમી રંગરાગ, મોજમજાહ, અને જલસા મીજલસો બંધ પડી ગઇ હતી તેનો તેણી બળાપો કરતી અને તેનેજ માટે ગમગીન રેહેતી, બાકી, તેની માવતર, તેના પેહર કે તેનાં ભાઇ બેહેનની બીમારીનો તેણીને એક રતીભારણી ખટકો કે ખતરો હતોજ નહીં.

સાઆદતખાંન વકીલનો પગદંડો અને પઘીંગો સાબેરગંજમાં તેજ હતો, બલકે, હવે નવાબ યારજંગ આવનો જનો બંધ થયાથી, તે પોતાની આવજામાં કાંઇક વધ્યો હતો; અને ‘સાબેરગંજ’ માં પેઢી

પડેલી ગમગીનોની સાથે તે બીચારાને કાંઇ વાસ્તું હતુંજ નહીં. બન્ને બેહેનો તરફ અવારનવાર તે પોતાનું ધ્યાન રોકયા કરતો હતો અને તેમની સાથની તેની હીલચાલ તપાસનારૂં તે વખતે જો કોઇ હતે તો તે તુરત અટકળી શકતે કે તે બેમાંથી એકુને પોતાની બીબી કરવાનો તેનો પક્કો વિચાર હોવો જોઇયે, પણ, પોતાની પસંદગી કયીપર ઉતારવી તે હજી તેણે નક્કી કીધેલું ન હતું. કોઇવાર તે નુરજહાં સાથે ગેલથી વાત કરતો તો કોઇવાર સલીમાનું મન રીઝવવાનાં ફોકટ ફાંફાં મારતો. નુરજહાં તેની સોબતમાં મજાહ લેતી કેમકે તેને તેવી મજાહ આપનારૂં હાલ 'સાબેરગંજ'માં બીજું કોઇ ન હતું, મગર, નાની, સલીમા, તો તેની તરફ આગળ કરતાં વધુ અણગમાથી અને વધુ ધિક્કારથી જોતી અને બાજે વખ્ત તો તેને અપમાન કરવાની જરાબી બીહીક વગર, તેં તેણીની આગળ આવીને ઉભો રહેનો કે તેણી તુરત ત્યાંથી ચાલી વટીક જતી.

તે પસાર થયલા ત્રણ મહીનાની નાની મુદ્દતમાં "સાબેરગંજ"નો મામલો શું હતો તેની એ રીતે એક ટુંક તપાસ લઇ આપણે રીતસર આપણી વારતા આગળ ચલાવીશું.

અમોએ ઉપર જણાવ્યું તેમ તે જુલાઇ મહીનાની આખેરી હતી, અને એક ચોક્કસ રાતે નવાબને પોતાના કમ્રે ખાસમાં એક વાર પાછો આપણે જોઇયે છીયે. આ વખતે તે કાંઇક ઉશ્કેરાયલી હાલતે કાંઇ બડબડતો એમથી તેમ ફરતો હતો. ત્યાં બળતી બતીના ઉજાસથી તેનો ચ્હેરો વધુ ફીક્કો અને વધુ લેવાઇ ગયલો દેખાતો હતો; તેનાં કપાળપર ચીંતાનો અચુક છાપ હતો.

તેટલાંમાં કોઇયે તે ઓરડાનું બારણું ઠોકયું. તેને કાને તે આવાજ પડયો નહીં. તે બારણું જરા વધારે જોરથી પાછું ઠોકાયું અને તે સજાગરૂ થયો હોય તેમ ચોંકયો અને તે બાહાર ઉભેલાં

કોઇને તેણે અંદર આવવા ફરમાવ્યું, કે તુરતજ તે બારણું ઉઘાડી દાસી ગુલનાર દાખલ થઇ.

"કેમ, તું શું માંગેછ ?" નવાબે તેની તરફ જોઇ પુછયું, અને જાણે હમણાં કોઇનેબી મળવાની તેની મરજી ન હોય, કોઇને મળવા તે માંગતોજ ન હોય તેમ ચીરડાઇને તે બોલ્યો.

"હું તમો નામવર સાથે બે વાત કરવા માંગુછ." શાંતપણે ગુલનારે જવાબ દીધો.

"હાલ, બે વાત ને ત્રણ વાત કરવા જેવો મારો મીજાસ નથી. મારો દીકરો ઝુરીને મરી જાયછ, મારી વ્હાલી બેટી સલીમા મારી નજર સામે અવતાર બેઅવતાર થતી જાયછ, હું પોતે તરેહ-વાર ચીંતાથી ખવાઇ ચવાઇ રહ્યોછ--અને મારી બેગમ—"

"બાનું સલીમાનાં કે બેગમ સાહેબનાં દુ:ખ સાથે મને કશું લાગતું વળગતું નથી, પણ હા, નવાબજાદા રહેમતને માટે કહો તો વાત જુદીજ છે, અને તોબી તેને માટે હું નહીં ધારતી કે તમે મને ઠપકો આપશો."

"હું ઠપકો બધાનેજ આપુંછ અને બધાનેજ દીણુંછ અને ધિક્કારૂંછ. મારી કમબખ્તીની આંખે મને આખી દુન્યા પીળી દેખાયછ, અને તેમાંથી મારો ક્યારે સદાબરો છુટક થશે તેની આતુરતાથી હું રાહ જોઉંછ. કમનીસીબી અને કંગાળ્યતનાં આખાં લશ્કરેજ મારા મેહેલમાં ઘેરો નાંખ્યોછ, જેમની લૂટફાટ મારા બાબમાં ઘણીજ જબુન નીવડીછ."

"પણ ત્યારે જો નવાબજાદો પેલી દરજણ દુકતી સાથે શાદી કરતે તો તમારી તે કમનીસીબી અને કંગાળ્યતમાં તે કેટલો વધારો કરી મુકતે ?"

"હા, તેની એક વાતે ખરૂં છે. એટલો તો મને સંતોષ છે કે તે બન્નેને વિખુટાં પાડવામાં મેં મારી પેહર તરીકેની મારાં નામીચાં ખાનદાન તરફની ફરજ બજાવી છે. તે છોકરીનું પછી શું થયું ?"

"બલા જાણે મારી ! પણ નવાબજાદો તેને બધે શોધતો ફરેછ ને—"

"ખુદા કરે ને તે તેને હવે મળેજ નહીં તો સારૂં ! પણ આ વખતે મને શોધતી હ્યાં આવવાનું કાંઇ કારણ ? તું મારી પાસ શું માંગેછ ?"

"ત્યારે તો તમો નામવર ચેતી ગયલા લાગોછ કે જે બાબદની હમણાં આપણે વાત કીધી તેજ બાબદમાં મેં તમને કીધેલી મદદનો હું બદલો તમારી પાસે ચાહવા આવીછ."

"હા, કારણ કે મેં તેજ વખતે તને ઇનામમાં કાંઇ આપવાં માંગ્યું હતું, ત્યારે તું બોલી'તી કે ભવિષ્યમાં કાંઇ મારે હાથ તું મેહેરબાની માંગી લેશે; ત્યારે હવે તે ભવિષ્યનો વખત આજે આવ્યોછ તો બોલ, તને શું જોઇયેછ ?"

"હું મારે મન ચાહ્યું માગું તેથી તમો ચોંકી, ચમકી, અજબ થઇ ગુસ્સે તો ન થાવો ?"

"ત્યારે શું તારી તે માંગણી તું અક્કલને અનુસરતી નથી કરવાની, પણ, ચાલ, વખત થાયછ વાસ્તે તને જે કહેવું હોય તે કહી દે. બોલ તારી શું મરજી છે ?"

"નવાબજાદા રેહેમતની બીબી થવાની !" તે બોલી. આ શબ્દો નવાબને કાને પડતાંજ જાણે તેનો ખુલ્લો પગ એકાદ આતશના ગાંગડાંપર મુકાઇ ગયો હોય તેમ તે ચોંકયો અને જાણે મગજમાં મોટો માર વાગ્યાથી તેને ઘુમરી આવી ગઇ હોય તેમ ખુરસીપર તે બેસી પડયો : પણ તુરતજ શુદ્ધ ઠેકાણે રાખી તે બોલ્યો. "અય

જવાન ઓરત! આજે હસી ખુશી કે ખુશ મશ્કેરીના મીજાસમાં હું નથી અને એ કીસમનો મારી સાથનો તારો એખલ્લાસ જેમ મને તેમજ તને ન છાજે તેવો છે."

"હું તમને ખાત્રી આપુંછ મેહેરબાન નવાબ સાહેબ, કે એ માંગણી મેં પુર ગંભીરાઈથી અને લાંબા વિચારથીજ કીધીછ અને તે મેળવવાથી કદી બાઝ નહીં આવવાનો મેં પક્કો ઠેરાવ કીધોછ."

"પણ, હું ધારૂંછ કે તું દીવાની છે ગુલનાર"

"નહી, હુઝુર, જો મારી આ માંગણી તમો નહીં સ્વીકારશો તો દિવાનાપણું તમને લાગુ પડેલું હું લેખીશ."

"હા, જયારે તું એ માગણી મારી પાસે જોર જુલમ અને જબરદસ્તીથીજ કબુલાવવા આવીછ ત્યારે તો તું મને એમ દબરાવવાની નેમ ધરાવતી હોવી જોઇયે કે ગુલઝારને લગતી આપણી બન્નેની તદબીર તું ખુલ્લી કરી નાંખશે. જો એમજ હોય તો જા, બેલાશક અબઘડી જા, મારા દીકરાને ખરેખરૂં કહી દે, અને તે જો મારી પાસે ખુલાસો માંગતો મારી આગળ આવશે તો પછી તેને શું જવાબ આપવો તે મને સારી રવેશે માલમ છે, સમજી? ચાલ જા, દોડ, નહીં તો તને મારા નોકર પાસે હડસેલાવીને બાહાર કાઢીશ."

પણ ગુલનાર બંદી જરા સસરી કે વસરી નહીં, તે તો નવાબના ડોળાના દાબ હેઠળ દબાઇને ગભરાઈ અકળાઇ જવાને બદલે સામી તેની તરફ ડોળા કકડાવીને ટટણખાર ઉભી રહી. જાણે નવાબને એક ચુટકીમાં નરમ ઘી જેવો કરી નાંખવાને પુરતો થઇ પડે તેવા બીજા વધુ ભરમના ભેદની ચાવી તેના હાથમાં હોય! નવાબે તેનો ઠઠેરો જોયો અને તે જોઇ જરા અંદરખાનેથી ગભરાયો, કેમકે તેનું અંતઃકરણ એટલું બધું સાફ કે સ્વચ્છ હતુંજ નહીં કે જેથી પોતાની સામે ઉભેલી તે તુચ્છ બાંદીને એક લેહેજામાં

પોતાની આગળથી હડધુત કરી હંકેરી કાઢવા જેટલો હીંમતવાન તે થઈ શકે.

"હું ફરીથી તને પુછુંછ કે તું તારી આ માંગણીને માટે ખરેખરજ ગંભીર છે કે ?"

"અને હું તમો નામવરને ફરીથી ખાત્રી આપુંછ કે હું એ માંગણી બાબે પુરતી ગંભીર છેઉં, એટલુંજ નહીં, પણ તે હું મેળવસ એવી મારે હેચે નેહ છે."

"પણ તું એટલું નથી સમજતી કે મારો દીકરો એ નીચ માંગણી સ્વીકારવાને કદી તૈયાર થાયજ નહીં ? એ માંગણીજ ઘણી બેહુદી છે."

"નામવર નવાબ, સખ્તમાં સખ્ત તાણાજાણી અને મોટામાં મોટી અડચણોને માટે હું તૈયાર થઇનેજ આવીછ, પણ તાણાજાણીની મને કશી દરકાર નથી અને ગમે તેવી મોટી અડચણો ઉપર હું ફત્તેહ મેળવસ એવી મારી ખાતરી છે."

ગુલનાર દાસીના આ બોલો નવાબને કાને અઠડતા હતા તે વખતે કાંઇ ભયાનક વિચારનું અજવાળું તેનાં અંધારાં મગજ ઉપર પડવા લાગ્યું; અને તેનાં તનબદનમાં એક વીજળીનો રેલો પસાર થઇ ગયો હોય તેમ આખે આંગે ધ્રુજ્યો અને લખલખ્યો. તેને યાદ આવી ગઇ કે એક ચોક્કસ ભેદ જો તેણી કાંઇ કળવળે પામી ગઇ હશે–કે જે તેણી જાણી લે તેવા અનેક સંજોગો હતા–તો પછી તે ખરેખરોજ તેના કબજામાં આવી ગયલો સમજવો. ચોક્કસ સંજોગોને લીધે એક ચોક્કસ વખતે અને ચોક્કસ જગે તે એક ચોક્કસ ભેદ જાણી શકે તેવી હાલતમાં એક વખત મુકાઇ ગઈ હતી ખરી !

" હું જાણુંછ, તમો નામવર હમણાં શાનો વિચાર કરોછ; ત્યારે હવે મારે કહેવાની જરૂર છે કે, તે હું બધું જાણુંછ ?"

" બધું!" તે કંગાળ અમીર બોલ્યો અને બોલતાંજ તેને લપેરો આવી ગયો તેથી તે ઉભોજ ખુરસી ઉપર તુટી પડયો.

" હા–બધું !" તે ઉંડા ઘાડા અવાજે બોલી, અને એવો ચેહેરો કરી નવાબને તે ઔરત જોતી ઉભી કે તેણીની આંખોમાંનું તેજસ્વી કીરણ અંગારથી તપેલાં સીસાં માફક તે બીચારાનાં મગજની આસપાસ ફરી વળ્યું.

" યા અલ્લાહ! યા અલ્લાહ!" જાણે તેનાં આંતરડાં કાંઇ ભયંકર દરદને લીધે વળ ખાતાં હોય તેમ તે મરડાતો મોરાતો બોલ્યો, " ઓ કંગાળ કમનસીબી ! તેં વળી શું નવી આફત મારે માટે ભવિષ્યનાં પેટાંમાં છુપાવી રાખીછ? પણ, નહીં, તેમ હોયજ નહીં!" તે એકાએક ઉશ્કેરાઇ જઇ બોલ્યો, અને બોલતાંજ ઉઠીને તેણે તે કમીની બાંદીને બાજુમાંથી એવી જોરથી પકડી કે ઘડીભર તે કઠણ છાટીની અગલા બીધી વટીક કે રખે તે તેને કાંઇ ઇજા પહોંચાડે. " બોલ! બોલ ! એમ મારી સાથે ગોલગોલ વાત ના કર, બોલ, તું એવું શું જાણેછ કે જેથી મારી ઉપર–મારી મરજી ઉપર તું એટલો બધો કાબુ ધરાવતી જણાયછ ?"

તે છેડાયલો વાઘ હતો તો તેની સામે ઉભેલી શુરપર આવેલી કાળી નાગણ હતી, અને સેતાન જાણે પોતાને આપવા કબુલેલું ઇનામ માંગવા ઠેરવેલી મુદતે કોઇ આદમ આગળ આવી ઉભો હોય, અને તેને તેના કોલની યાદ આપી તે ઇનામની માંગણી કરતો હોય એવી અદાથી ટટણખાર અને ડોળા ઘુરકતી તે નવાબની સામે ઉભી રહી અને બોલી–

" હું તે ભરમથી વાકેફ થઈ ચુકીછ કે જે ભરમ તમારાં બેગમ સાહેબે અજાણપણે ઉંઘમાં ખુલ્લો કરી દીધો હતો."

" આહ! ત્યારે અંતે મેં ધાર્યું હતું તેજ–તેજ થયું!" નવાબ તે સાંભળી ચોંકયો અને બોલ્યો, અને તેજ પલે જાણે તેને લકવો થઇ આવ્યો હોય તેમ આખે આંગે ધ્રુજતો અને લખલખતો પાછો ખુરસીપર અરડાઇ પડયો, અને ગોળીથી વિંધાઇ પડેલાં એક તુચ્છ હેવાનની માફક ચીચવાવા લાગ્યો.

તેજ વખતે તે પાપી પલીદ ગુલનાર–ગુલખારનો ચ્હેરો કાંઇ ઓરજ ખુશાલીથી ચમકી રહ્યોઃ તેણીએ જોઇ લીધું કે તેણીની ફત્તેહ હવે નક્કીજ હતી.

" નામવર હુઝુર," તે ધીમે અને ચોક્કસ ભાર મેલી બોલી " મેં તમારા નવાબજાદાને ચાહવાની, ચાહીને તેને પુંજવાની અને પુંજીને તેની બીબી થઇ સર્વોત્તમ સુખની ટોંચે અને માનઅકરામને મરતબે પુગવાની હીંમત કીધીછ ખરી. તમો શું એમ સમજતા હતા, ગરીબ પરવર, કે તમારાં સરફરાજ ખાનદાન તરફની મારી કાંઈ દીલસોજીને ખાતર મેં આટલી જેહેમત માથે ઉઠાવી હતી? નહીં, નિમકપરવરઃ રેહેમત અને પેલીની ભવિષ્યની આશાનું સર્યાંમ સત્યાનાશ મેં માત્ર આપ મતલબને ખાતર વાળ્યુંછ. હું રેહેમતને ચાહતી'તી અને મેં મનસે પકકો ઠરાવ કરી રાખ્યો હતો કે તેને કોઇ બીજીનો થવા દેવોજ નહીં. ગુલઝારને તમારો બેટો વીસરશે અને તેનો ખ્યાલ તે મુકશે એવી આશામાં ને આશામાં હું સબુરી પકડી બેસી રહી, પણ અંતે તે આશા રાખવામાં મેં મને પોતાને ઠગાયલી જોઇ. તે તો પેલીને તેજ બલ્કે રોજબરોજ વધતા પ્યારથી ચાહેછ, અને તેને શોધવા આખું દર્યાબાદ શોધી વળેછ.

એ તેની મુર્ખાઇ હવે અટકાવવી જોઇયેછ અને તેમ કરી મને મારો પ્યાર જીતાવી આપી મારો લોભી અરમાન બર લાવવો જોઇયેછ. હું તમો સાહેબ પાસે શું માગુંછ તે તમે જાણ્યું; હવે તે મને બક્ષવાનું કામ તમારૂં પોતાનું છે. નવાબજાદાને મારી એ મરજીથી કેમ વાકેફ કરવો, તેને તાબે થવાને કેમ સમજાવવો, તે તમો જેવા પાકટ બુદ્ધિ-નાને શીખવવાનું મારૂં કામ નથી. હું જાણુંછ કે એ કામથી તમો નામવર કદાચ ઘણી હીનપસ્તીભરી હાલતમાં મુકાશો, કદાચ તમારા બેટા આગળ કેટલીક બાબદોનો સાચો ચકરાર કરી તમારે તેની દયા માંગવી પડશે, અને તમોને એ બધું ખમવું પડશે તેને માટે મારો જીવ જો કે ગમે તેટલો રંજીદા થાયછ, તોપણ મારી માનીતી ઉમેદ તો બર આવવીજ જોઇયે. તેટલા માટે હું ઓજરખ્વાહીથી માંગી લેઉંછ કે એ બાબે જેમ બને તેમ જલ્દી અને જેટલા બને તેટલા ચાંપતા ઉપાયો લેવાનું હવે તમોએ શુરૂ કરવું."

જેટલો વખત ગુલનાર નવાબને આ લેખનો સંભળાવતી ઉભી હતી તેટલો બધો વખત તે બીચારો તેની તરફ દિગમૂઢ થઇ જોતો હીલ્યા ચાલ્યા વગર ખુરસીપર અરડાઇને પડયો હતો. તેની હાલત દેખતી આંખે સ્વપ્નો જોતા આદમીના જેવી હતી. એ બધું તેને સ્વપ્ના જેવું લાગ્યું પણ ખરેખર તે એક સ્વપ્નુંજ હતું એમ માન-વાને તે કંગાળ પોતાનાં મનને મનાવી શકયો નહીં. જેવી ગુલનાર બોલી રહી કે જખમી થયલું કુતરૂં એક ગલીચ ગલીમાં પડીને અરડાય તેવો અવાજ તેનાં ગળાંમાંથી નીકળ્યો અને તેનું અંતઃ-કરણ તેને એવી રીતે ડંખવા લાગ્યું અને તેનું હૈયું તેને એવાં તો બાચકાં ભરવા લાગ્યું કે જે બાચકાં અને જે ડંખ કાળાંમાં કાળું અને કરપીણમાં કરપીણ કામ કરનારને તેનાં કરતુકની સજા તરીકે બસ થઇ પડેલાં કેહેવાય.

અને તે કઠોર હૈયાંની, સુહૃનાં અંતઃકરણુની, ઘાતકી દિલ અને ખરવસ્તર કલેજાંની, કમીની, કમઅસીલ, કંગાલ અબલા નવાબની તે હાલતને માટે જરાબી અફસોસ કીધા વિના તે ઓરડામાં તેને એકલો છોડી ચાલતી થઇ.

## પ્રકરણ ૪૪ મું.

### નાશ પામેલો જુગારી.

નવાબ સાબેર-ઉદ-દફલા, તેને જે હાલતમાં દાસી ગુલનાર છોડી ગઇ હતી તે હાલતમાં થોડીક પલ સુધી બેસીજ રહ્યો; પછી એકાયક ચોંકીને તે ઉભો થયો અને બે ત્રણ વખત પોતાનાં મસ્તકપર પોતાનો હાથ અફાળી તે બોલ્યો. "યા અલ્લાહ! મારૂં શું થશે અને હું શું કરૂં?"

તેનો જીવ સુસ્ત મારવા લાગ્યો, તેનું કલેજું થરથર કાંપવા લાગ્યું, તે ઓરડામાંની હવા આતશની માફક તપતી લાગી અને તે જાણે કોઇ પેટીમાં બંધ થઇને પડયો હોય તેમ તેનો જીવ ગુંગલાવા લાગ્યો, અને તેને આખે આંગે પરસેવો છુટી તે પાણી પાણી થઇ ગયો. તુરતજ તેણે એક ખુંટીપરથી લાંબો કમાહ ખેંચી કાઢયો અને તે પેહેડી, માથાંપર તરકીશ ટોપી મુકી મેહેલમાંથી તે બાહાર નીકળ્યો અને 'શાહી સરોવર'ના રસ્તા તરફ તે ચાલતો થયો. શાહી સરોવર, ગરમીમાં શેહેરનાં લોકને પાણી પુરૂં પાડવાને માટે બાંધવામાં આવ્યું હતું. તે લંબાઇ પોહોળાઇએ ઘણું મોટું અને સાધારણ ઉંડું હતું. તેની એક બાજુએ ઉંચાણપર 'બાગે આમ'ને નામે ઓળખાતો એક સુંદર બગીચો હતો, અને તે ઉંચાણની આખી લંબાઈએ ખટકે ખટકે બનાવેલી પાંચ સીડીઓમાંની કોઇનીબી માર-

ફતે તે બગીચામાં આવનારથી મન ચાહે તો સરોવરનાં હેઠાણુમાં ઉતરી શકાતું હતું. નવાબ તે બાગમાં દાખલ થયો અને એક સીડી મારફતે હેઠાણુમાં ઉતરી સરોવરને કીનારે એક પથરપર બેઠો. તે ઠંડાં પાણીની સપાટીપરથી આવતી હવાએ તેને તરતજ રાહત બક્ષી. તેનો જીવ હુસ્યાર થયો અને નિરાંતે પોતાની હાલતનો વિચાર કરતો બેઠો, મગર, તેની હાલત તેને એટલી ગુંચવણભરી માલમ પડી કે તેમાંથી કેમ છુટું થવું તે તેને કોઇ રીતે સુઝયું નહીં. તે લાલચુ દાસીના હીર્સના આસતાનપર તેના જવાન બેટાનો ભોગ આપી તેની જવાની હલાક કરવાની નવાબની હીંમત ચાલી નહીં, તેમજ તે કસકુનમની માંગણી ધિક્કારથી ના પાડવા જેવી સ્વતંત્ર હાલતમાં તે હતોજ નહીં.

એ રીતે તરેહવાર યોજનાઓ અને તદબીરોની શોધમાં તે પોતાનું ભેજું નીચવીને પોચું કરતો હતો, તેટલાં કોઇનાં આવતાં પગલાંનો અવાજ તેને કાને પડયો અને આસપાસ નજર ફેરવતાં સરોવરને કીનારે કીનારેથી ચાલી આવતો એક આદમીનો આકાર તેને દેખાયો. થોડીક પલમાં તે આકાર એકદમ ઉભો રહી ગયો અને સરોવર તરફ બંને હાથ લાંબા કરી તે એક સરદ હાય મારતો સંભળાયો. નવાબ આ જોઇ એટલો બીહીધો કે રખે તે કમનસીબ કોઇ આપઘાત કરવાનો વિચાર રાખતો હોય અને તેના ભયભીત ખ્યાલમાં તે પોતાનું દુખ ઘડીભર ભુલી ગયો. પણ જેવો તે પોતાની જગ્યેથી ઉઠી તે અજાણ્યા શખ્સને પકડવા જતો હતો તેટલાં તો તેજ બીચારો બોલતો સંભળાયોઃ—

"નહીં-નહીં, મારી હીંમતજ નહીં ચાલતી!" અને એટલું બોલી નવાબ જયાં ઉભો હતો તે તરફ તે ધીમે ધીમે આવ્યો. નવાબ તેને જોઇને પાછો પોતાની જગ્યા ઉપર બેઠો અને જેવો તે તેની જરા નજીક આવ્યો કે તે બોલ્યોઃ—

"અય કમનસીબ આદમી, તું કોણ છે–અને તું હમણાં કેવું જબુન કામ કરવા જતો હતો ?"

"આહ ! કોઇ હ્યાં છે ?," તે અવાજ સાંભળતાં સાથેજ નવાબનો આકાર તેની નજરે પડતાંજ તે ચોંકીને બોલ્યો, "ઓ, તું જેબી હોય તે, જો તુંને મારે માટે ખરીજ દિલસોજીની લાગણી હોય તો મને મારાં દુઃખમાં સાહાય થઇ તારા ભલા ખવાસની મને ખાત્રી આપ."

આટલું બોલી તે નવાબની આગળ આવ્યો અને તેને તેમ આવતો જોઇ નવાબ પોતાની બેઠક ઉપરથી ઉઠીને ઉભો થયો. બન્ને એકમેકની સામે ટીકતા ઉભા, અને તે શીહા રાતની શીહાઈમાં જેટલા બની શકે તેટલા તેઓ એકમેકના દેખાવથી વાકેફ થયા. નવાબે પોતાની સામે ઉંચા સારા બાંધાના સ્વચ્છ પોષાક પેહેરેલા એક જવાનને ઉભેલો જોયો. તેનો ચ્હેરો હતો તો કુદરતીજ ખુબસુરત, મગર બુરા લખ અને બદીનાં વ્યસનને લીધે તે સોહોરાઇ સુકાઇને ફીકકો મારી ગયો હતો. બીજા હાથ ઉપર તે અજાણ્યા શખ્સની ફાટેલી ચશમ નવાબે પ્હેરેલાં ઉજળાં ફુલ જેવાં પયરહણમાં પોયલાં ચકચક થતાં હીરાંનાં બટન અને તેણે પ્હેરેલા સોનાના છેડાપરજ ગોયા ચોંટી રહી હતી.

"તું મને તારાં દુઃખમાં મદદ કરવા કહેછ, તો મને પ્હેલાં જણાવ કે તું કોણ છે અને શું કરેછ ?"

"મારી આખી તવારીખ એક પાંચ હર્ફમાં કહી શકાય તેવી છે. મને એક શરીફજાદા તરીકે ઉધારવામાં આવ્યો હતો, એટલે, મારાં માદર પેદરે મને કોઇબી જાતના એલમ હુન્નરમાં ન નાંખતાં મને મારી મોજ મજાહમાં અને ઐયાસીપણામાંજ છોડયો હતો, જેમ તેઓએ નહીં કરવું હતું. પણ તેઓ ઘણાં જરદાર હતાં અને હું તેમનો એક પુરો એકલોજ બેટો હતો, એટલે તેઓએ

મને આમ બેહદ લાડમાં ઉછર્યો હોય એ બનવા જોગ છે હું વીસ વર્ષની ઉમરે પુગ્યો તેટલાં તેઓ બંને ગુજર પામ્યાં, અને એક વર્ષ બાદ હું ઉંમરે આવતાં સાહાઠ હજાર રૂપ્યાની નાદર રકમનો હું એકલો અચુક માલેક થયો. મારી ઉંમર હાલ સત્તાવીસ વર્ષની છે, અને છ વર્ષના ટુંક અરસામાં શરત અને એવા બીજા જુગારમાં તે સઘળી દોલત મેં ખોહી દીધાથી આજે એક કુતરાંને અવતારે હું રખડુંછ. લોક કહેછ કે યકરાર કીધાથી જીવને શાંતિ મળેછ, અને તેમની એ કહેતી ખરીજ હોય તો આ મુજબ તમારી આગળ મારી છાટી ખુલ્લી મુકયાથી મને તેનો લાભ મળશે એવી આશા રાખુંછ."

"ત્યારે અય જવાન, શું તું એટલો બધો જીવપર જબરી કરવા જેવી હાલતમાં આવી ગયોછ?" તેની હાલતથી પુરતો વાકેફ થવાને નવાબનાં દીલમાં કાંઇ છુપી જીજ્ઞાસાની ઉશકેરણી થવાથી તેણે તેને પુછ્યું.

"મારૂં સત્યાનાશ એટલી હદ સુધી વળ્યુંછ, માયાળુ સાહેબ, કે મારે રેહેવાને મકાન નથી કે ખાવાને ધાન નથી—અને હું જે પહેલો મને મળે તેને લુટવા યા તો આ તળાવમાં પડી આપઘાત કરવાના વિચારથી આ બાગમાં આયો હતો. લુટવા લાયક કોઇ ન મળ્યું અને આપઘાત કરી મરવા માટે જીવ કમકમ્યો, એટલામાં તમો મેહેરબાન મને મળી ગયા એટલે ઠીકજ થયું."

"ત્યારે શું તું મને લુટશે?" નવાબે પુછ્યું, અને આ સવાલ પુછતી વખતે તેનો અવાજ ધ્રુજી રહ્યો, તે કાંઇ તેની સામે ઉભેલા શખ્સની બીહીકથી નહીં, પણ તેનો અવાજ એમ ધ્રુજયો કે તેજ વખતે તેના કાનમાં કોઇ છુપા અવાજે ફુંક મારી કે તેને તેની હાલની હાલતમાં જેવા એક આદમીની જરૂર હતી તેવોજ, કોઇ ઇબ્લીસે તેને મેળવી આપ્યો હતો.

"તમને હું લુટસ?" ખડખડ હસી પડી તે જવાન બોલ્યો, " અને કાંય નહીં વારૂં? તે વિશે કાંઇ તમને વાંધો છે? આ રેશમી કણાહને તમોએ બટન હેઠ બંધ નહીં કીધેલો હોવાથી તમારાં ખમીસનાં હીરાનાં બટન મારી નજર સામે ચલચલ થાયછ; હાથને આગળેની વીંટી અને આ સોનાનો છેડો એ શું દેખાડેછ? એ દેખાડેછ કે ગજવાંમાં એક સાબુત ભરેલી ઠેલીબી હોવી જોઇયે. વળી જેમ તમે ઉંમરે છેવો તેમ આંગે એકવરયા છેવો, જ્યારે હું એક મજબુત બાંધાનો પઠો જવાન છેઉં. વળી તમો તવંગરી કરતાંબી આલે તવંગર દીસોછ, જ્યારે હું ગરીબી કરતાંબી વધુ ગરીબ છેઉં, માટે તમો મને જો તમારી ઠેલીની નિવાજેશ કરશો તો તમે કાંઇ ખોહેલું કેહેવાશે નહીં, જ્યારે તે મને તો ઘણીજ કામ લાગશે. તમો સાહેબે દોલત હોવા ઉપરાંત દિલે દિલાવર લાગોછ; એટલે મારી એ અદના અર્જ, ઉમીદ છે કે તમો ના પાડશો નહીં."

તે જવાન આટલું બોલતો હતો તેટલાં નવાબને પોતાની સામે ઉભેલા જવાનનું બરાબર તોલ કરવાને બની આવ્યું. તેણે તેની બોલવાની ઢપછપ પરથી જોઇ લીધું કે તે જવાન, જુગારખાનાની ગંધીલી હવા અને બુરાઓની બુરી સોબતથી જેમ તને તેમજ મને બગઢીને ધુળ મટોડું થઇ ગયો હતો; અને તે આજે તેના દોસ્તોએ તેને લુટી તેનાં વાળેલાં નખોદને સબબે એવો જીવપર આવેલો હતો કે ગમે તેવું પાપીમાં પાપી કરમ કરવાને પણ તે આંચકી ખાય નહીં.

## પ્રકરણ ૪૫ મું.

### સત્યાનાસીનું સાટું.

જેમ જેમ આપણા નવાબ સાહેબ તે જવાનની રીતભાત અને ખાસ્યતથી વધુ અને વધુ વાકેફ થતા ગયા તેમ તેમ સેતાને તેવણને આપેલી તે તક હાથ કરવાને તેવણનું મન વધુ અને વધુ લલચાવા

લાગ્યું. દાસી ગુલનારે તેને જે સાંકડી હાલતના સકંજામાં પકડયો હતો અને તેમાંથી કેમ છુટવું તેનો વિચાર કરતો જે વખતે તે બેઠો હતો તે વખતે તેને અબઘડી ઉપજેલો ખ્યાલ કદી પણ તેનાં મનમાં ન હતો. પણ તે આદમ જાતના દુશ્મને તેના જાનનો કબજો સદંતર પોતાને હસ્તક લેવા તેના રસ્તામાં આ એક લાલચ મુકી હતી, જેનીથી દુર હઠી જઈને ચાલવા જેટલું મજબુત મન નવાબ ધરાવતો ન હતો. દુઃખથી હલાક થતા મનમાં, વિચારની એક મોટી હારમાળા એક નાની ચીંગારીથી માત્ર થોડી પલમાં ઉત્પન્ન થઈ શકે છે, અને તેવાં મગજમાં કોઈ ચોક્કસ ગુનાહની જડ જેવી પડી કે તેને ફતેહ મળવાનો સંભવ કેટલો છે, તેમાં કાંઇ જોખમ સમાયલો છે કે નહીં તેમજ તેમાં સલામતી કેટલી હદ સુધીની છે એ સઘળા સવાલોનું તોલ તે મગજ ધરાવનાર આદમી માત્ર થોડીક ઘડીમાં કરી લેય છે.

"અઃ ત્યારે એમ છે," નવાબ તેની તરફ ટીકતો બોલ્યો, "અને જો તને સેહેલ સુલુકે મદદ કરવા નાજ પાડું તો તું મને લુટે ખરો કે?"

"તેમાં શું શક? લુચ્છા અને લફંગાઓ મારા સાહાઠ હજાર રૂપ્યા લુટીને ખાઇ ગયા તો તે આખી રકમ નહીં તો તેમાંનો એક ભાગબી હું ગમે તે રીતે પાછો મેળવું તેમાં મને વિચાર શાનો હોય?"

"તું એટલો બધો જીવપર આવેલો છે?" નવાબે તેને પુછ્યું અને એમ તેણે તેને પુછ્યું કારણ કે તે હજી પોતાની ખાત્રી કરવા માંગતો હતો કે જે એક મતલબ તેનાં મગજમાં હાલ રમી રહી હતી તે પાર પાડવા જેવીજ તેની હાલત હતી કે નહીં.

"અરે મારા મહેરબાન, જીવપર આવેલો મને પુછોછ? અરે, જ્યારે હું તમોને કહુંછ કે મેં ગઇ કાલ સહવારનું મોંહમાં અન્ન નથી મુક્યું, મને મારાં મકાનમાંથી કાઢી મુકવામાં આયોછ, મારો કોઇ દોસ્ત નથી કે સાથી અને આ આંગપર ઓરવેલાં જે કપડાં છે તેજ, બાકી સઘળું કુકમ કુકા અને સુકમ સુકા. ત્યારે હવે મને કહોની સાહેબ, કે એ સઘળું મને મગજથી બેમગજ બનાવવાને પુરતું નથી? પણ, આહ, હું તમારી મતલબ સમજ્યો, જનાબ, તમે એમ કરીને વખત કાઢી નાંખવા માંગોછ કે તેટલામાં કોઇ તમારી મદદે આવી લાગે અને તમને મારા પંજામાંથી છોડવી મને કદાચ તે પહરેજ કરે. પણ સાહેબ, હું પકડાઇને ચાવડીમાં કેદ પડું તેનાં કરતાં તો આ પાણીમાં ડુબી મરવાનું વધારે પસંદ કરૂં. આવો ત્યારે બોલો, તમારી થેલી તમે મને રાજીખુશીથી આપોછ કે જબરદસ્તીથી તે હું લેઉં?"

"નહીં, હું તે ખુશીથી આપુંછ લે, એમાં નોટ અને રોકડ મલી બસોથી ત્રણસો રૂપ્યા છે."

"અરે, વાહરે મારા સખીવજુદ, સખી તબેહના સાહેબ, તમારી આ બક્ષેશને માટે તમારો બહુ મોટો ઉપકાર મારે માનવો સજાવાર છે" તે જવાન તે થેલીને બહુજ મજબુતીથી પકડી બોલ્યો. "પણ એના બદલામાં તમે કાંઇ મારાથી તમારી ગરજ સારવાની મતલબ રાખી હશે? તમારી આ હાતમ દીલની બક્ષેશથી હું બે અનુમાન પર આવુંછ. એક તો એ કે તમો નહીં સમજ પડે તેવું સખી દીલ ધરાવનાર આદમી હોવા જોઇયે યા તો ચપ દેઇ આવી ભારી થેલી એક તડાકે કાઢી આપવામાં તમારી કાંઇ છુપી મકસદ હોવી જોઇયે. ત્યારે મારૂં કયું અનુમાન ખરૂં છે, મેહેરબાન?"

"છેલ્લું." નવાબ બોલ્યો, 'ટુંકમાં કહું તો મને એવા આદમીની મદદ હાલ જોઇયેછ કે જે પૈસાને ખાતર કાંઇબી કામ કરવાને તે તઇયાર હોય. કાંઇબી, હું કે–કાંઈબી, પછી તે ગમે તેવું જણુન, ગમે તેવું ઘાટકી, ગમે તેવું પાપી કે ગમે તેવું—"

"હા, પણ તેમ તેની કીંમતબી તેનાં પ્રમાણમાંજ હશેની?"

"અલબત, મેં તને હમણાંજ ખાતરી આપી કેની કે હું કેવો ઉદારતાથી વરતી શકુંછ?"

"હા, જો મારા હાથમાંની આ રકમને 'બેઆણા' તરીકે હું લેખીને કહું તો મને તો આ તમારી કામ પાડવાની રીત બહુજ પસંદ છે."

"ત્યારે તું મારૂં ગમે તેવુંબી કામ કરવાને તૈયાર થાય કે?" નવાબે પુછયું.

"હા, ગમે તેવું તમારૂં કામ હોય તો તે માથે લઇ રામબાણ પાર ઉતારવાને તૈયાર છું." તે નાશ પામેલો જુગારી બોલ્યો, "અલબત, તમારી આ વાતની ઢપપરથી મને જોવાને બની આવે છે કે મારી પાસે તમે કોઇ 'બચ્ચે બાલેકા ખેલ' જેવું કામ કરાવવા તો માંગતા નહીં હશો. હું તો ધારૂંછ, લાલાજી, કે કોઈનાં લોહીની પ્યાસ—"

"લોહી!" શ્રાપથી ભરેલો એ શબ્દ તેને કાને પડતાંજ નવાબ ચોંકયો, "અને ધાર કે તારી એ અટકલ ખરી હોય તો તેમબી કરવાને તું આંચકી ખાય કે? તું કમકમે કે?"

"જરાબી નહી!" તે જવાન તદન બેદરકાર ઢપે હસીને બોલ્યો, "હા, પણ તેવાં કામનાં પ્રમાણમાં તેની કીંમત શું પડશે, તે જુવો– તમને મારા ધંધાની જાહેર ખબર કહી જાવું તે તમે સાંભળો: ધોળે દીસે કોઇને લુંટવાના રૂા. ૧૦૦ અને લુટમાં બેઆની ભાગ,

જે ઘરપર પોલીસનો પાહારો જારી હોય ત્યાં ઘુસી ચોરી કરવાના રૂા. ૨૫૦ અને ચોરી જે મળે તેમાં બેઆની ભાગ; કેથે આગ લગાડવાના રૂા. ૪૫૦, કોઇ બાળકને ગુંગળાવી મારી નાંખવાના રૂા. ૬૦૦, ઉંમરે પુગેલા મરદને પ્હોંતો કરવાના રૂ. ૮૦૦ અને ઉંમરે પુગેલી ઔરતને સીધી કબ્રસ્તાનમાં રવાના કરવાના રૂા. ૧૦૦૦ આજે રોકડ કાલે ઉધાર. ઉધાર માંગવાની કોઇ સાહેબોએ તજદી લેવી નહીં."

"પણ એ સઘળું તું મજાકમાં કહેછ કે ખરેખર?" નવાબે તેને પુછ્યું અને તેજ વખતે તેને ઠંડીનું એક લખલખું ચઢી આવ્યું.

"સાહેબ, ઉલટું મારે તમને પુછવું જોઇએ કે તમો ગંભીર છેવો કે ખાલી મારી મજાક કરોછ?" તે બદમાશે જવાબ દીધો.

"હું એ બાબદમાં તદન ગંભીર છેઉં અને તેની ગવાહ આ તારા હાથમાંની ઠેલી છે."

"ઠીક, ત્યારે હવે તમે બરાબર વાત કરશો કે મને ટાહેલાંમાં બીજો અડધોક કલાક ઉડાવ્યા કરશો?"

'નહીં, આજે રાતે તો કાંઇજ નહીં; પણ આજથી બરાબર આઠમે દહાડે મને આયજ જગે અને આયજ વખતે મળજે."

"હા, એટલે તમે હજણેક ભોંસ્યાને સાથે લઇ આવો અને મને કોદરી ઝીલાવી વગર ભાડેનાં ઘરમાં મોકલી આપો, પણ યાદ રાખજો, સાહેબ, કે હું કાંઇ સ્હેલથી સપડાનાર નથી."

"અરે, મુરખ, તને સપડાવવાથી મને ફાયદો શું થનાર?"

"વળી એ મુજબ કાંઇને કાંઇં વાંકસર કોઇ નહીં ને કોઇને સપડાવવાથી તે સપડાવનારને ફાયદો થાયચજ શું? અને તોબી રોજના સેંકડો બીચારા સપડાઇ જાયછ કેની."

"હા, પણ તને ખબર છે કે આપણે ગંભીર ગુફતગુમાં રોકાયલા હતા તે વખતે ઘોડાનાં પગલાં આ તરફ આવતાં સંભલાયાં હતાં, જો! હજીબી તે પગલાંનો આવાજ! એ લોક ઘણુા ખરા પોલીસના સ્વારો હોવા જોઇએ અને હમણુા જો હું મદદની બુમો પાડું તો તું એક પલમાં સપડાઇ જાય. પણ જો, હું તેવું કાંઇ કરતો નથી, એટલે ભવિષમાં પણ તારે માટે એવી બુરી ધારણા હું નહીંજ રાખસ તેની તને ખાતરી થશે."

"ઠીક છે, મહેરબાન, મારી ખાતરી થઇ ચુકીછ, અને તમોપર વિશ્વાસ મુકવાને હું તૈયાર છેઉં."

નવાબે અટકળ કીધી હતી તેમ તે ઘોડેસ્વારો છેક નજીક આવતાં, તેઓને માલમ પડ્યું કે તેઓ બે પોલીસના સ્વારો હતા, જેઓ તે બન્નેની આગળથી પસાર થઇ છેક દુર ગયા ત્યારેજ નવાબે જબાં ખોલી—

"કેમ હવે તારી પક્કી ખાતરી થઇ?"

"અરે, હવે, તમારી ઉપર ભરૂસો મુકયા સિવાય બીજો ઇલાજજ નહીં. પણ તોબી તમો જાણોછ કે હું શું કરસ તે? જુવોની જ્યારે હું બીજી વખત તમને અત્રે મળવા આવસ કેની ત્યારે ભરેલી બે પીસ્તોલ સાથે લેતોજ આવસ, અને જેવી તમારી તરફથી દગાની નિશાણી થઇ કે એક પીસ્તોલથી તમારૂં ભેજું ઉરાડી નાખવાની હું બેઅદબ છુટ લેવસ અને તેમ કરતાં જો સપડાઇ જવાનો સંભવ મને નજીક લાગશે તો બીજીથી હું મારૂં મગજ વીંધી નાખસ, એટલે ખલાસ! કેમકે મારી આજે હાલતજ એવી છે કે હું જીંવ્યોબી સરખો અને મુવોબી સરખોજ, અને તેથી તો તમારૂં કામ પાર ઉતારવાને હું તૈયાર થઇ ગયોછ, પણ તેજ વખતે કોઇ ખર્યો કે કોઇ ભોંસ્યું મને હાથ લગાડી મારાં બદનને અપવિત્ર

ફરી મારા જીવને નાહક કુહુડાવે તે વિચાર મને પસંદ નથી અને જેલખાનાની હવા મારી તંદરોસ્તીને માફક આવતી નથી. એટલે એ સઘળી મારી તરફની સાવચેતીથી તમો કાંઇ મનમાં બુરૂં ન લાવતા હું કે ?"

"તારે ગમે તો બેની ગાર અને બારની બાવીસ પીસ્તોલ સાથે રાખજે. ચાલ, ત્યારે હવે આજથી આઠમે દહાડે બરાબર રાતે દશને અમલે આપણે હાંજ મળસું."

"કબુલ મંજુર, ઓ સખાવતના શાહ, મને કબુલ-સરોચશમથી કબુલ છે."

તેઓ બન્ને હવે છુટા પડયા. નવાબ પોતાના મેહેલમાં ગયો અને પેલો જવાન કોઇ જુગારનાં દોજખખાનાંમાં ઘુસ્યો.

---

## પ્રકરણ ૪૯ મું.

### પાપી બનેલો તવંગર અને તવંગર બનેલો પાપી.

ઠેરવેલે જગ્યે તેઓ બન્ને એકવાર ફરીથી મળ્યા. તે ધનાઢય નવાબ અને તે નાશ પામેલો જુગારી ! પણ આ વખતેબી તેની બારીકીથી તપાસ લીધા સિવાય નવાબે કંશું વધુ પગલું ભર્યું નહીં અને તે તપાસથી નવાબ સંતોષ પામેલો જણાયો. તેણે તે બદમાસના હાથમાં ૫૦ રૂપ્યાથી ભરેલી એક કોથળી મુકી અને આંઠ દીવસે પાછું મળવાનું નક્કી કરી તેઓ બન્ને એકવાર પાછા છુટા પડયા.

વળી પાછા બન્ને એકઠા મળ્યા; તે નાખપર માખ નહીં બેસવા દેનાર નવાબ અને તે અઠંગ બદમાશ ! આ વખતે નવાબ પોતાને હાથ લાગેલાં હથ્યારને લગતી વધુ અને વધુ હકીકતથી વાકેફ થયો, અને હવે તેની પક્કીજ ખાતરી થઇ કે જેવું કામ તે પાર ઉતારવા

ખરાં અંતઃકરણથી ચાહતો હતો તેવુંજ કામ બજાવી લાવવાને લાયકનોજ એક કરપીણ, તેને અકસ્માત હાથ આવ્યો હતો. આ વખતે બીજા ૫૦ રૂપ્યાનો પસરાત તે બદમાશના હાથની હથેલીને લાગ્યો અને હવે બીજા પંદર દહાડા રહી ત્રીજી વખત મળવાનું નક્કી કરી તેઓ બન્ને છુટા પડયા.

વળી પાછા ત્રીજીવાર તેઓ બન્ને એકઠા થયા. તે પાપી બનતો જતો તવંગર અને તે તવંગર બનતો જતો પાપી; આ વખતે તે તવંગર બનેલા અધમ પાપી પાસે જે કામ કરાવવા તે માંગતો હતો તે કામ તે પાપી બનેલા તવંગરે પોતાનું નાપાકીમાં સબડતું દીલ ખોલીને બરાબર સમજાવ્યું, જે સમજી લઇ તે બજાવવાને તે જીંદગીથી કાયર બનેલો જુગારી એક પગે તૈયાર થઇ ગયો.

તે કામની જે કીંમત તેઓ વચ્ચે નક્કી થઇ તે કીંમતનો એક ભાગ તેને આંગપર આપવામાં આવ્યો; અને બાકીનો કયારે અને કેમ પગાર કરવો તે વિષે નક્કી કરવામાં આવ્યું અને તે કામ કેમ હાર પાડવું તેને લગતી બારીકે બારીક વિગત નવાબે પોતાના આડત્યાને સમજાવી. તે બન્નેની એ રીતની સુજગુજ પુરી થતાં તેઓ બન્ને છુટા પડયા.

* * * * *

દાસી ગુલનારે નવાબજાદા રેહેમતની પરણેતર થવાનો ઠેરાવ નવાબને જણાવ્યાને મહીનો ઉપર થઇ ગયો હતો, અને તે અરસામાં તેણીને એ હુલડ કદમમાંથી પાછી હઠવાને નવાબે ઘણીબી સમજાવી પણ ફોકટ. તેનીથી જેટલા વધતામાં વધતા, સગવડથી આપી શકાય તેટલા પૈસાની એક મોટી રકમ તેણે તે દાસીને આપવા માંગી, મગર, તે માંગણીને તેણીએ તુચ્છકારી કાઢી અને પોતાનીજ મરજીનું

ઇનામ મેળવવાની તે કમીની હઠ લઇ બેઠી. આખરે જ્યારે નવાબે જોયું કે તે પોતાના નીચ ખવાસને આધિન થઇ સમજાવેલી સમજતી નથી તો પછી એક છેલ્લા ઇલાજ તરીકે જે વિચારને તેણે આજ મહિનો થયો પોખીને પક્કો કીધો હતો તે વિચારને અમલમાં મુકી દેવાનો તેણે મજબુત ઠરાવ કીધો, અને તેજ કામ પાર ઉતારવાને તેણે તે નાશ પામેલા જુગારીની મદદ લીધી હતી.

તે જુગારી સાથના તેના છેલ્લા મેળાપની બારવને સહવારે નવાબે દાસી ગુલનારને પોતાના કમ્રેખાસમાં તેડી લઇ જવાની એક તક હાથ ધરી; અને જેવાં તેઓ તે ઓરડામાં એકલાં પડયાં કે નવાબે તેણીને કહ્યું.

"જો, ગુલનાર, મારા બેટાનું સાફ સત્યાનાશ વાળી મને રંજીદા કરી કવખતે કબરવાસ કરનાર તારા તે નખોદયા ઠરાવથી હાથ ઉઠાવવાની તને આ છેલ્લીવાર ઓજારખવાહીથી અરજ કરૂંછ."

"મારા મહેરબાન સાહેબ, એ સઘળું 'બચ્ચે બાળેકા ખેલ' જેવું લાગેછ; હું તમને આજ મહીનો થયો વારંવાર ખાતરી આપી ચુકીછ કે મારો ઠરાવ ફરવો તદન મુશકેલ છે."

"પણ તું જોયછ, ગુલનાર, કે મારો કમનસીબ બેટો તો કોઇ બીજીનેજ ચાહેછ. રાત અને દીન તે દરજણની છોકરીને શોધતો ફરેછ તેનું કેમ?"

"તેને હું શું કરૂં, ગરીબ પરવર? આપણે દુન્યામાં જે બધું ચાહયેછ તે આપણને કાંઇ મળેછ, વારૂ? થોડી ઘણી આપણી ચાહેલી ચીતેલી આશા સફળ થઇ એટલે બસ; અને મને ક્યાં નવાબજાદા રેહેમતની મોહબત જોઇયેછ? તેની મોહોરદાર તરીકેનો માન મરતબો મને મળ્યો તેજ હું ગનીમત સમજસ."

"તારા એ નેકા તદ્દન કંગાળ નીવડશે, ગુલનાર, કેમકે મારો દીકરો તેનાં પોતાનાં સુખનું સત્યાનાશ વાળનારને ખરાં દીલથી–જીગરથી ધિક્કારશે."

"તે માટે હું દલગીર છેઉં. મગર, એક ફાંટાબાજ શેઠ કે મગજની ફેરાવણ શેઠાણીની તાણાજાણી ખમતી એક દાસી થઇ રહેવા કરતાં ભવિષ્યના એક નવાબની હીણાયલી બેગમ થવાનું હું વધારે પસંદ કરસ."

"એવાં શેઠ શેઠાણી તને મળ્યાંજ નથી."

"મળ્યાં નથી તો કદાચ ભવિષ્યમાં મળે!"

"ગુલનાર, ગુલનાર, મારા બેટાએ તારા નાખુનને વટીક ઇજા કીધી નથી. અને તેનેજ તું દુ:ખ દેવા બેઠીછ?"

"દુ:ખ? દુ:ખ શાનું? મને પરણી તે જેમ ગમે તેમ કરવાને પોતાની મરજીનો માલેક રેહેશે. ભલે તે ગુલઝારને ઢુંડી કાઢે અને તેને પગાર આપી રાખે તો મારે કયાં ના છે?"

"અરે, તું એટલી બધી કઠણ દીલની અને સુહુનાં હઇયાંની કયારે હતી? તે ઉપરાંત તારી કદાચ આગળ જતાં ખાતરી થશે કે ખરૂં સુખ કાંઇ મોટાઇ અને માન મરતબામાંજ સમાયલું નથી. મોટાઇએ અને માનમરતબે પુગેલાંઓ કાંઇ બધાંજ સુખી હોતાં નથી. હું પોતેજ કેટલો દુ:ખી છેઉં તે તો તું જાણેછ."

"હા, પણ સુખ શામાં સમાયલું છે ને શામાં નહીં તે સમજી લેવાનું કામ મારૂં છે તમારૂં નથી. હવે આ તકરાર માંડી વાળો. એની એજ તકરાર આ મહીનામાં છપન વખત તમે કાઢી અને એવાજ જવાબો મેં છપન વખત તમને આપ્યા. દુન્યામાં ભરેલી સઘળીજ ફીલસુફી, સઘળી ઓજરખવાહી ભરી અરજ અને સઘળી તકરારો સાથે મળશે તોપણ હું મારા ઠેરાવમાં પાછી હઠનાર નથી. એટલુંજ

નહીં પણ હવે ઝાઝી ઢીલથી હું સાંખી શકતી નથી. એમને એમ મહીનો નીકળી ગયો અને રેહેમત સાહેબ તો હજી એ વાતથી અજાણ છે. હવે તમો નામદાર જલ્દીમાં જલ્દી એ વાત તેવણ આગળ ક્યારે છેડવાનો વિચાર રાખોછ?"

"ઠીક, ત્યારે સાંભળ, ગુલનાર, કે આ ઢીલ જેમ તને કંટાળાભરી થઇ પડીછ તેમ મને પણ પજવનારી નીવડીછ. જ્યારે મારાં ક્રીસમતમાં બુરૂં બનનારજ છે તો તે હવે જલ્દી બની જાય તો સારૂં એમ મને પણ લાગેછ, કેમકે, ચીતા કરતાં ચીંતા કઠણ. તેમ એ બાબેની મારાં મનમાં ઉભી થયલી ચીંતા ગોયા મારાં માંસ અને લોહીપર પોતાનો ગુજારો કરી ઉધરીને પોખાયછ, માટેજ આજે તારો છેલ્લો ઠરાવ સાંભળી લેઇ એ બાબદમાં ઘટતું કરવાનો મેં વીચાર કીધાથીજ હમણાં હું તને હ્યાં બોલાવી લાવ્યો."

"હવે ત્યારે મારો સેવટનો ઠરાવ તમને મળી ચુકયો, એટ , એ કામ તમો કયારે હાર માડશો?"

"જ્યારે તું મારા ખાનદાનને તારા લોભનો ભોગજ કરવા બેઠીછ તો તે ભોગ તને આપવાને મારેબી હવે હીંમત પકડવીજ જોઇયે."

"અને આફ્રીન છે તમારી એ હીંમતપર! ત્યારે એ વાત રેહેમત આગળ તમે ક્યારે છોડશો?

"હમણાંજ, બપોર પડે તેની અગાઉ."

"અને નેકા?"

"ચોવીસ કલાકની અંદર. ચાલ હવે તું જા અને કોઇ નોકરને કહે કે નવાબજાદાને અત્રે મોકલે"

## પ્રકરણ ૪૭ મું.

### લોભનો ભોગ—ભોગનો લોભ.

થોડાક વખતમાં નવાબજાદો રેહેમત પોતાના પેદરની હજુરમાં આવીને ઉભો, અને નવાબે તેને બેસવા કહી નીચે મુજબ બોલવું શુરૂ કીધું—

"મારા વ્હાલા બેટા, આજ થોડાક મહીનાઓ થયા તારામાં જે દુઃખદાયક ફેરફાર થયલો હું જોઉંછ તેથી મારૂં દીલ ઘણુંજ રંજીદા થાયચ. આટલો વખત તો હું એ બાબે કશું બોલતો ન હતો, પણ હવે એ દુઃખ મારાં દીલમાં વધુવાર હું સમાવી શકતો નથી. શું તારાં દુઃખનું કાંઇ છુપું કારણ છે? તારા પોતીકા બાપ તરફ એ રીતે અવિશ્વાસ બતાવવાનો તને કંઇ સબબ છે?"

"મારા વ્હાલા પેદર, તમોથી મેં એકાદી વાત છુપાવી હોય તો તેને માટે મને સંતાપશો ના." રેહેમત બોલ્યો અને તેજ વખતે તેણે પોતાની જગ્યાપરથી ઉઠી નવાબનો હાથ લઇ તે હાથનું ચુંબન કીધું, "કેમકે હું જાણતો હતો કે તે વાત તમને જણાવસ તો તમો મને ઠપકો—"

"ત્યારે, રેહેમત, હું શું અટકળી શકુંછ તે તને કહું? તું કેઠે પ્યારમાં પડયોછ, તેં કોઇ સાથે સંબંધ રાખ્યોછ અને તે વાતથી તું શરમાતો ફરેછ, ખરૂં કેની?"

"હા, મેં મોહબત બાંધીછ ખરી, પણ સંબંધ રાખ્યો નથી, અને એક માયાળુ, ઉમદા ખવાસની, નેક નીતિમાન અબલાને ચાહવામાં હું શરમાઉં કાંય તે હું સમજી શકતો નથી. શું તે મુફલેસ છે તેથી? શું તે માતબાર મંડળોમાં ફરનારી નથી તેથી શું તે—"

"તે કોણ છે વ્હાલા બેટા!"

"જેને હું ચાહુંછ તેને લગતી કેફીયત હવે તમને આપવામાં હાંસલ શું છે?" રેહેમત છેક ઝીમાઇ પડી બોલ્યો, "તેને તો મેં સદાનીજ ખોહીછ એમ હું બીહુંછ, કેમકે, તેણીનું ઠર ઠેકાણું મને શોધ્યું જડતું નથી. તે બીચારી હૈયાત છે કે નહીં તે વટીક હું જાણુતો નથી." અને આટલું બોલતાંજ તેની આંખોમાંથી આંસુ નીકળી પડી તેના ગાલપર ધારા વહેવા લાગી.

"ત્યારે તો જે ખાનદાને તુચ્છ ને પૈસે ગરીબ એવી એકનો તારાં જીગરમાં ઉશકેરાયલો પ્યાર તારે મેહનત લેઇ દાબીજ દેવો જોઇયે." તે મોટાઇમાં મરી રહેલો નવાબ બોલ્યો. પણ રેહેમતે તેનું બોલવું સાંભળ્યુંજ નહીં, કેમકે, તે બીચારો અડધી બેભાન હાલતમાં છાટીપર ડોક નાંખી બેઠો હતો. થોડેવારે પોતાના ખ્યાલોમાંથી તે સજાગરૂ થતાંજ જવા ઉઠયો પણ તેના બાપે તેનો હાથ પકડી તેને તેમ કરતો અટકાવ્યો અને તે બોલ્યો:

"મારા વ્હાલા બેટા, તારૂં આ દુઃખ મારીથી દેખી શકાતું નથી તેનું કેમ?"

"તમારી દિલસોજ લાગણી માટે તમારો હું ઉપકાર માનુંછ, માનવંતા પેદર, પણ જ્યાં સુધી મને મારી ગુલઝાર–તેણીનું નામ ગુલઝાર છે તે—મળશે નહીં ત્યાં સુધી હું તમામ સુખ હરામ સમજસ."

"વારૂ, રેહેમત તું મારૂં એક કહ્યું કરશે?"

"સરો ચશમથી, પેદર, ફરમાવો, શું છે?"

"જો, આજે મારા પુરાણા દોસ્ત નવાબ સર રફિક–ઉદ–દઉલા નવાઝજંગને ત્યાં જમવા જવાનું મને ઇજન છે, ત્યાં તું રાતે મારી સાથે આવશે?"

" હા, વ્હાલા પેદર, જો તમો તેથી રાજી થતા હોવ તો હું જરૂ-રજ આવસ. અલબત હું ગમે તેવો દુઃખના ડુંગર તળે દબાયલો હોવું તો પણ તેથી તમને રંજીદા કરવાનો મને કશો પણ હક્ક નથી."

" મારે માટેની તારી આવી કાળજી જોઇ હું ઘણો ખુશી છેઉં, બેટા, જરા પોષાક બરાબર સજજે, કેમકે રફિકની વડી બેટી મેહેર આલમની આજે સાલગરેહ છે, એટલે ધામધુમ અને દોરદ-મર ઝાઝી હશે અને સાંભળ્યાં મુજબ આપણા રેસીડંટ સાહેબ સર રીચર્ડ કાઉચ જેવણના દોરાનો હાલ અતરે મુકામ છે. તેવણ. પણ પોતાની મોહોરદાર લેડી કાઉચ જોડે ત્યાં હાજર થનાર છે, એટલે આખી મીજલસ ઘણી શોભાવાળી બનવાની દરેક વકકી છે. સાત વાગે તૈયાર થઇ રહેજે."

" ઠીક છે, પેદર, કાંઇ બીજી ફરમાશ છે ? "

" નહીં, દીકરા, કાંઇજ નહીં. એટલુંજ કે તું એકદમ લેવાઇ લુટાઇ ના જા, જરા સબ્ર કર, સબ્રથીજ—

" આહ ! સબ્ર કરૂં ? વ્હાલા પીદર, સબ્ર કરૂં, જબ્ર કરૂં કે સામાને કબ્ર કરૂં ! " એટલું બોલી તે ત્યાંથી ચાલી ગયો.

* * * * *

તે ગયો કે પા કલાકમાં દાસી ગુલનાર નવાબ આગળ આવીને ઉભી રહી.

" બેટી ગુલનાર, કેમકે હવે તને મારે બેટીજ કરી પુકારવી જોઇયે, હવે કાંઇ દાસી કહેવાય ? હું સઘળો બંદોબસ્ત કરી ચુકયોછ અને પોતાના પેદરનાં માનની જાળવણી ખાતર પોતાનો ભોગ આપ-વાને મારા તે વ્હાલા બેટાએ કબુલ કીધુંછ. "

" વાહ ! કેવો ભલો જવાન, આ સાંભળીને તો મારૂં દિલ તેની તરફ વધુ જોશથી ઉછાળા મારી રહ્યુંછ ! " ગુલનાર ખુશી થઇ બોલી,

"પણ નેકા ક્યારે પઢાશે અને તે બાબે શું બંદોબસ્ત તમોએ કીધોછ ?"

"જો, ત્યારે ધ્યાનથી સાંભળ. સરફ્રરાજ ખાનદાનના વડા મુરબ્બી તરીકે, જો એમ જાહેર થાય કે મેં આ લગ્ન ગોઠવ્યાંછ તો મને નામોશીથી નીચું જોવું પડે, માટે મેં તાગડો એવો રચ્યોછ, કે સઘળો વાંક મારા બેટાનોજ નીકળશે. સૌ એમ જાણશે કે તારી અપાર ખુબસુરતીથી અંજાઇ જઇ મારો બેટો તને નહસાડી લઇ ગયો અને તારી સાથે પરણીને પરવારી ગયો. થોડાક મહીના તો હું તમને જાણે ઓવારનિવાર કરી મુકસ, અને તને કે તેને કોઇને પણ મળવાની નાજ પાડસ, પણ આખરે તમો બન્નેનો એ ગુનાહ માફ કરી તમને મહેલમાં લાવી રાખસ."

"દુન્યાને ઠગવાનો આ તૌર ખરેખર તમારી અક્કલને ઘણો માનભરેલો છે."

"ત્યારે, જોની, આજે રાતે નવાબ સર રફિક–ઉદ–દઉલા નવાઝ-જંગને ત્યાં અમો બન્ને જમવા જનાર છીએ. રેહેમત તો આવનાર નહીં હતો, મગર, તમો બન્નેના આ નેકાને નહાસભાગનું ખરૂં રૂપ આપવા ખાતર તેણે તેમ કરવાને કબુલ કીધુંછ."

"હું સમજી, પછી ?"

"પછી એમ કે રેહેમત દશ વાગે મીજલસમાંથી સટકી આવશે, અને તું જાણેછ કે નવાબ રફિક સાહેબનો અયવાન 'બાગે આમ'થી કાંઇ ઘણો દુર નથી, એટલે તું 'બાગે આમ'ના તળાવ તરફના દરવાજા આગળ ઝાડના ઓઠા પાછળ રાત્રે દશ વાગે ઉભી રેહેજે, અને જેવો તે તારી આગળ આવશે કે 'રેહેમત' કરીને બોલશે કે તેવીજ તું 'ગુલનાર' કરી જવાબ દેજે. જેવો તેને એ જવાબ મળશે કે તે તુંને ત્યાંથી લઈ તે ચાલતો થશે, અને થોડેક દુર

જંગલમાં ઉભેલી એક ગાડીમાં તમો બન્ને બેસશો અને તે ગાડી તેને અગાઉથી હુકમ મળ્યા મુજબ એક નજીકનાં ગામમાં તમો બન્નેને લેઇ જશે, જ્યાં કાલે સહુવારે તમો બન્ને પરણીને એક થશો. કેમ એ સઘળી યોજના તને પસંદ પડી ?"

"ઘણી પસંદ પડી, મારા મહેરબાન, અને તોબી હું ચાહુંછ કે બધી નાહકભાગનો નાટક નહીં થતે તો બેહેતર, પણ ચાલો, કાંઇ નહીં મારી પાસે નથી તે ટાંકણે પહેરવાનાં કપડાં કે નથી કાંઇ જેવર, જ્યારે નવાબજાદા તો મીજલસને ખાતર ખુબ બનીઠનીને આવશે."

"મારી એકુ બેટીનો ભપકાભરેલો પોશાક લેઈ લેજેની, અને તને જેવર જો જોઈતાંજ હોય તો બેગમ સાહેબનાં આટલાં બધાંમાંથી થોડાંક લઇ લીધાં તો કોણ પુછવાનું છે? આખરેગી તો એ સઘળાં-માંનું થોડું તારે ફાળે તો આવશેજ કેની ?"

"પણ તે ચોરીજ કહેવાય કેની ?"

"અરે પણ તે ચોરી કરનાર તરીકે અમે અમારા બેટાની બીબીને કાંઇ પકડવાનાં છીયે ? ઉલટી એ વાત દાબી દેવાના અમો ચાંપતા ઉપાયો લેઇશું, અને ગુલનાર, હજી હું તારા કબજામાં નથી ?"

"હા, ખરૂં, અને તેથી તમો તો મને બચાવી લેવોજ; ઠીક ત્યારે મારા મેહેરબાન સાહેબ, તમારા ફરમાવ્યા મુજબ હું બધું કરસ અને તે પાક ખુદાના કસમ ખાઇને કહુંછ કે આ કામમાં જ્યારે તમે મારી મરજી સાચવી મારી બોહોંસ પુરી કીધીછ તો તમારા ભરમની વાત મારા આ ફરાખ સીનામાં સદાની સચ-વાયલીજ રેહેશે."

"હવે તારા પોતાના ખાવીંદના પેદરની શરમ તો તને ફરજ્યાત સાચવવીજ પડશે. ઠીક, જા, ત્યારે બાગે આમના દરવાજા આગળ રાતે દશ વાગે બરાબર હાજર રેહેજે."

"બરાબર દશ વાગે ત્યાં હાજર, મારા માનવંત સાહેબ, બંદી નમેછ." કરી ત્યાંથી તે હસીને ચાલી ગઇ અને નવાબનો ચહેરો કાંઇ છુપી ફતેહની ખુશાલીથી ચમકી રહ્યા.

## પ્રકરણ ૪૮ મું.

### કાળી રાતનું કાળું કામ.

રાત અંધારી હતી, અને સપટેમ્બર મહીનાની તે હજી શુરૂઆત હોવાને લીધે આસમાન, વાદળાંઓનાં કાળાં ધાભાંથી ઠેકાણે ઠેકાણે છવાઇ રહ્યું હતું. પવન ઠંડો ફુંકી જાહેર કરતો હતો, કે પાનખર રૂતુનું રાજ ખતમ થઇ શીયાળાનું રાજ શુરૂ થઇ ચુકયું હતું. માહાતાબ હજી તલુ થવાને વખત હતો અને સેતારાઓનીબી જે થોડી ઘણી રોશની હતી તે પેલાં કાળાં વાદળોને લીધે ઝાંખી પડતી હતી. પવનની ફુંકને આધીન ઝાડોનાં પાંદડાં સણુસણી રહ્યાં હતાં, અને સઘળો મામલો તપાસતાં રાત ખરેખર બીહામણી લાગતી હતી.

તહેસીલીની લોઢીએ દશનો અમલ જાહેર કરતાંજ દાસી ગુલનાર 'બાગે આમ'ના શાહીતળાવ તરફના દરવાજા આગળ આસ્તે આસ્તે આવીને એક મોટાં દરખતને ઓઠે ઉભી રહી. ઠંડી રાત તરફ જોતાં તેણીએ પ્હેરેલો પતલો રેશમી પોષાક તદ્દન નવાઈ જેવો હતો. નવાબનાં કહેવા મુજબ તેણે બાનું સલીમાનો એક રેશમી પોષાક તફડાવ્યો હતો અને બેગમ સાહેબનો ઝવેરનો દાબડો પણ પોતાને હસ્તક લીધો હતો, જેને એક ઝીણી ગરમ શાલમાં છુપાવી તે 'સાબે રગંજ'માંથી છુપાછુપ બહાર નીકળી પડી હતી.

તે ઝાડને ઓઠે તેણીને ઉભી રહેવાને પાંચ મીનીટ થઇ તેટલાં માથાંથી પગ સુધી ઢંકાયલો એક આકાર તેણીની તરફ આવતો દેખાયો; તે આકારની નજર તે ઝાડ આગળ લટાર મારતી એક અબળાપર

પડતાં તે જરા અચકયો, પણ તેનાં કદ અને તેની ચાલની લઢણપરથી તેને રેહેમત દાખલ પીછાણી ગુલનાર સામી તેની આગળ ગઇ.

"રહેમત!" એક બોલ્યો.

"ગુલનાર!" બીજીએ જવાબ આપ્યો.

અને બીજીજ પળે તે લાંબો જભ્ભો ઓઢેલા આકારે ગુલનારની પાંખડી પકડી અને તેને બાગમાંથી ખુલ્લાં મેદાનમાં તે લેઇ ચાલ્યો.

ચાલ્યાં, ચાલ્યાં તેઓ ચાલ્યાંજ કીધાં, અને કોઇ એકબી શબ્દ બોલ્યું નહીં. ગુલનાર સમજી કે રેહેમતને આ મુજબ તેણીની સાથે નેકા કરવાની ફરજ પડયાથી તે હતો તે કરતાં જરા વધુ તુંદ અને મગરૂર બન્યો હોવોજ જોઇએ; એટલે મોહબતી કલામ હાલ તેની જબાનથી નીકળવા મુસકીલજ તો! બીજા હાથપર ગુલનારનાં મગજમાં કાંઇ રાઇ થોડી હતી? તે તેણીને પરણતો હતો તે કાંઇ ઉપકાર કરતો હતો કે? તેના બાપની આબરૂ તેને વહાલી હશે તોજ તેણે તેમ કરવા કબુલ્યું હતું કેની?

પણ ચુપકીદી તેબી કેટલી? તેનીબી કાંઇ હદ હોય કે નહીં હોય? હવે ગમે તેવું મન મોટું કીધા છતાં ગુલનારને ચટપટ થવા માંડી અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે ચટપટ હવે ધાસ્તીનું રૂપ લેવા લાગી. રખે કાંઇ બુરૂ બને એવી દેહેશત ગુલનારની છાતીમાં હવે જન્મ પામી.

વારૂ, આટલું ચાલ્યાં પણ ગાડીજ નહીં મળે? તેને કયાં ઉભી કરવાનો હુકમ થયો હતો? તેણીને પ્હેલે બીહીકનો ઇશારોજ માત્ર થયો હતો, પણ હવે તો તે ધુજવા લાગી. પોતે અબળા જાત એકલી અટુલી, એક જવાન જેને ગળે તે જબરદસ્તીથી ઓરવાવા માંગતી હતી તેની સાથે આવી અંધારી રાતે, ચોરેલો પોષાક પેહેડી, હાથમાં ચોરેલાં જેવરનો દાબડો લઇ તે જવાનની પાંખડીથી તણાઇ ઘસડાઇ

તે ક્યાં જતી હતી? અરે! પણ આવા ભયભીત અપસુકન વચ્ચે જે નેકા થાય તે સુખી નીવડેજ કેમ? પણ આહ! નેકા નહીંજ થયા તો? જે આદમી પાંખડી પકડી તેને ખેંચ્યેજ જતો હતો તેનો વિચાર તેણીને ઠારજ કરવાનો હોય તો? આસપાસ નજર કરતાં તેણીને બીહામણા જંગલ સીવાય કાંઈજ દેખાયું નહીં. દશ મીનીટ તો એ મુજબ નીકળી ગઇ, અને શરૂઆતમાં મળતાં 'રેહેમત' અને 'ગુલનાર' એ બે શબ્દો જે તે બંનેની જબાનમાંથી નીકળ્યા હતા તે ઉપરાંત વધુ એક બોલ તેઓમાંના કોઇએ કાઢયો હતો નહીં, પણ એ ચુપકીદી ક્યાં તક ચાલનાર હતી? આખરે આજેજ થઇ જેમ તેમ હીંમત કરી તેણીએજ બોલવાની શરૂઆત કીધી.

"નામવર નવાબજાદા, આપણે ક્યાં જઈયેછ? અને પેલી ગાડી ક્યાં છે? હું તો તદન ઠાકી ગઈછ, અને આ બીયાબાનમાંથી ચાલી જવાની જરૂર શું છે તે હું જોઇ શકતી નથી. તમો મેહેરબાને જરા ગાડી આગળજ કાંય નહીં ઉભી રખાવી?"

પણ તેનો સાથી તેને જવાબજ શાનો આપે? તે તો તેને ઘસડતોજ રાહ્યો.

"આહ! તમને ચાહવાની હીંમત કરવા માટે તમો મારી ઉપર ગુસ્સે છેવો અને કદાચ તમારી પરણેતર થવાની મારી બોહોંસને લીધે તમો મને ધિક્કારતા વટીક હશો. પણ તેની સજા એટલી ઉતાવળે? અને હું તમારો પ્યાર માંગુછબી ક્યાં? તમારે ગમે તો પરણીને મારાં સાથે બોલતા ના, મારી સોડ ના સાંધતા. એ રીતે મારૂં છુપું પાકતવા ગમે મને પરણજો. પણ, આ રીતે મારી સાથે ખુલ્લી દુશમની કરતાં સંભાળજો, કેમકે જેટલો મારો પ્યાર હાલ મજબુત છે, તેટલોજ મારો ધિક્કારણી જોરાવર રૂપ લેતાં વાર લગાડશે નહીં અને તમારી તર્ફની આવી

વર્તણુંક મારી તર્ફના ઝેરી કીનાથી ખાલી જશે નહીં! તમો સમજોછ કે? મને જવાબ આપો. ગમે તો આપણે ધણીધણીયાણી તરીકે કેમ વર્તવું તેની મારી સાથે તમને મનપસંદ શર્ત કરો. શું! હજી ચુપ? અય મારા ખાવીંદ જરા તો જબાં ખોલી જરા તો બોલ, નહીં તો મને એમજ વ્હેમ આવશે કે કોઇ સેતાની આકાર મને પોતાની સાથે જહાંનમના ગારમાં ઘસડી જાયછ?"

નહીં, ગુલનાર માથું ફોડીને બે કરે તોબી તે આકારે તો જાણે નહીંજ બોલવાના કસમ લીધા હતા.

"નહીંજ? એક સોખન, એક હર્ફ, એક લફ્ઝબી નહી? ચાલ, છોડ ત્યારે હું તારી પાંખડી વળગી ચાલવાને સાફ ના પાડુંછ. તારી એટલી જબરદસ્તી શા માટે? અને એક અબળા ગમે તેવી ભુલેલી હોય, ગમે તેવી ગુનાહગાર હોય તો તેની એકલી હાલતમાં તેને એમ તડછોડી હેરાન કરવી એ સર્ફ હેમાકત—સર્ફ હેવાન્યત છે! કેમ, હવે કાંઇ બોલશે? મારા રેહેમત, મારા ખાવીંદ બોલ—બોલ—યા ખુદા! આ ચુપકીદીની શું મતલબ?" હજી તે આકાર કશું બોલ્યો નહીં, અને તે હાથ જોડી ઉભેલી અબલાની સામે તે પોતે મુંગો મંતર ઉભોજ રહ્યો. તેનો દેખાવ એક કબરમાંથી ઉઠી આવેલાં શબ જેવો ભયંકર અને ભયાનક લાગતો હતો.

"ફરીથી—ફરીથી છેલ્લીજ વખત તને કરગીરને કહુંછ, રેહેમત, કે તું કાંઇબી બોલ—એક બોલ—એક હર્ફ એક સોખન બોલવા તારૂં દહન ખોલ—યા ખુદા! મારી મદદે આવનારૂં અત્રે કોઇજ નથી?" તેણીએ એક મોટી લાંબી ચીચારી પાડી ખાસ કરીને જોવાકે જોઈયે કોઇ તેના જવાબમાં કેઠેથી નીકળી આવેછ? પણ કોઇ—કોઇજ નહીં.

"આહ! તું મને પાગલ બનાવેછ, તું મને અક્કલથી બેગાની કરી મુકવાની આ બાજી રમેછ? તું કોણ છે ને મને કાંય

સતાવેછ? અય મહેરબાન જનાબ! તું કોણુ છે તે મને જણાવ! ઓ! એ શું, ખાબ કે? ઓ! તું ગમે ભુત હોય કે કાંઇબી હોય પણ હું તો તારો ચ્હેરો જોવાની!" એટલું બોલી તદન જીવપર આવી ગુલનાર એક વાઘણની માફક કુદી, ઉછળી અને તેણીએ પેલા આકારે ઓઢેલો સાહેલા ખેંચીને તાણી કાઢયો અને થોડી ઘણી તારાની ઝાંખી રોશનીથી તેણીએ જોયું કે તે નવાબજાદો રેહેમત નહીં પણ કોઇ ભલતોજ એગાનો હતો!

એટલી જાણ થતાંજ તેણીના હાથમાંનો જેવરનો દાબડો પડી ગયો. તેણીએ એક ભયાનક ચીસ પાડી અને તે નાહાસવા ગઇ. પણ બીજીજ પલે એક જાડી દાંગ, જે પેલા આકારે પોતે ઓઢેલા જબ્ભામાં આટલો વખત છુપાવી રાખી હતી તે વડે તેણીનાં મસ્તકમાં તેણે એક ફટકો માર્યો કે તેણી વીંધાયલાં હરણ મીસાલ ઉછળીને જમીન પર પડી. એક બીજો ફટકો અને સઘળું તમામ!

---

## પ્રકરણ ૪૯ મું.

### દાસી ગુલનારનું ખુન!

બામદાદની ઝલક, ફલક પરથી ખલક પર આવી પોંહાંચ્યાને થોડોજ વખત થયો હતો કે પોલીસના બે અમલદારો 'બાગે આમ'-માંથી નીચે મુજબ વાત કરતા પસાર થતા હતા:

"થાણાપર એ વાતની ખબર કેટલે વાગે આવી?" એકે પુછયું.

"મધરાત પછી લગભગ અડધેક કલાકે." બીજાએ જવાબ આપ્યો, "એવું માલમ પડેછ કે નવાબ સાબેર-ઉદ-દઉલા અને તેવણનો બેટો—"

"તે નવાબજાદો રહેમત કેની?"

"હા જતો, તેઓ બન્ને જણુ નવાબ સાહેબ સર રફીક-ઉદ-દઉ-લાના 'મેહેર-અયવાન'માં મેજબાનીએ ગયા હતા, જ્યાંથી બારેકને સુમારે પાછાં ફરતાં તેમને ખબર કરવામાં આવી કે તેમને ત્યાંની ગુલનાર નામની દાસી કેઠે ગુમ થઇ ગઇ હતી. તુરતજ સઘળું સલામત છે કે નહીં તેની તપાસ કરવાને તાબડતોબ નવાબે ફરમાવ્યું તો—"

"ત્યારે કાંઇ તે ચોરીને નાહાસી ગઇ હશે એવો તેમને વ્હેમ હતો શું?"

"તદન નહીં; નવાબ અને તેનો બેટો મજલીસમાંથી જ્યાં સુધી આવ્યા નહીં ત્યાં સુધી તેવો વિચાર કોઇને આવ્યોજ નહતો. બેગમ સાહેબને તેમજ નવાબની બેટીઓને અને નોકર નફરોને તે દાસીનાં પ્રમાણીકપણા માટે જરાણી શક નહીં હતો, પણ તે બન્ને બાપબેટા આવતાં તેમને જ્યારે ખબર કરવામાં આવી કે ગુલનાર કેઠે જણાતી નથી ત્યારેજ તેઓએ બધું તપાસવા માંડ્યું તો પરીણામમાં ચોરી થયલી જણાઇ આવી."

"બેગમના જેવરનો દાબડો ચોરાયેછ, એંહ?"

"હા, ને એક બેટીનો પોશાકબી. પણ એમ તો બીજીબી ચીજો ગઇ હશે ને ગભરાટની પેહેલી હરોલમાં તેમને જણાયું નહીં હોય કે શું ગયું ને શું સલામત છે?"

"હું ધારૂંછ, તારી પાસે તે દાસીનું વર્ણન છેની?"

"હા, આ રહ્યું." તેણે તે પોતાના સાથીને આપતાં કહ્યું.

"એ દાસી ઘણી ખુબસુરત હોવી જોઇયે." ખાજાએ તે વર્ણન વાંચી પોતાનું મત આપ્યું.

"હા, ઘણીજ ખુબસુરત! ઇન્સપેકટર કાલેખાં જે સૌદાગર અનવરખાંને પકડવા સાબેરગંજમાં થોડાક મહીનાની વાતપર ગયો

હતો–તુને યાદ છે કેની, તે સાબેરગંજમાં થોડાક મહીનાની વાતપર બનેલો બનાવ ?"

"હા, પણ આપણા ઇન્સપેકટર સાહેબનું શું ?"

'નહીં રે, હું એમ કેહેવા જતો હતો કે તે વખતે તેવણે તે દાસીને જોઇ હતી અને તેવણેજ મને હમણાં કહ્યું કે તે ઘણી ઠસ્સા બંધ ને ઠઠેરાવાલી હતી ને તેણીનું આ વર્ણન હુબહુ બરાબર છે. પણ, આહ ! એ શું ?"

"અરે એ તો કોઈ છાકટી પડી હશે–"

"નહીં–હ્યાં તો કોઇનું ખુન થયુંછ, યા સુબહાન !" અને તે બન્ને સીપાઈઓ જ્યાં તેમની નજરે કોઇ પડેલું જણાયું ત્યાં તુરત ધસ્યા ગયા.

ફાંકડો પોશાક પેહેરેલી કોઇ અબલા ત્યાં જમીનપર પડી હતી. તેણીનાં મગજની ખોપરી ફાટી ગઇ હતી, જેથીજ તેણીનું મરણ નીપજ્યું હોવું જોઇયે એમ લાગતું હતું. તે શબને થોડેક છેટે એક જાડી ભારી ડાંગ પડી હતી અને તેનાથી થોડે દૂર એક ખાલી દાબડો ઉંધો પડયો હતો. તેણે પ્હેરેલા રેશમી પોષાકનાં ગજવાં ચીરાઇ ફસાઇ ગયાં હતાં, જેપરથી માલુમ પડતું કે ખુનીની મતલબ ચોરીનીજ હોવી જોઇયે. વળી કાનનાં ચપકાં પણ ફાટી ગયાં હતાં, જેપરથી અનુમાન થતું કે તેણીએ પહેરેલાં ચોકડાં તે મુજીએ તાણીને લુટી લીધેલાં હોવાં જોઇયે. તે શબ તદન ઠંડુગાર હતું અને તેના સઘળા દેખાવપરથી તેનો જાન કબજ થવાને કલાકો વીટી ગયા હોય એમ જણાતું હતું. તેઓ પાસે દાસી ગુલનારના ચ્હેરા અને આંગનું વર્ણન હોવાથી, તેમને તે મુવેલી અબલાને ઓળખી કાઢતાં વાર લાગી નહીં, અને તરતજ તેઓ પામી ગયા કે તેમની નજર સામે પડેલી

અબલા કોઇજ નહીં પણ પેલી જતી રહેલી જણાવવામાં આવેલી દાસીજ હતી.

તુરત મદદ મેળવી તે ગુલનારનાં ગડદાંને થાણામાં લેઇ જવામાં આવ્યું અને તેને લગતી જોઇતી ખબર સાબેરગંજમાં પોંહોંચાડવામાં આવી જે ખબર સાંભળી ત્યાંનું એકેએક જન કમકમ્યું. તુરત પંચ ભરાઇ જેણે ચુકાદો આપ્યો કે, "સાબેરગંજમાં નોકરી કરતી દાસી ગુલનાર, પોતાની બેગમનાં જેવર અને નવાબ સાહેબની એક બેટીનો રેશમી પોષાક ચોરીને નાહાસી જતી હતી તે વખતે કોઇ નહીં જણાયલા શખસ યા શખસોએ તેણીનું ખુન કીધું હતું."

પંચ ઉઠતાં તેણીને દાટવામાં આવી અને આ બનાવથી સરફરાજ ખાનદાન ગોયા વધુ ગમગીનીમાં ગર્ક ગયલું જણાયું

* * * * * * *

આ બનાવને હાલ સોલ મહીના વીતી ગયા હતા, જે અરસામાં આ વારતાનાં પાણાંપર નોંધવા લાયક કંઇબી જીવ જેવો બનાવ બન્યો ન હતો, પણ એ બધો વખત આપણી ગરીબ ગમખ્વાર ગુલ-ઝાર ક્યાં હતી અને શું કરતી હતી?



## પ્રકરણ ૫૦ મું.

### દુઃખનું એક દયામણું ચિત્ર.

અમો હવે અમારી આ વારતાના દુઃખી-એક ઘણાજ દુઃખી તબક્કા ઉપર આવ્યે છીએ, અને જે સઘળું અમો હ્યાં નોંધનાર છીયે તેનો ડરામણો ચીતાર અમારી નજર સામે રજુ થતાં, એ કામ હાથ ધરવા માટે અમારૂં હૈયું થરરર કાંપે છે અને અમારો જીવ કમકમે છે.

પણ એ તબક્કામાં રીતસર દાખલ થવા માટે, જે દીવસે દાસી ગુલનારે યોજેલાં અને અમલમાં મુકેલાં ઘાટકી કાવતરાંનો ભોગ બીચારી

ગુલઝાર થઇ પડી હતી, તે દીવસપર અમને અમારાં વાંચનારાંનું ધ્યાન પાછું દોરવી લઇ જવું પડે છે.

વાંચનારને યાદ હશે કે પોતાની આગળથી પસાર થઇ ગયેલી જોડીની એક લેન્ડોમાં પોતાના આશકને બેઠેલો જોઇ, તેને એક ઘાટકી અને નીચ કામના કરનાર તરીકે દાસી ગુલનારે ઓળખાવ્યાથી ગુલઝાર તે દાસીના પગ આગળ બેભાન થઇ તુટી પડી હતી.

ગુલઝારને તે હાલતમાં જોઇ દાસી ગુલનાર ગભરાઇ ગઈ અને જ્યાં એ બનાવ બન્યો હતો તેનીથી થોડેક દુર આવેલા પાણીના એક કારંજા તરફ તે દોડી ગઇ અને ત્યાંથી પોતાનો રૂમાલ પાણીથી તર કરી લાવી તેથી ગુલઝારનું કપાળ ભીંજવી તેમજ તેણીના હોઠ જરા ખોલી તેમાં તે રૂમાલ નીચવી પાણીનાં થોડાંક ટીપાં નાગી તેણીએ તેને હુશ્યાર કીધી અને પછી તેણીને આસ્તે આસ્તે ચલાવી તેને મકાને પોંહોંચાડી પોતે સાબેરગંજ તરફ ચાલતી થઇ.

હવે જે ગમનો તે બીચારી જવાન અબલા શીકાર થઇ પડી તે ગમનો વાંચનારને પુરતો ખ્યાલ આપવાને આ કલમમાં તાકાત કે શબ્દોમાં જોર નથી. તેણીનો પ્હેલોજ જવાન પ્યાર, આશાનાં તડકામાં ખીલી રહી, ખુશી ખુરમીમાં ભભરી નીકળવાની જ્યારે અણીપર આવ્યો ત્યારેજ તે કચડાઇને ધુળ થઇ ગયો હતો. તેણીનું જવાન હૈયું, તે પાક પ્યારને, સઘળી પવિત્ર રોશનીની જોતથી જે વખતે તે ઉછેરતું હતું તેજ વખતે તેને એક જબુન ફટકો લાગ્યો હતો. એક ભયભીત આફતના ગભરાટથી તેણી ગુંગળાઇ ગઇ હતી, અને તેના ઓચીંતા આંચકાથી તે એવી ફાટી ગઇ કે ન તેણીની આંખોમાં આંસુ હતાં કે ન તેણીની છાટીમાં હાયનો એક દમ હતો; પણ જેવી તે આંચકાથી ઉપજેલી ઝુકણમાંથી તે સભાગરૂ થઇ કે તેણીને લાગેલું જબુન દુઃખ આંસુનાં ઉપરાસાપરી

ચઢી આવતા મોજા અને દયામણાં ડચકાં મારફતે ઉછાળો મારી બાહાર નીકળી પડયું.

આજ અઠવાડયાં થયાં હવામાં જે કિલ્લો તેણીએ ઉભો કર્યો હતો તે એકાએક કરરરભુસ થઇ ગયો અને તે પડતાં સાથેજ તે બીચારી તેનાં કાટ અને ધુળ મટોડાંમાં જાણે દબાઇ ચંપાઇજ ગઇ. તેણીએ એક પરીની રાહબરી કબુલ કીધી હતી, જેણે તેણીને સુંદર મેદાનોમાં, મધુર બાગ બગીચાઓમાં અને રૂપેરી ઝરણોને કીનારે ફેરવી ખરી, મગર, તે બાગે બેહેસ્ત જેવા દેખાવોની પછવાડે છુપાયલી દરામણી ઉંડી ખાહીમાં ગબડી જવાને ખાતેરજ કે? હવે તેણીને લાગ્યું કે તેણીની આ હાલતને ખાતર તેણી પોતેજ જવાબદાર હતી. જે આશકની દગલબાજીને માટે હવે તેને કશો ખતરો રહ્યો ન હતો તેવા એકની ઉપર દેખતી આંખે આંધળો વિશ્વાસ તેણીએ મુકયો હતો તેને માટે ખરેખર તે પસ્તાવા લાગી, એટલે હવે તેણીનું દુઃખ બેવડું વધ્યું. એક તો તેણીના આશકની દગલબાજીનું અને બીજું તે દગલબાજીમાં પોતે પોતાને હાથે જઇ ફસી હતી તેનું. જે ભલાં જોરૂ મર્દના ઘરમાં તે ભાડુતણી દાખલ રહેતી હતી તેઓએ તેણીને ઘણો દિલાસો દીધો પણ ફોકટ; હા, તેઓ તેણીને બાહારથી શાંત કરી શકયાં, પણ, તેમ કરતાં તો તેણી હૈયાંનાં અંતરમાં વધુ ગભરાતી અને વધુ ગુંગળાવા લાગી. હવે તેણી જરા શાંત થઇ કે પોતાની હાલતનો વિચાર કરતી તે નિરાંતે બેઠી. તેણીની ઉપર આવી પડેલી મુશ્કેલી અને મુસીબતને બધી બાજુથી તપાસી કાંઇ ઠેકાણપર આવી હોય તેમ તેણી પોતાની બેઠકપરથી ઉઠી અને પોતાની અંગત મતા અને મિરાસ એકઠી કરવા પડી. પોતાના પૈસાથી જે તેણીએ ખરીદયું હતું તે, તેણીના આશકે તેણીને ભેટ આપેલા પૈસામાંથી જે તેણીએ લીધું હતું તેમાંથી, છુટું તારવી

કાઢયું અને તેનું એક જુદું બંડલ બનાવ્યું. આ સઘળું કામ બજાવતી વખતે તેણી કેટલી વખત જાર બેજાર રડી હતી! પણ જ્યારે તેણીએ તે શાદીની સાજવારીનો પેલો શોભીતો સાજ પલંગ પરથી ઉંચકી રેહેમતે ભેટ કીધેલી બીજી ચીજો સાથે તેણેજ અપાવેલી એક સ્ટીલની ત્રંકમાં મુકયો ત્યારે તો તેણીની કળાપીત અને કકળાટનો પારજ ન રહ્યોઃ અને તે સઘળું તે પેટીમાં મુકી તેનું ઢાંકણુ જેવું તેણીએ બંધ કીધું તેવુંજ તેણીને લાગ્યું કે, તેણીનાં સુખની સઘળી આશાઓ ગોયા તેણીએ એક કબરમાં સદાની દાટી દીધી હતી. એ મુજબ સઘળી તૈયારી કરી ગરીબ ગુલઝાર પાછી પોતાના હાલ પર વિચાર કરતી બેઠી, અને યાદ રાખવું કે તેણીની એ ગીરીયાંજારી કે હાય અફસોસમાં કશું આપમતલબી જેવું હતું નહીં. નહીં, જેટલો તેણીની છાટીમાં ઉભરો આવેલો પ્યાર પાક અને પવિત્ર હતો, તેટલીજ તેણીની આજની દીલગીરી સાચી અને ખરાં અંતઃકરણની હતી. કાંઇ એમ નહીં હતું કે રેહેમત સાથે શાદી થવાથી તેણીની હાલત કેવી બદલાઇ જતે, તેણી કેવાં સુખમાં ઠર પડતે યા અયશો આરામમાં કેવી મચી રહી તેણી દરેક મોજમાં માહાલતે અને હવે તેવું કશું થનાર નથી તે વાતનો તેણીને અફસોસ હતો. નહીં, તેણીના આ સંતાપનું એકનું એકજ કારણ, તે તો જેને તેણે અગાધ પ્યારથી ચાહ્યો હતો તેણે તેણીની તરફ બતાવેલી દગલબાજીભરી વર્તણુંક હતી. તે યાદગાર દિવસની રાત્રે નવ વાગે ગુલઝારે પોતાની જવાના સઘળી તૈયારી કરી મુકી. તેણીએ પોતાનાં આંગપરની સાડી, બનીયાંન, ચોળી વિગેરે ઉતાર્યું, કેમકે, તે સઘળું તેણીના ઠગારા આશકના પૈસાનું હતું અને સઘળાં જુનાં કપડાં જે તેણીએ હવે વગર કામનાં ધારા બાજુ નાંખ્યાં હતાં તે સઘળાં પેહેર્યાં. પગમાંની કસબી ભરેલી સપાટ કાઢી નાંખી, અને તેને બદલે પગમાં ઘાલવાનું કશું જુનું

પુરાણું ન હોવાથી તેણી ખુલ્લેજ પગે રહી. હવે તેણીની પાસે પૈસા કેટલા હતા તે તેણીએ નક્કી કીધું. તેણીના આશકે તેણીને જે પૈસા આપ્યા હતા, તે વખતે તેણીના પોતાના પૈસા તેણીની પાસે કેટલા હતા તેનો હીસાબ તેણીએ કાઢયો તો તે ચાર રૂપ્યા છ આના અને બે ત્રણ દોઢીયાં જેટલો થવા ગયો, જે માત્ર પોતાની સાથે લઇ લીધા અને બાકીના પંદર સોળ રૂપ્યા વધ્યા હતા તે પેલીજ ત્રંકમાં બંધ કીધા અને પોતાની અસ્કેયામત (!) નું પોતરડું લઇ તેણી નીચે ઉતરવા તૈયાર થઈ. તે ઓરડીમાંથી બાહાર નીકળી નીચે ઉતરી જતી વખતે હીંમત રાખવાનો તેણીએ જે ઠેરાવ કીધો હતો તેમાં તેણી ઠગાઇ હતી તે ઓરડીનો ઉંબર ઓળંગતાંજ તેણીથી ધસાધસ રડી પડાયું.

અરે ખુદા! આવી પાક, આવી નિર્દોષ છેડીનાં કીસ્મતમાં આવું દુ:ખ! તેનાં કીસ્મતની આવી કાંહાંણી! તેણીની સરજતમાં આ સંતાપ! ઓ, ખુબસુરત પણ દુ:ખી છોકરી! જેટલી નેક તેટલીજ બેનસીબ, જેટલી પાક, જેટલી સાફ, તેટલીજ કમનસીબ—હવે તારી તરફની, અમારી દિલસોજી તને કયી રીતે કારગત લાગવાની?

બંડલ હાથમાં લઇ આખરે તેણીએ ઉંબર ઓળંગ્યો ખરો, અને દાદરપરથી નીચે ઉતરવા અગાઉ તે ઓરડીમાં એક નજર તેણીએ નાંખી કે તુરતજ તેણીની આંખે અંધારાં આવી ગયાં અને તેજ વખતે દાદરના કઠેરાને જો તે નહીં પકડી પાડતે તો ઉંધે મસ્તક તે દાદરપરથી તેણી ગબડી પડતે, પણ આ પગલું ભરી તેણી એક પવિત્ર ફરજ માત્ર બજાવતી હતી તે વિચારે તેણીને પાછી હુસ્યાર કીધી અને હીંમત ધરી તેણી નીચે ઉતરી કે તે ઘરના ઘરવાળાં બન્ને વર બઈયર જેઓ ચાલમાંજ બેઠાં હતાં તેઓ તેણીને આવી હાલતમાં નીચે ઉતરતી જોઇ ગભરાઈ ગયાં. અલબત્ત

તેઓ એટલું તો જાણી ચુકયાં હતાં, કે તે બીચારીનાં લગન તો બંધ પડયાં હતાં, પણ તેથી તે એમ નાહાસવાની વેતરણમાં કાંય હતી તેની તેઓને સમજ પડી નહીં.

"મારાં મેહેરબાન વ્હાલાંઓ" અચકાતે સાદે અને ગુંગળાતી છાતીએ, તેઓ તરફ જોઇ ગુલઝાર બોલી "મારાં વ્હાલાં મેહેરબાનો, મારી તરફની તમારી ભલી લાગણી અને દિલસોજીને માટે તમારો હું ઘણો-ઘણોજ આભાર માનુંછ: હવે મારીથી આ ઘરમાં કે આ પડોસમાં રેહેવાય તેવું નથી. પહેલાં તો મારાં મનની સમાધાનીને માટે અતિસ્ય જરૂરનું છે કે, મારે આ ઘર છોડી બીજે ઠેકાણે જતું રેહેવુંજ જોઇએ. વળી જ્યાં મને પેલાને મળી જવાનો સંભવ, ત્યાંથી મારે દુર દુર નાહાસી મારે મારી પોતા તરફની નહીં તો મારી બીચારી ગુજરેલી માદર તરફની ફરજ બજાવવીજ જોઇયે. હા, મારૂં હાલનું રેહવાનું ઠેકાણું તે જાણુતો નથી એ ખરૂં, તો પણ તેને એટલું તો માલમ છે કે હું રીચી બાગથી થોડેક દુર કેઠે રહુંછ, અને જો મને શોધીજ કાઢવાનું તે મનપર લેશે તો મારૂં રેહેવાનું આ ઠેકાણું તેને મળતાં વાર લાગવાની નથી. અને ઓ! મારીથી તેને તો કદી કદી મળાયજ નહીં, અને તેને મળવાની તમો પોતે વટીક મને સલાહ આપશો નહીં! તેની મેહેરબાનીથી મને મળેલું સઘળું-તેના પૈસાથી મેં જરૂર જોગું ખરીદેલું બધું-એમનું એમ તેની પોતાનીજ અપાવેલી એક પેટીમાં મેં બંધ કીધુંછ; અને જો તે હાં આવી પુગે-રેહેમતનું નામ આપતો એક ઉંચો ખુબસુરત જવાન હાં આવી તમને મારે માટે પુછે તો તેને કેહેજો કે—" પણ હાં ગુલઝારનો સાદ સદંતર દબાઇ ગયો અને વળી પાછું તે બીચારીથી રડી પડાયું, તોપણ જેમ તેમ હીંમત એકઠી કરી તેણીએ બોલવું જારી રાખ્યું—

"તો તેને કેહેજો કે જે મારૂં પોતાનું નહીં તે સઘળું મેં રેહેવા દીધુંછ-વળી તેને એમબી કેહેજો કે હું તેને કાંઇબી દોષ દેવા કે નુકશાન કરવા ચાહતી નથી-જે બન્યું તે મારાં હીણાં નસીબે બન્યું સમજી તેને કશોબી દોષ હું દેતી નથી-હું તેને તેનો આ ગુનાહ ખરાં અંતઃકરણથી માફ કરૂંછ.-મગર, તણે મને મળવાની કે મારી ઉપર નજર વટીક ફેંકવાની હવે આશા રાખવી નહીં."

આ બધું સાંભળી તે ભલાં ઘરવાળાઓની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને બંન્નેએ તેણીને બની શકતા શબ્દોમાં દિલાસો દઇ સારી દુવાઓ દીધી, અને તે બંન્નેને મળી ભેટી દુઃખી દિલે અને ભારી હૈયે ગુલઝાર ત્યાથી નીકળી ગઇ.



## પ્રકરણ ૫૧ મું.

### દુઃખ અને દળિદ્રતા.

તે વાતને એટલે ગુલઝાર પોતાને મકાનેથી બાહાર પડી તેને આજે ત્રણ મહીના થઈ ગયા હતા અને હાલ આપણી ગુલઝારને દર્યાબાદથી થોડેક દુર આવેલાં ખામખેડ નામનાં એક નાનાં ગામડાંના તાજયાપેંઠ નામના ગરીબોથી વસાયલા મોહલ્લામાંના એક કંગાળ ઝુપડાંમાં બેઠેલી આપણે જોઇયે છીયે.

આ વારતાનાં પહેલાં અને 'બીજા' પ્રકરણમાં ગુલઝારની સાથે અમારાં વાંચનારાંઓને પીછાણ કરાવતી વેળા તેણી તે વખતે જે હાલતમાં હતી, તે હાલતને અમો ગરીબ અને કંગાળ કહી હતી તો આજે જે હાલતમાં ગુલઝારને અમો રજુ કરવા માંગ્યે છીયે તે હાલતને શું વિશેષણથી ચીતારવી તેના વિચારવામાં અમો છીયે. તેની હાલની હાલતનો કાંઇ ઝાંખો ખ્યાલ આપવા એટલું ટુંકું અને ટચ

કહેવું બસ થશે કે તેણીની હાલની હાલત સાથે સરખાવતાં તેણીની આગલી હાલત ઘણે દરજ્જે સુખી અને આબાદ કહી શકાય. તે વખતે તો તેણીને સીવવા સાંધવાનું થોડું ઘણું કામ મળ્યું જતું હતું અને એક પુરૂં થવે બીજાંની તજવીજ કરતાં તે તેણી મેળવી શકતી હતી, પણ હમણાં તો તેટલાંના પણ વાંધા હતા. તે જે ગામ–કહો કે ખેડામાં–આવી રહી હતી, ત્યાંનું લોક ઘણું ગરીબ અને મજુર વર્ગનું હતું એટલે આસપાસનાં શેહેરોમાં વસ્તા માલેતુજારોના તો જરા પણ સંબંધમાં તેઓમાંનું કોઇ આવતું ન હતું. મોટે ભાગે તે વર્ગ જુન મહીનાથી સપટેમ્બર અકટોબર મહીના સુધી ખડી પુરવાનાં કે એવાંજ બીજાં સરકારી કામોથી પોતાની રોજીનું સાધન મેળવતો હતો. તે કામમાં મરદોને અઢી આના અને ઓરતોને છ દોઢયાં રોજ મળતો હતો. પણ અકટોબરની આખેરી અને નવેમ્બરની શરૂઆતથી તેઓ ખામખેડ અને તેની આસપાસનાં બીજાં ગામોમાં આવેલાં કપાસ પીલવાનાં કારખાનામાં કામે જતાં, જ્યાં મરદને ત્રણથી ચાર આનાનો અને ઓરતોને બેથી અઢી આનાનો રોજ–સો સોનાં કામ પ્રમાણે મળતો હતો. જે વખતની અમો વાત કર્યે છીએ તે વખતે આજની માફક તેવાં કારખાનાઓ વધી ગયાં ન હતાં, એટલે મોટે ભાગે કપાસ પોતાને ઘરે હાથચરખામાં માણસો પીલતાં હતાં, જયાં પણ તે ગામનાં મજુરો કામે લાગતાં અને એ રીતે તે બીચારાંઓનું ગાડું ગબડતું હતું.

ગરીબ ગુલઝારને સીવવા સાંધવા સિવાય બીજાં કામની આવડ ન હતી અને ત્યાં દુકાન માંડી બેઠેલા દરજીઓ પાસેથી કાલાવાલા કરી તેણી જે થોડુંક કામ મેળવતી હતી તેમાં મેહેનત ઘણી અને કમાઇ થોડી હતી. મહેનત ઘણી એમ કે જે તેણીને સીવવાનું મળતું તે કપડું મોટે ભાગે જાડું અને જાંજરૂં હોવાથી તેણીનો ટાંકો ઘણો ભારી

જતો અને પરિણામે કામ ઘણું થોડું થતું, એટલે તેવું એકાદ કામ બીચારી મરતેહાલ મહેનત કરી ત્રણ યા ચાર દહાડે ઉભું કરતી જેના બદલામાં તેણીને પાંચથી છ આના મળતા ! એ રીતેએક તો દુઃખ બીજું તો ગરીબી. ત્રીજું ભુખમરો, અને ચોથું મરણતોલ મહેનત એ ચારે આફતોનાં સામટાં બળે તેણી નખાઇને નરૂં હાડપીંજર બની રહી હતી.

આપણે જોયું કે તેણી પોતાને જુને ઘેરથી કશાંબી રાચ રચીલાં કે કાંઇબી સરસામાન વગર ખાલી હાથે નીકળી હતી; કેમકે તે ઓરડામાંનું જરાકે જરાક રેહેમતનું હતું. તેણીનું જે પોતાનું હતું તે તેણીએ રેહેમત સાથની શાદી થવાની આશાપર કાઢી નાંખી રેહેમતે આપેલા પૈસામાંથી સઘળું નવુંજ વસાવ્યું હતું, અને તે કાંઇ તેણીથી લાવી શકાય નહીં, એટલે તે સઘળું ત્યાંજ તેણી છોડી આવી હતી, અને આ ઝુપડામાં જે કાંઇ થોડું ઘણું આપણી નજરે પડે છે તે, તે ઝુપડાંના ધણીએ તેણીને વાપરવા આપ્યું હતું; તેબી દોરડું તાણેલી એક ચારપાઇ, એક બેસવાનું 'સ્તુલ', બતીને માટે પતરાંનાં મોહર્યાં સાથની કોલાંવાટરની ખાલી શીશી, એક દેવદારી ખોખું અને એક ભોંયચટાઇ ! એમને એમ બીજા ત્રણ મહીના નીકળી ગયા, જે અરસામાં તેણીએ જોયું કે એ જીંદગીએ કાંઇ જીવાય નહીં અને મોત કાંઇ માંગેલું આવતું ન હતું; એટલે તેણીનાં હાડકાં ચામડાં સાથે જીવને વળગાવી રાખવાની તેણીએ કાંઇ થોડીબી કોશેશ કરવીજ જોઇએ.

એ વિચાર થતાંજ તેણીને પહેલો ખ્યાલ તેનાં પેલાં અસલી ઘરવાલાંઓનો થયો. તેમને મળી તેમની તરફથી કંઠે ભલામણ પુગાડી કામ મેળવવું એવો વિચાર તેણીને આવ્યો. તે ભલાં જોડાંને મળવાનો તો તે અગાઉ તેણીને ઘણી વાર વિચાર થયો હતો. તેણીએ તેમને

મળીને જાણવાનું ઘણી વખત ચાહ્યું હતું કે રેહેમત ત્યાં આવ્યો હતો કે નહીં અને આવ્યો હતો તો તેણી જે સરસામાન તેને માટે છોડી આવી હતી તે તે લેઇ ગયો હતો કે કેમ, પણ તે રસ્તે જતાં રખે તેજ તેણીને મળે અને મળીને વળી રખે કાંઇ જુઠાં હીલાંબહાણાંથી તેણીને તે પતાવી સમજાવી લેવાની વેત્રણ કરે એ બીહીકથી તેવો કશો વીચાર તેણીએ આજ સુધી માંડી વાળ્યો હતો, પણ હવે તો તેમને મળવા જવાની ખરેખરજ જરૂર માલમ પડી અને એકમત કરી તેણી એક આતવારને દીને દર્યાબાદ જવા ખામખેડથી ચાલતી નીકળી.



## પ્રકરણ પર મું.

### સાચો આશક તે એ !—દુખપર ડાહામ !

ગુલઝાર, ગુલાબખાંની ફેલમાં પુગી તે વખતે ભલાં ડોસા ડોસી ચા પીવા બેઠાં હતાં; તેઓ બન્ને તેણીને જોઇ હરખાઇ ગયાં. વ્હેલી વ્હેલી તે ડોસીએ પોતાના હાથમાંનો ચાનો કટોરો ભોંય પર મુકી દઇ તેણીને ભેટીને ક્રાટી કીધી, અને ડોસજીએ તેણીને સારા શબ્દોમાં આવકાર દઇ એક 'રતુલ' આપી બેસાડી. તેઓએ તેને છેલ્લી જોયાને આજે લગભગ છ મહીના થઈ ગયા હતા અને એ ટુંક અરસામાં તેણીનું બદલાયલું રૂપ રંગ અને પડી ગયલો તેણીનો હાલ અવતાર જોઇને તે બન્ને ભલાં ખયરખ્વાહોની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. રડતી આંખે અને ડચકાંથી ગુંગલાતી છાતીએ તેણીએ પોતાપરની સઘળી કહાંણી કહી સંભળાવી, અને હાથ જોડી તેણીએ માગી લીધું કે, તેણીને કેથે લાગવગ લગાડી કાંઇબી કામ અપાવવું, કે જેથી તે બંનેના હકમાં દુવા કરી પોતાની પ્રમાણીક રોટી ખાઇ શકે. તે બીચારા ભલા દિલના ડોસાએ એ બાબ-

દમાં પોતાનું બનતું કરવાની ખાતરી આપી ત્યારેજ કાંઇ બીજી ત્રીજી વાતમાં ચિત્ત રોકવાનું તેણીનું મન થયું;–અને તેણીએ શરમથી લાલ થયલા ગાલે અને નીચી નજરે રેહેમતને માટે તેઓને પુછયું.

“ અરે બેટી, એક દહાડે તો ખરેખર જ્યાં એક ખરેજ દુ:ખદાયક બનાવ બન્યો,” તેણીના સંવાલના જવાબમાં તે ડોસી બોલી અને તેણીનું બોલવું જો કે ઘણું અચકી અચકીને તથા ટીકા ટાહુકા સાથનું હતું, મગર, તે અમો વાંચનારાંઓને માટે સીધી સરળ ભાષામાં અત્રે રજુ કરીશું, “અને તેણે તે વખતે કીધેલો કકળાત અને મારેલા દુ:ખના પુકારો જો ખરેખર ધારણજ કીધેલા હોય તો તેના જેવો ઢોંગી આખી દુન્યામાં ન હોસે એમ હું તો માનું. તુંને ગીયાને દીકરી એક હફતો નહીં થયો હોસે કે એક ઉંચા ખુબસુરત જવાને અમારૂં બારણું ઠોકયું–આહ! ખરેખર તે કેવો ખુબસુરત જવાન હતો અને નવાઇ નહીં કે તું એવાને જીવજાનથી ચાહતી હતી. મને ઉશ્કેરાયલા અવાજે તેણે પુછયું કે ગુલઝાર કરીમ નામની કોઇ મુફલેસ છોકરી અહીં રહેતી’તી? અને તેને શું જવાબ મળેછ તેની આતુરતાથી રાહ જોતો તે ઉભો અને જેવું તેને જણાવવામાં આયું કે તે તો એક અઠવાડયું થયું અહીંથી જતી રહીછ તો તે સાંભળતાંજ તેની ગીરીયાંજારી ને કળાપીતનું પુછવુંજ શું? પણ જરા વારમાં જેમ તેમ શાંત થઇ તેણે નહીં તોબી એક હજાર અને એકસો સવાલો પુછયા: કહાં ગેઇ? કહારે ગેઇ? કોણ સાથ ગેઇ? સું થયું ને ગેઇ? ને તે સવાલો પુછતી વખતે તેની ઢપછપજ એવી હતી કે જાણે તુંને એમ એકાએક ચાલી જવાનો સબબ શું હશે તે તે સમજી શકયોજ નહીં હોય. તેના સવાલના જવાબમાં હું જે જાણતી’તી તે બધું મેં તેને કહ્યું,–‘તમો તે બીચારી તરફ એક ભયંકર દગો રમ્યાછ એવી ખાતરી

સાથે તે બીચારી એક સાંજે ઘેર આવી ને રાતો રાત કેઠે ચાલી ગઇ પણ તમારી આપેલી-અપાવેલી સઘળી ચીજો તે અનામત જે ઓરડીમાં તે રેહતી'તી ત્યાં છાંડી ગઇછે.' આટલું સાંભળતાંજ આંખે રૂમાલ દઇ જારજાર તે રર્યો અને બે તન વખત તો આય બારણાંની બરસાક સાથે પોતાનું માથુંબી તેણે અફાર્યું. ખરખર તે વખતે મને તો બા તેની દયા આવી, કેમકે દગો રમ્યો કે નહીં રમ્યો હોય તો પણ મારી તો પક્કી ખાતરીજ થઈ કે તે તુંને ઘણાજ ઘણાજ બેહદ પ્યારથી ચાહતો હોવો જોઇયે. પછી તેણે મને તારા ઓરડામાં લઇ જવા કહ્યું, ને હું તેને ઉપર લેઇ ગેઇ ને બારણું ઉઘાડી તેને અંદર લીધો ને પેલી પેટીની ચાવી જે તું મને આપી ગેઇતી તે મેં તેના હાથમાં મુકી, જે લઇ તેણે તે પેટી ખોલી ને ઉપરજ મુકેલો પેલો રેશમી પોષાક કાઢી તેને તે હરવાયો તો બોસાજ લેવા પડયો ને તેજ વખતે ધોધમાર વર્ષાદની માફક તેની આંખોમાંથી આંસુંની ધારા ચાલવા લાગી; તેને એમ રરતો જોઇ હુંબી રરીને હાય, હાય મને તો એવું થઇ આયું કે તારો પત્તો મને માલમ હોય તો ઓયદેતી દોડી પુગી તુને તેરી લાવું. અરે, બીચારો તે કળવાઇ કળવાઇને એવો રરે કે તેનું અકેક ડચકું મારાં કલેજામાં તીરની માફક વાગે. પણ તું માનશે દીકરી કે તેણે આપણાં કુરાને શરીફના કસમ લેઇને કહ્યું કે એ સઘળો ગડબડ ગોટો કાંઇ ફરેબથી બન્યો હોય યા તો કાઇ ગેરસમજુતીથી નીપજ્યો હોય! અને તુંને તે શોધી કાઢયા સીવા જંપીને બેસનાર નથી એવા સોગંદ તેણે લીધા. વળી પાછો જરા શાંત થતાં-પણ શાંત નહીં થાય તો શું કરે અભાગ્યાનાં આંસુંબી ખુંટી ગયાં હોસે તેટલો તે રડયો-તેણે તે ત્રંકમાં ભરેલાં બધાં કપડાં એકેક પછી કાઢયાં કે જોઇએ કાંઇ ચીઠી નીકરેછ, મગર કાંઇજ નહીં, પણ એકુ કપડાંનાં પડમાંથી

થોડાક રૂપ્યા નીકળી નીચે ગબડી પર્યા જે જોઇ તે બોલ્યો 'યા અલ્લાહ! અટલા સરખાણી મારા આસારમાંથી તે છુટી! આહ! કેવો ઉમદા ખવાસ! કેવો આલ્લા જીવ! અને એવી એકને હું મુકું? તેની સાથે પાછો એક થવાની આશાને શું સદાની છોડું? નહીં, નહીં. અરે, તેને મેળવવા માટે મને ઉંઘાડે પગે આખી દુન્યાની કાંય નહીં સફર કરવી પડે તો એ કામથી હું બાઝ કદી આવસ નહીં." આટલું બોલી તેણે સઘળું પાછું પેટીમાં ગોઠવ્યું અને મને તે ઓરડીનાં કીરાયાને માટે તેણે પુછયું ને બોલ્યો "તમારે હ્યાંથી કશુંબી ખીસારવું નહીં; એ ઓરડી તમારે હજીબી ગુલઝારનીજ સમજવી. તમો માંગો તેટલી મુદતનું ભાડું આંગપર આપવાને હું તૈયાર છેઉં કેમકે એક પાક મુર્તીના એ સઘળા પાક અસબાબને આપણી અજીઠી આંગળી વટીક લાગે તો તેમાં મોટું પાપ કીધેલું કહેવાય." મેં તેને ગમે તેટલો સમજાવ્યો પણ નહીં, તે એકનો બે નહીં થયો અને મારા હાથમાં તેણે પચાસ રૂપ્યાની નોટ મુકી ત્યાંથી ચાલ્યો ગીયો. વળી પાછો એક હફતો રહીને તે પાછો આયો ને મને પુછયું કે કાંઇ તારો પત્તો હાથ લાગો કે નહીં; મેં તેને નાનો જવાબ આપતાં તેણે પોતાના એક કાપડયાનું નામ લખી આપ્યું અને કહ્યું કે જો તારે લગતી જરાબી મને બાતમી મળે તો મારે કોઇનીબી પાસે બે બોલ લખાવી તે સરનામે મોકલી આપવા કે તેને તે બરાબર મળસે, ને તેથીબી નહીં ધરાતાં બે ત્રણ અઠવાડયે અકેકો ફેરો તે અહીં મારી જાયછ કે રખે તારો પત્તો હાથ લાગો હોય અને તેને તે લખી જણાવતાં હું ભુલી ગઇ હોવું. આહ! બેટી, તે બીચારો કેવો સુકાઇ ઉગાઇ, ગળાઇને દાંડા જેવો થઇ ગીયોછ!"

ગુલઝારે જેમ તેમ પોતાનો જુસ્સો દાબીને તે ડોસાંની ઉપલી હકીકત સાંભળી, પણ તે પુરી થતાંજ તે ડોસાંના છેલ્લા શબ્દો તેણીને

કાને જેવા પડયા કે તેણીનો સઘળો કાબુ ઉડી ગયો અને ધસાંધસ તેણી રડી પડી અને તેણીની નાજુક નરમ છાતીમાં એવી લાગણીનો પ્રવાહ તે પળે દોડી રહ્યા કે જો તેજ પળે તેણીનો તે આશક આવી લાગતે તો તે તાબડતોબ તેના હાથોમાં જઇ પડતે! *મગર ખુદરતનો ખેલ ન્યારોજ હતો! તે બન્નેનાં નસીબમાં કાંઇ ઔરજ લખેલું હતું!

તુફાન પછીની શાંતી, તેમ તેની છાતીમાં ઉભરી આવેલું તુફાન સમી જતાંજ તે જરા શાંત થઇ અને બોલી, "મારી આ નબળાઇને માટે તમો બન્ને મેહેરબાનો મને માફ કરજો, પણ મારી ઉપર જે વિંટયુંછ અને હજીબી વિંટેછ તેપરથી તમો અજબ નહીં, થશો કે જરા સરખી લાગણીને ઝટ તાબે થઇ જવાની મને તએહ પડી ગેઇછ. ખુદા કરેને તે જેવો પોતાને ચીતારેછ તેવોજ પ્રમાણીક અને સાચાં દિલનો તે છે એવી હજીબી મારી ખાતરી થાય! તે મને ચાહેછ એમા તો જરાબી શક છેજ નહીં; પણ તે એક બીજી તરફ જે રીતે વર્તવાની વાત મારે કાને આવીછ અને તેમ કરી તેને મારી તરફ દગાથી વરતેલો જાણીનેજ મેં તેને એ મુજબ ઓ!વાર નિવાર કરી મેલ્યોછ. તે ઉપરાંત, મારાં વ્હાલાં મેહેરબાનો, તે પરણેલો છે અને પરણેલો હોઇને મારો પ્યાર શોધતો આયો, મેં તેને મારી નજરોનજર તેની પરણેતર સાથે જોયો; તેણે જે એક ગરીબ નિરદોષને ફસાવી તજી દીધીછ તેની પરણેતરની બેહેને મને તેને તે યાદગાર દાહાડાની સાંજે બતાવ્યો, ને તેટલાં માટે હવે તેનું નામ દેવુંબી નાસજાવાર છે, અને આજ પછી વળી પાછો તે મારૂં ઠર ઠેકાણું પુછતો આવે તો કદીબી તેને તે ખબર આપશો ના. તે મારો પાક પ્યાર મેળવવાને કેટલો નાલાયક છે તે તમને જણાવવા માટેજ આટલુંબી તેને માટે મારે બોલવું પડયુંછ."

તે બન્ને ભલાં જોડાંએ તે વિશે તેણીને ખાતરી આપી એટલે ગુલઝાર ત્યાંથી રૂખ .દ લઇ ચાલતી થઇ.

---

## પ્રકરણ ૫૩ મું

### જીનીંગ ફેક્ટરીનું જહાન્નમ !

હવે તે બીચારો ભલો ડોસો તેણીને માટે કેઠે મેહેનત કરી કામ મેળવે તેટલાં કરવું શું તે વિચાર તેણીને ઉપજ્યો. તેણીની એ નાચાર હાલત તેણીની આસેપાસે રેહેતી ગરીબ ઔરતો અને મજુર મરદોથી અજાણી ન હતી અને બાજે વખત તેઓ મુગે મોઢે તે બીચારીની દયા ખાતાં. એ દયા ખાનારાંઓમાં એક અમીરણી નામની ઔરત હતી જે ત્યાંની જીનીંગ ફેક્ટરીમાં કામે લાગતી ઔરતોની મુકાદમી હતી. જીનીંગ ફેક્ટરીમાં આવે તો તેણીને સારો રોજ મળે એવો ઈશારો તેણીએ આપણી ગુલઝારને કાને બે ત્રણ વખત નાંખ્યો હતો, મગર, હાલના જેટલી વળી તે વખતે તેણી ગરજાઉ નહીં હોવાને લીધે અમીરણીના અંગત આભારમાં જવાનું તેને મન નહીં થયું હતું. જો કે જીનીંગ ફેક્ટરીમાં કેટલીક ઔરતો શું ફેજે પહોંચે છે તે તેણી જાણતી નહતી, તોપણ, છ મહીનાના અરસામાં તેની આસેપાસે રેહેતી ઓરતોનાં ઘણુક તેણીએ જોઈ લીધાં હતાં અને તેથી તેણી તેઓ વચ્ચે જઈ પડવાને સુગાતી અને શરમાતી હતી. પણ અંતે બન્યું એવું કે ગુલઝારને ભુખમરાનો ડંખ જે વખતે જબુન લાગતો હતો તેજ વખતે અમીરણીએ તેણીને પોતાની સાથે ફેક્ટરીમાં કામે આવવાને પાછી લલચાવી અને તે લાલચને તે બીચારી કોઇ અભાગણી ઘડીએ તાબે થઇ ગઇ.

નવા હફ્તાના પેહલા દીવસથી તેણીએ અમીરબી સાથે જવાનું શુરૂ કીધું. સહવારના પાંચ વાગેથી તે જતી તે છેક રાત્રે નવ વાગે તેણી ઘરે આવતી. તે વખતે શેઠ લોકોના લોભની ઘાણીમાં પીસાતા મજુર વર્ગના આશીરવાદ પામેલો 'ફેકટરી ઇન્સપેકશન'નો કાયદો હતો નહીં એટલે કારખાનું વધુ માલ કાઢવાના લોભે સહવારના પાંચથી રાતના આઠ નવ વાગ્યા સુધી ચાલતું અને કામદારોને રોજ તો માત્ર દીવસના બાર કલાકનોજ મળતો અને તે વખતે ન સવાઇ મળતી કે ન ભાતું મળતું ! એ રીતે જાણે ગરીબોનાં હાડકાં અને હાડકાંમાંની ગુરથી તે વખતના ફેકટરીના માલેકો પોતાની આબાદી અને જાહોજલાલીનો પાયો નાંખતા હતા અને તે પાયાપર ગોયા તે બાપડાંઓનાં લોહી અને માંસની મદદથી માહભારત અમલાઓ ઉઠાવી ઉભા કરતા હતા. તે વખતે ઇજનેરો અને જીનનું કામ જાણનારા ફીટરોબી આજના જેટલા કકરીવકરી જતા ન હતા. તે વખતે તેમનો મોસ અને મોભો ઘણો અને પગારબી મોટો હતો અને તેમના જુલમાતનીબી હદ નહીં હતી. પોતાના ધંધાદારી ભાઇઓને માટે ખુલ્લું છડેચોક લખતાં આ કલમ લજવાય છે અને કમકમે છે, તે છતાં એટલું જણાવવાની સાચી ઝેગુ તેનીથી છુપાવી નહીં શકાતી, કે મુંબઇ જેવાં મોજીલાં શેહેરોમાંથી આવતા ઇજનેરો અને ગુજરાત તરફના જાણીતા થયલા બાહોશ ફીટરોને માટે તેવી કેટલીક જીનીંગ ફેકટરી તો બદમાશીનું ગોયા ધામ થઇ પડતી હતી. યા ખુદા! તેઓના હાથ હેઠળ કામ કરવા આવતી કમનસીબ કાચાં મનની કોમળાંગીઓ તેવા બદ દયાનતી ઇજનેરો અને બે ઇમાન ફીટરોના જુલમાતને તાબે થઇ કેટલીક સંખ્યામાં આડે રસ્તે દોરવાઇ ગઇ હશે તેનો ખ્યાલ આપવોજ મુશ્કેલ છે, જીનીંગની ભરમોસમમાં તેમને બસ પડતી નાચારબેચાર અબલાઓ તે બન્ને

કરપીણ ઉપરીઓની મરજી મુજબ ચાલે તોજ તેઓ ત્યાં ટકી જાય; નહીં તો બીચારીઓ ભુખે મરે! હેફ છે એ જીવતરને! માલેતુજાર માતબર આગળ હાથ જોડી ત–ત–પ–પ કરનારા, મગર ગરીબ ગરજાઉની ગરીબી ઉપર શુંરા થઇ તેમની નિતિનો નાશ કરી તેમને આડે માર્ગે લઇ જનારાઓની તે જીંદગીપર લ્યાનત–સદ હજાર લ્યાનત છે!!

પણ અમારાં આ હેબતનાક વર્ણનપરથી વાંચનાર ગભરાઇને પૂછશે કે ત્યારે તેની માનીતી, તેની લાડકી ગરીબ ગુલઝારના શા હાલ થયા?

હા, તે લુચ્છી મુકાદમી તેણીના 'સાબ' લોકને માટે એક અચ્છો શીકાર સમજી તે બીચારીને લઇ ગઇ ખરી, મગર, જેનું નામ ગુલઝાર! તેણીએ પંદરેક દાહાડા તો જરાતરા આરામમાં કાઢયા ખરા, અને તે દરમ્યાન ઇજનેર સાહેબ અને જીન ફ્રીટરના ચેનચાળા જોઇ તેણીના કાન ઉભા થયા. પણ હજી સઘળુ મોઘમમાંજ ચાલતું હોવાથી તેણીને એકદમ બીહીવાનું કશું કારણ હાલ તુરત હતું નહીં, પણ એક ઘમઘોર રાતે સાત વાગે વીજળીનો એકાએક ચમકારો થયો અને વાદળ ફાટું! જીન ફ્રીટરે જરા આગલ કદમ ભર્યાં કે તેણીએ તુરતજ મુકાદમી આગળ ફર્યાદ કીધી, મુકાદમીએ હસીને તે વાત કાઢી નાંખી કે, "તારે, છોકરી, કાંઇ મનમાં લાવવું નહીં બીચારો ફ્રીટર સાહેબ બહુ ભોળો છે, એ તો અમસ્થો જરાક તને ચીડાવેછ," પણ નહીં, તેણીનું મગજ ઠણકયું અને લાગલી પોતાની બેઠકપરથી ઉઠી ઇજનેર સાહેબને શોધવા નીચે ઉતરી. તેવણ સાહેબને બધે શોધ્યા પણ કેઠે મળ્યા નહીં, અને આખરે હવે શું કરવું તેના ખ્યાલમાં તે હતી તેટલાં પછવાડે એક કુવા આગળ કોઇ ઓરત સાથે "ઘણુંજ કામની" કાંઇ વાત કરવામાં તેવણ રોકાયલા તેણીને મળી આવ્યા. ગુલઝાર, બીચારી ભોળીજ કેની, તે તુરત તેવણ આગળ ધસી

ગઇ, જેને જોઇને પેલી ઓરત ઇંજનેર સાહેબ આગળથી દુર દોડી ગઇ. ઇંજનેર આગળ તે બીચારીએ તે ફીટરની ચાલ બાબે રડીને ફર્યાદ કીધી તો જવાબમાં તેવણે તેણીને રોકડું પરખાવ્યું કે, "તારે તારા વડા સાથે મળીને ચાલવું હોય તો કાલથી કામ ઉપર આવજે નહીં તો તારે ઘેર બેસજે, હ્યાં પંચાતી નહીં જોઇયે; હુ મારૂં આ બધું જોખમનું (!) કામ સંભાળું કે તારા જેવીની ફર્યાદ સાંભળું. ચાલ, જા." ગરીબ બીચારી ! હવે તે શું કરે ? ઇંજનેર આગળથી નીકળી બીચારી સીધી પોતાને ઘેર ચાલી ગઇ અને પોતાની કમનસીબીપર હજારો હજાર કકળાટ કરી ભુખીજ સુઇ ગઇ. સહવારે અમીરબીએ તેને ધારા પ્રમાણે બોલાવી પણ તે ગઇ નહીં. તે શા માટે ના કહે છે તેની તેણીને ખબર હોવાથી તેણીને પટાવતી તે બોલી, "જોની દીકરી, એ તો બધેજ એમ હોય, તને જરા નવું છે તેથી એમ લાગેછ, બાકી વખત જતે તને જણાશે કે એ મોટા લોક સાથે મળીને ચાલ્યે તોજ કટકો રોટલી ખાઇએ, સમજી ? ચાલ, આવેછ કે તારી બદલી કોઇને લેઇ જાઉં ? નહીં ? નથીજ આવતી ? ચાલ, ત્યારે, તારી મરજી."

અમીરબીની આ સમજાવટ તાલતળાવટભરી પટાવટથી વાંચનાર સમજી ગયો હશે કે જે જીનીંગ ફેકટરીમાં ઉપલી કીસમના ઉપરીઓ હોય છે ત્યાં ખાસ કરીને મુકાદમીઓ તેમનાં હાથમાં એક હથ્યારની માફક રમે છે.

એવી રીતે નોકરી ખોહોવાનો ડંખ ગુલઝારથી ભુલાયો નહીં. તેણીને લાગ્યું કે કાંય નહીં પ્રમાણીકપણે તે કારખાનામાં કામ કરી શકાય ? એવો ધખારો મગજમાં લઇ સહવારે નવ વાગતે તે કારખાને, તેનાં માલેકને મળવા અને મળીને તે વાતનો બંદોબસ્ત કરવા, જવા નીકળી. કારખાને પુગતાં તેનો માલેક જે એક મારવાડી સાહુકાર હતો તેને મળી અને તેને સઘળી વાતથી તેણીએ વાકેફ

કીધો. ગુલઝાર સમજી કે તેણીની વાતથી મારવાડી જેવી દયાળુ જાતની કેવીએક લાગણી ઉશ્કેરાઇ આવશે, મગર, જે રીતે તેની કાકલુદીભરી ફર્યાદનો તે ફેક્ટરીના માલેકે તેણીને જવાબ આપ્યો તે સાંભળી તેણી હેબતીજ ગઇ. તેણીની ફર્યાદ ધ્યાનથી સાંભળી લઇ તે બોલ્યો—

"વળી મોટી સીતા સતી ને પારવતી આવી કેના તે તંને જીન ફીટરે છેડી! બીચારો બે વર્ષ થયાં મારે ત્યાં કામ કરેછ તો નીચેથી ઉંચું નથી જોતો અને નાખપરથી માખ નથી ઉરાડતો ને તું કયી એવી સોહ્રામણી પદમણી આવી કે તનેજ તેણે છેડી! એમ કરી મારાં સોનાં જેવાં માણુસોને બદનામ કરી મારાં કારખાનાનો ખરાબ સાખો પાડવા આવીછ કે? ચાલ, તને નહીં પરવડે તો ભીખ માંગી પેટ ભર અને તેમબી કરવા ન ગમે તો ભુખે મર, ચાલ નિકળ હ્યાંથી!" બાપરે! તેનો આ ઠસ્સો અને ઠઠરાવનારો ઠઠેરો જોઇને ગુલઝાર તો દઘાઇજ ગઇ અને તેણીથી રડી વટીક પડાયું, જેને માત્ર જુઠા ઢોંગ સમજી, કીડી મકોરીપર અજાણુતાં પગ વટીક નહીં મુકનાર તે મારવાડીએ પોતાની આગળથી તે બાપડીને હડધુત કરી કાઢી મેલી!!

એ તે દયાળુ દીલ! એ તે ઇન્સાફ!! એ તે દાદ!!!

રડતે ચેહેરે અને દર્દમંદ છાટીએ ગુલઝાર બીચારી ત્યાંથી નીકળી પોતાને મકાને આવી અને તે હફતાના પાંચ દીવસ જે તેણીએ મજુરી કીધી હતી તેના રોજના અઢી આના લેખે સાડાબાર આના પણ તેણીને નહીં મળ્યા. પેલા સોના જેવા જીન ફીટરે અમીરબી પાસે કેહેવડાવ્યું કે જો તે છોકરી તેની પાસે પોતના રોજને માટે કાલાવાલા કરતી આવે તોજ તેને તેનો રોજ તે અપાવશે બાકી નહીં તો એક કોડીબી તેને નહીં મળશે!

ત્યારે તે લેવા ગુલઝાર ગઇ કે ?.

નહીં. તે લેવા જઇ તે મુજીનું મોંહ જોવાને બદલે પોતાનાં હાડકાંની રગડની તેવી સકમાઇને લાખો વખત ઠોકરે મારવાનું તેણીએ વધુ માનભરેલું ધાર્યું.

અને એ રીતે વળી પાછી તે બીચારી પોતાની કમાઇથી વિખુટી પડી.

તે ગુનાહગાર હતી તેથી નહીં પણ બેગુનાહ હતી તેથી તે નોકરીએથી તે નીકળી અને વળી પાછો ભુખમરો તેના ઉંબર આગળ વકાસેલાં ડાચાં સાથે આવીને ઉભો રહ્યો

## પ્રકરણ ૫૪ મું.

### બેઝારી-બેકારી-બીમારી.

ગયાં પ્રકરણમાં જણાવ્યા મુજબ જે વખતે ગુલઝારની નોકરી ગઇ તે વખતે તેણીની પાસે એક પૈ પણ ન હતી. ગયા હફતાના તેણીને જે પૈસા મળ્યા હતા તે તો બધા ખરચાઇ ગયા હતા, એટલે તેણીને બજારમાંથી ખાધખોરાકીનો સામાન ઉધાર લાવવાની ફરજ પડી અને જ્યાંથી તે હમેશાં પોતાનું જરૂર જોગું ખરીદતી હતી ત્યાંથી તેને ઉધાર મળતાં વાર લાગી નહીં. આવી વખતે તેણીને પેલા ગુલાબખાંની ફેલવાલા ડોસા ડોસીની પાછી યાદ થઇ. હજી તેઓ તરફથી કોઇ કામ તેણીને ન મળ્યાને સબબે તેમને તે વિશેની યાદ આપવાનો તેણીએ વિચાર કીધો અને હાલ થોડાક દીન થયા તેણીની તબ્યત જરા બીગડેલીજ ચાલતી હતી, એટલે, છેક દર્યાબાદ સુધી ચાલતી જવાને બદલે તેણીએ તેઓને એક કાગળ લખી નાંખ્યું.

હા, તે બીચારીની દેહ જરા કજરાયલીજ ચાલતી હતી; તેણીને ઝીણો તાવ આવતો હતો અને થાંસો થયો હતો. તેણીનું આંગ દુઃખતું હતું અને હાડકાં કળતાં હતા. તે કાગળ લખી ટપાલમાં

નાંખ્યું અને તે બીચારી ખાટલાપર જરા પડી કે તુરતજ થાકને મારે તેણીની આંખ લાગી ગઈ. જ્યારે પાછી તેણીએ આંખ ઉઘાડી ત્યારે છેક અંધારૂં થવા આવ્યું હતું, એટલે બતી કરવા તે ઉઠવા ગઇ પણ તેણીથી ઉઠાયુંજ નહીં. તેણીને ઠંડીનું એક લખલખું ભરાઇ આવ્યું અને જરાબી હીલવા ચાલવા તેણીનાં હાડકાંએ સાફ ના પાડી. યા ખુદા! શું તે મરવા સુતી હતી?

આવો સવાલ તેણીનાં મગજમાં ઉભો થતાંજ તે બીચારી હેબતી ગઇ અને અરધી ઉઠેલી તેણી પાછી ખાટલીપર પડી; પણ પાછો વિચાર કરતાં તેણીને લાગ્યું કે આવી જંજાલભરી જીંદગી લંબાવી ભવિષ્યમાં કોઇ બુરી લાલચને શરણ થવાની રોજીંદી ફીકર ચીંતામાં જીવવું તેનાં કરતાં નેક રહી આવી જવાનીમાંજ મરવું બેહેતર હતું. વળી મૌત તે જાણે બેહેસ્તમાં દાખલ થવાની રજા-ચીઠી હતી કે જે તેને હાથ આવતાં તેનો ઉપયોગ કીધાથી તે પોતાની ગુજરેલી માદરને પણ મળી શકે તેમ હતું, અને આવતાં મૌતની ખુશાલીથી તે છોકરીનો ચ્હેરો ચમકી રહ્યો. તેણીએ આંખ બંધ કીધી, છાટી પર પોતાના હાથ બરાબર ગોઠવ્યા અને નમાજ પઢવા લાગી. તેણીને લાગ્યું કે તેના સાંધેસાંધા ઢીલા પડી ગયા હતા, તેણીની મનશકતીનો ઠાબુ તેના તનનાં ખોખાંપરથી ગોયા ઉઠી ગયેલો તેણીને લાગ્યો અને જરા વારમાં "યા ખુદા! એજ મૌત હશે કે?" એમ બબડી તે બેશુધ થઇ ગઇ.

તે બેશુદ્ધી કાંઇ તેના ખરા આકારમાં ન હતી. તે તો થાકથી ચઢી આવેલી સ્હેજ લોપણ માત્ર હતી, એટલે થોડેવારે તેણી પાછી શુદ્ધીમાં આવી અને તેને તેવી જાણ થતાંજ તે ખરેખર દલગીર થઇ ગઇ. થોડોકવાર એમ જાગૃત તે પડી રહી અને રાત્રે અગયારેકને સુમારે તેણીની આંખ પાછી લાગી અને ઉંઘાઇ ગઇ તે છેક સહવારે

તે સજાગૃ થઇ. સજાગૃ થતાંજ ઠંડા પાણીએ મોંહ છાંટવા જેમ તેમ ‘ અરે–ઓ ’ કરીને તે ઉઠી અને તેજ વખતે તેની નજર એક બીડેલાં કાગળપર પડી. તે કાગળ તેણી ઉઠે તે અગાઉનું કોઇ ત્યાં મુકી ગયું હોવું જોઇયે. તે તેણીએ લીધું અને ઉખેડી જોતાં તેણીને માલમ પડયું કે તે તેણીએ ગઇ કાલે બપોરે લખેલાં કાગળનો તે જવાબ હતો. તેમાં પણ સનાનના સમાચાર લખેલા તેણીએ વાંચ્યા. તે કાગળ તે ડોસીએ કોઇ પાસે લખાવ્યું હતું, અને તેમાં તેણીએ પોતાના ખાવીંદના વફાત પામવાના માઠા સમાચાર લખ્યા હતા, અને ગુલઝારને પોતાને ત્યાં તે બીચારીએ મળવા બોલાવી હતી. તે કાગળ વાંચી ગુલઝાર બીચારી ફોકેફોક રડી અને પાછી પોતાને બીછાણે પડી. તેણીએ જોયું કે તે તરફથીબી મદદની હવે આશા રાખવી ફોકટ હતી, કેમકે તેણીને લાગ્યું કે તે બીચારી બીવહા થયલી ડોસી પોતાનાં દુ:ખને રડે કે ગુલઝારનાં દુ:ખને સેકો તાણે ?

ત્યારે, ઓ ખુદા ! તેણીની આ બીમારીમાં તેણીની સારવાર કરનારૂં, તેણીની માવજત કરનારૂં અને તેણીની તરફ કશીબી મદદનો દસ્ત લંબાવનારૂં શું કોઇ ત્યાં હતુંજ નહીં ?

કલાકોના કલાકો એમ નીકળી ગયા અને પાછી રાત પડી અને તે રાતની શીહા શાંતી વચ્ચે તેણીની ઝુપડી તરફ બાહાર કોઇનાં પગલાંનો અવાજ તેણીને કાને પડયો. તેણીનું અળગું બંધ કીધેલું બારણું ઉઘડયું અને બતીનો ઉજાસ તેણીની ઝુપડીમાં વ્યાપી રહ્યો. એ શું હતું તે જોવા ગુલઝાર જરા ઉઠી તો તેણીની નજર તેણીની સામેનાં ઝુપડાંમાં રહેતી એક મુસલમીન ઓરત પર પડી. તે ઓરત, ગુલઝાર આટલો લાંબો વખત નહીં દેખાયાથી અચરતીની મારી તે ઝુંપડીમાં આવી હતી અને તેણીને આવી બીમાર હાલતમાં જોઇ તેણી દલગીર થઇ ગઇ. તુરતજ તેણીએ ગુલઝારનીજ ઝુપડીમાંનો ચુલો

ઉશ્કેરયો અને તે પર ચાહને માટે ગરમ પાણી મુક્યું. પાણી ગરમ થાય તેટલાં પોતાને ત્યાંથી સુકી ચાહ અને ખાંડ તે લઇ આવી અને થોડા વખતમાં એક કટોરો ભરી ચાહ ગુલઝારને પીવા આપી. ગુલઝારે તે હજારો હજાર દુવાઓ સાથે પીધી અને તેણીને કાંઇક આરામ થયલો જણાયો, અને તે દયાળુ દીલની ઓરત પોતેજ બીચારી ગુલઝારની સારવાર કરી સંતોષ પામી તેમ નહીં, પણ સહ વાર પડતાં બીજાં બધાંઓને તે વાત કહી આવી, એટલે વારાફરતી બધાં તે બીમારને જોવા આવ્યાં અને કેટલાંકો તો તેણીને ખાધા પીધાનું વટીક પુગાડવા લાગ્યાં.

એ ઉપરથી આપણને જોવાને બની આવે છે કે બધાંજ ગરીબ તે કાંઇ નીચ અને સાંકડાં મનનાં નથી હોતાં અને બધાંજ મોટાં તે કાંઇ ઉંચ અને મોટાં દિલનાં નથી રેહેતાં. ગરીબને નિચ સમજી વખોડવાં નહીં અને મોટાંને ઉચ માની વખાણવાં નહીં.

એમને એમ એક મહીનો ગબડી ગયો અને ગુલઝાર આખા દાહાડાના થોડાક કલાક બીછાણે બેસીને કાઢવા જેટલી સાજી થઇ હતી અને થોડીક બીજી મુદત જતાં તે જરા હાલતી ચાલતી અને ઉઠતી બેસતી થઇ કે વળી પાછું સીવવાનું કામ તે મેળવવા લાગી. તે બીચારી બી શું કરે? તે કયાં સુધી સખાવતનો ટુકડો ખાયા કરે? અને રખે તેણીની બીમારીને તેનાં ખરાં રૂપમાં જોઇ તેણીને કામ આપનાર બીચકી જાય, તેથી તેણી હતી તે કરતાં વધુ તંદરેસ્ત દેખાવાના તેણીએ ઢોંગ કીધા અને કોઇ સખી હાથે મળતું દવા પાણી પણ તેણીએ બંધ કીધું. અલબત તે બીછાણેથી ઉઠી હતી, મગર, તેની અંતરની બીમારી કાંઇ ગઇ ન હતી. તે જાણતી હતી કે તેની જીંદગીના ઝરામાં ઝેર આમેજ થઇ ચુકયું હતું અને તેણીનાં તન બદનને અંદરથી ખાઇ

નાંખી તેણીનો ધીમે ધીમે નાશ કરનાર જીવજંતુઓ તેણીની રગેરગમાં ફરી વળ્યાં હતાં. તેણીને ઘડી ઘડી થઇ આવતો ખોખરો થાંસો, કોઇ કોઇ વખત ચઢી આવતી હાંફ, હંમેશનું ગરમ રહેતું તેણીનું આંગ, વખતે વખત તેણીનાં કપાળ પર ફુટી નીકળતો પરસેવો અને વારંવાર તેણીના ગાલ પર ચઢી આવતો ગરમ રતાશ જે સઘળી નિશાણીથી તે ગરીબ છોડી નાવાકેફ તો નહીંજ હતી અને તે સઘળી કયાં જખુન દર્દની નિશાણી હતી તેબી તે જાણી ચુકી હતી.

એક દીવસે તે સાજી થઇ ઉઠતી બેસ્તી થયા પછી ચાર દાહાડે તે પોતાનાં કંગાળ ઝુંપડાંના એકાંતવાસમાં બેઠી હતી તેટલાં તે ઝુંપડાંનું બારણું ઉઘડયું અને પેલી ગુલાબખાંની ફેલવાલી ડોસી ઝુપડાંમાં દાખલ થઇ. તે દયાળુ અબલાની નજર ગુલઝાર પર પડતાંજ તે ચોંકી અને તેણીને કોટી કરી પડી. તે બીચારી ઝાર ઝાર રડી. ગુલઝારને પણ આથી લાગી આવ્યું અને તે પણ તે ડોસીને વળગી રડવા પડી.

“યા અલ્લાહ !” તે વિધવા ડોસી બોલી “તું આટલી બીમાર ને મને તો તેં કાંઇ કેહેવરાવ્યુંજ નહીં ? શાબાસ, મારી માય, તેં મને તો યાદબી નહીં કીધી હોસે ! અરે, તારૂં આ દુઃખ જોઇ મને તો વ્હેમ આવેછ કે ખુદા જેવા દાતાની હસ્તીબી હોસે કે નહીં, કેમકે તેમ હોય તો તારા જેવી નાજુક, તારા જેવી નિર્દોષ, તારા જેવી નિતીમાન, તારા જેવી નેકને એમ નિરાધાર નાચાર તે કેમ પડવા દેય ? તું મને તેરાવતે ને જો કે મારા મરહૂમનાં મોતથી મારી પર કાંઇ થોડૂં નથી ગુજર્યું તો પણ મારાં તે અગાધ અમાપ દુઃખ વચ્ચેબી હું તારી આગળ દોડી આવતે, ને તુંને મારે ઘેર લઇ જઇને રાખતે અને હું ને મારી બેહેનની બેટી, જેને મેં મારે તહાંજ બોલાવી રાખીછ તેઓ તારી સારવાર કરતે; પણ હજુ કાંઇ મોડું નથી થયું, એટલે તુંને

તાબડતોબ હમણાંજ આય ઘડીએ મારી સાથે મારે તહાં હું લેઇ જવાની, તું તારા ઓરડામાં રહેજે, કેમકે તે કાંઇ મેં હજુ ભારે આપ્યો નથી; તુને મેં કહ્યું'તુંની કે તેનું તો સાલભરનું ભાડૂં પેલો બીચારો રેહેમત પગાર કરી ગીયોછ, અને તેનો બધો તને આપેલો સામાનબી જેમનો તેમજ છે."

"નહીં, ઓ નહીં, મારીથી તો ત્યાં હવે અવાયજ નહીં !"

"વ્હારે તારો એ વિચાર કરવાનોજ નહીં કે, છોકરી ! તારી મરજી બા, તેં મને રેહેમતને લગતો ગઇ વખતે ખુલાસો કીધો તેપરથી તને બોહોંસબી કરવી ઠીક નહીં. તે તો બીચારો બે દહાડે ચાર દહાડે અને કોઇ વખતતો રોજ ફેરા ખાયછ ને તારે લગતી કાંઇ ખબર મલીછ કે નહીં તે પુછેછ ને હું તો તેને 'ના' નું 'નાજ' કહુંછ એટલે તે બીચારો લાચાર લાઇલાજ બની પાછો ફરેછ, ને તેબી હરવાચો દાહારે દાહારે સુકાતો ઉગાતો જાયછ; ને તું ખોદાની બંદી હોય તો માનજે, દીકરી, કે તેને એકુ દાહારે ઉભો રાખી તે ખરેખર પરણ્યોછ કે નહીં, ને તારી સાથે એમ દગલબાજી કરવાનો સબબ શું તે પુછવાનું મન ઘણી વખત મન થયું, પણ, હજુ મેં તેને પૂછયું નથી ને—"

"મેહેરબાની કરી અંતની ઘડી આવે ત્યાં સુધી તેને તમે પુછતાંજ ના. તે મને ચાહેછ તે વિશે મને કશો શક નથી, અને ખુદા શાહેદ છે કે તેને બી હું કેવા પ્યારથી ચાહતી હતી ને આ જેબી ચાહુંછ." અને આટલું બોલતાં તે બીચારીની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયાં, "પણ કદી નહીં, ઓ તેને મારીથી મળાય તો કદીજ નહીં, કેમકે તેના પ્યારમાં પાપ છે. જ્યારે હવે થોડા વખતમાં મારી માદરની ગોદમાં ચંપાવવા તેણીને જગ્યા મળવાની છેઉં, ત્યારે તેટલો વખત તો પાક અને સાફજ રેહેવાનો મેં મજબુત ઠેરાવ કીધોછ."

"એમ ના બોલ, દીકરી ગુલઝાર, એમ ના બોલ." તેનું ફુલ જેવું માથું પોતાના પેટમાં ચાંપી તે વિધવા બોલી "ચાલ, હવે તારી આગળ તે જવાનને લગતી કાંઇ વાત હું છેડસજ નહીં. ત્યારે તું મારે ત્હાં આવવા ના કેહેછ તો ચાલ હું તને મારી બેહેનને ત્હાં લઇ જઇને રાખું. ખુદા રાખે તે મારા કરતાં પાંચ પૈસે સુખી છે ને તારા જેવી દીકરી તેને કાંઇ ભારી પરવાની નથી. નહીં; હવે કાંઇ બોલતીજ ના, મારી બેહેન દર્યાબાદમાંજ રહેછ, પણ જે જગે તે રહેછ ત્યાં જરા ખુલ્લું ને હવા સારી છે. નહીં, તું ગમે તે કરની પણ હું તુંને લઇ જવા વગર નથી રહેવાની. ચાલ, વખત જાયછ, ને ગાડીવાલો મુવો તાંઇ તાંઈ કરશે, વાસ્તે હું હમણા જાઉંછ, મારી બેહેનને મળુંછ ને આવતી કાલે તુંને હું લઇ જવા આવશ, સમજી કે માય, ને લે આય રૂપયો છે તે દુધ-બુધ મંગાવીને પીજે, ને આટલા દાહડા તું કામ તો કશું નહીં કરતી'તી ત્યારે ખાતી'તી કેમ? ઉછીનું લાવીને? ઠીક છે, કાલે હું આવસ ત્હારે આપરે તે લોકના પૈસાળી ચુકાવી આપશું! તું જોજે તો ખરી કે આઠ દશ દાહડારમાં તું કેવી—"

"અરે, પણ હું કોઇ બીજાપર બોજો શું કામ—"

"પણ મારી વ્હાલી બેટી, તું જો તો ખરી કે મારી બેહેન તારીપરથી કેવી થોરી થોરી થઇ જાયછ; ને બોજો શું કામ-તું સારી થાય કે ત્હાંજ રહીને તેને મદદ કરજેની! ચાલ હવે તકરાર નહીં જોઇયે, હું કાલે જરૂર આવસ." એટલું બોલી, રખે વળી ગુલઝાર ના-કાં કરે તેની બીહીકથી તે ભલી ડોસી ત્યાંથી ચાલીજ ગઇ અને તેને જતાં જોઇ વળી પાછાં ગુલઝારની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને એ આંસુ કાંઇ દુ:ખનાં ન હતાં, મગર તેણીની બેઝારી બેકારી અને બીમારી વચ્ચે તે ભલી ડોસીની આમદથી

તેમજ તેણીએ દેખાડેલી માયા મેહેરબાનીથી તેણીનું હૈયું ભરાઇ આવ્યું, એટલે તે આંસુ દુઃખના હોવાને બદલે તેણીના જખમાયલા જીવપર એક ઠંડા મલમ જેવાં થઇ પડયાં હતાં અને માદરના જેવી એક માયાળુ અને દિલસોજ દોસ્તની મહેરબાનીથી તે આ કંગાળ ઝુંપડું છોડી બીજે સારે જગે રહેવા જનાર હતી તેથી તે કાંઇક ખુશી થયલી દેખાઇ.

બાહરવને સહવારનાં પોહોરમાં પેલી ભલી વિધવા આવી લાગી, અને ગુલઝારે જેઓનું ઉધાર ઉછીનું લીધું હતું તેમનું સર્વનું ચુકવી આપ્યું અને જેઓએ તે બીચારીને તેની બીમારીમાં મદદ કીધી હતી તેમનો ગુલઝારે તેમજ ગુલઝાર તરફથી તે ડોસીએ ઉપકાર માન્યો અને તેઓ બંને ત્યાંથી ચાલતાં થયાં.

કેટલાક મહીનાના મહીના ગબડી ગયા અને ગુલઝાર ખુલ્લી હવા, તંદરોસ્ત ખોરાક અને જેને આશરે તે આવી રહી હતી તેની કાળજીભરી સારવારને લીધે જલદીથી સાજી થતી ચાલી. તે સાજી તો થઇ, તે હરતી ફરતીબી થઇ, તે વળી ઘરનું તેને બર આવતું કામકાજબી કરતી થઇ, પણ, તેણીને જે બુરો મરજ—ખહીનો બુરો રોગ—લાગુ પડયો હતો તેનો કાંઇ સમુળગો નાશ થયો નહીં. અલબત ગુલઝારના બાબમાં કટોકટ વખતે થયલા આ ફેરફારથી તે નાપાક રોગનાં કદમ ઘણાં ધીમાં પડયાં હતાં, તેની અસર ઘણીજ ધીમી ચાલે આગળ વધતી હતી અને એકુ દહાડે તેણીને મોતને શરણ થવું પડશે એમ ગુલઝારની ખાતરી થઇ ચુકી હતી, તો પણ તે હીંમતવાન છોડી બાહારની લાગણીથી તેવું કશું બતાવતી ન હતી, કેમકે તેણીને જીવવાની કાંઇ ઘણી હોંશ હતીજ નહીં, તેમ મરવાની પણ કશી બીહીક તેણી રાખતીજ નહીં, કેમકે તેણીની તમામ જીંદગી વગર શકે નીતરી અને નીતીમાન હતી. પોતાના વિચારથી, પોતાના

બોલથી કે પોતાની કરણીથી કદીબી તેણીએ ખુદાએ નિરમાણ કરેલો કે માણસાઇ કાયદાએ મુકરર કરેલો કોઇબી નિયમ તેણીએ તોડયો ન હતો. તેણીએ ઘણું-ઘણુંજ ખમ્યું હતું, મગર પાક અને પ્રમાણીક પગથીથી તેણીનાં કદમ વેગળાં ગયાં ન હતાં.

જ્યાં સુધી પ્રિય વાંચનાર, લાલચ આપણા માર્ગમાં આડી ન ફરે ત્યાં સુધી નેક કે નિતીમાન રહેવામાં કાંઇ મોટી વાખવાખી કે શાબ.સી નથી. સમજશક્તિની ઉમરે આવતાં સઘળાંએજ નેક અને નિતીમાન તો હોયજ છે, અને જેમની હાલત એવી સુખી હોય કે તેમને રસ્તે લાલચ કોઇ દાહાડો ફરકેજ નહીં તેવાંઓ નેક અને નિતીમાન જીંદગી ગુજારી ઉધરે તો તેમાં તેમને ધન્યવાદ આપવા જેવું શું છે તે અમો સમજી શકતા નથી. તું યા હું સુખે કટકો રોટી પેદા કરી આપણને મળતી ન્યામતના શુકરાના કરનારા ચોરી અને લુટફાટ નથી કરતા તેથી શું આપણે વાખવાખી અને વખાણને પાત્ર છીયે? પ્યારથી પુંજઇ સાચા ખાલેસ પ્યારને આધીન થઇ પરણીને પરિવારવાળી થયલી અબલા, તેણીને રસ્તે કોઇ ભામતો કુછંદી નહીં ફરી વળયાને સબબે નેક નિતીમાન જીંદગી ગુજારતી હોય તો શું તેને તેની તેજ જીંદગીની રીતીને માટે તમો વખાણી વાહવાહ કરશો? નહીં. પેલો ભુખે મરતો મજુર, જે ચોરીની મિરાસથી જીગ્યા કરતાં ભુખે મરવું લાખ દરજ્જે બહેતર સમજે છે તે તે ખરો વિરલો! ગુલઝાર જેવી મજુરી-પ્રમાણીક મજુરી કીધા છતાં જુલમગાર આસ્માની ચક્કરના દાંતામાં છુંદાતી અબળા, તેણીના દમની હવા તે દાદગરની દયાળુ દરઘાહે ઉડી જઇને પુગે ત્યાં સુધી પોતાની નીતીપર મુસતાક રહી નેકીને જીવની માફક સાચવીને આ જગતમાં ઉધરે તો તેની તે હીંમત ખરેજ તારીફ લાયક અને ખરેજ સ્તુતીપાત્ર લેખાય!

# પ્રકરણ ૫૫ મું.

## કોચીનો એક સાહુકાર.

જેટલો વખત આપણે આપણી ગુલઝાર સાથે ગુજાર્યો–તે વખત સુધીમાં 'સાએરગંજ'નો મામલો કેવો હતો? વિસ્તારીને તેનું વર્ણન આપવા કરતાં અમો ટુંકમાંજ પટાવવાનું વધુ પસંદ કરીશું કે આ વારતાનાં ૪૪ માં પ્રકરણમાં જેવો અમે વાંચનાર સનમુખ તેને રજુ કર્યો છે તેવોજ બલ્કે તે કરતાં વધું બીગડેલો, વધુ નીચી પંકતીએ ઉતરેલો અને સત્યાનાશીમાં વધુ અને વધુ સબડતો થયલો હતો.

નવાબ વધુ નખાઇ જતો ચાલ્યો હતો, રેહેમત વધુ હાલહવાલ અને તવાઈને વધુ નાતવાન થઇ જતો હતો અને સલીમાંના હાડકેહાડકાં નીઠળી આવ્યાં હતાં. બેગમ બદ્રુલગાહારે તો ગોયા જોગ ધારણ કીધો હતો અને નુરજહાં, પોતાના વ્હાલાંઓનાં એ રીતે વધતાં જતાં દુ:ખથી નહીં, મગર, તે દુ:ખને લીધે બંધ પડેલા જલસા અને રંગરાગ વગર એકલી અટુલી ઝુરી મરતી હતી. વકીલ સાઅદતખાનનો પગદંડો તો ત્યાં હતોજ, અને નહીં મામા કરતાં કાણા મામા ભલા સમજી તેની સોહોબતમાં નુરજહાં ઘણો વખત કાઢી મનસે મોજ માની લેતી. નવાબ યારજંગ તો ત્યાં ફરકતોજ ન હતો.

અમારી આ વારતા શુરૂ કીધાને આજે બે વર્ષ થઇ ગયાં હતાં અને તે ટુંક અરસામાં આ કેવા ફેરફારો! કેવા ચમતકારીક ફેરફારો!!

પણ હાલ આપણને સાએરગંજ સાથે કામ નથી; થોડાક વખત પછી ત્યાંની આપણને તુલોતવીલ ખબર તો લેવીજ પડશે, પણ ત્યાં જઇએ તે આગાઉ અમો અમારા વાંચનારાંઓનું ધ્યાન એક નાટકના

મંડપમાં—સ્વચ્છ ગુજરાતી ભાષામાં બોલવાનાં ફાંફાં મારે તો નૃત્ય ગૃહમાં—દોરાવવા માંગ્યે છીએ. મુંબાઇની એક પંકાયલી નાટક મંડળીએ ઉતર હીંદુસ્થાનની પોતાની મુસાફરીએથી મુંબાઇ તરફ પાછાં ફરતાં હર્યાબાદમાં પોતાનો મુકામ કીધો હતો જ્યાં એક કુશાદે મેદાનમાં એક મોટો મંડપ ઉભો કરી તે પોતાના જાણીતા લોકપ્રિય ખેલોથી શોખીન સજનોનું ઘણું ધ્યાન ખેંચી રહી હતી. ખાસ કરીને આજે તેમના મુનશી મોહુમદ મીરઝાં ઇસફાની મુતખલ્લુસ બ 'સાજેદ'ની કલમથી લખાયલો "યુસુફ અને આઇશા"નો ખેલ તખ્તા ઉપર રજુ થવાની જાહેરાત બાહાર પડેલી હોવાને સબબે નાટકશાળા ચીકાર ભરાઇ ગઇ હતી, જેમ થવાનું કારણુ તે નાટકમાં સમાયલાં લખાણુની અસર અને તેમાં સમાવેલા નીતિમાન સબકોને લીધે હોય કે તે કંપનીમાં હમણાં તુરતની દાખલ થયલી એ ત્રણુ-તેના માલેકો જણુાવવા માંગતા હતા તેમ-અતી નિતીમાન અબલા નાટકકારોને લીધે હોય તે હાલ અમો કહેવાને તૈયાર નથી, પણુ તે નાટકને લગતાં બાહાર પડેલાં હેન્ડબીલમાં તે નાટકમાં સમાયલી ખુબીઓનાં કરતાં આઇશાનો ભાગ ફાંકડી ફલકસુર નામે પંકાયલી એક અબલા નાટકકાર ભજી બતાવશે એ બાબદને વધુ અગત્યતા લાગુ પાડવામાં આવી હતી.

પણુ આપણુને તે નાટક સાથે કે તેમાં સમાયલી ખુબી ખામી સાથે યાતો તેમાં ભાગ લેતી અબલાઓ-તે કંપનીના માલેક આપણુને જણુાવવા માંગે છે તેવી-ઉંચ કીસમની નેકી નીતિવાળી છે કે નહીં તેની સાથે પણુ કશું સનાન સુતક નથી. આપણુને આજે નાટકમાં આવવું પડ્યું છે તે ત્યાં તમાશબીન તરીકે બેઠેલા એક ફાંકડાં જવાન જોડાંપર નજર રાખવાને માટેજ છે. તે જોડાંમાંની જવાન અબલા ખરેખર ખુબસુરતીનો એક નાદર નમુનો હતી. તેણીની ખીલેલી

પેશાની, ઉગતી રૂવાંની, અને જોબનના પુર બાહારમાં દીપી રેહેલી જવાનીને લીધે ત્યાં ભેગાં મળેલાં મોટે ખાંચરેનાં તમાશબીનોનું એકાગ્ર ચિત્ત તેણી ચોરી રહી હતી. તેણી સજબી થઇ રહી હતી તેવા ભપકાબંધ પોશાકમાંજ, અને તેવો પોશાક તેણીને હર હંમેશ પેહેરવાની આદત નહીં હોય તેમ જરાજરામાં તેણી કચવચ કરી મરડાતી મોરાતી હતી. અમોએ ઉપર જણાવ્યું તેમ તે ખુબસુરત હતી પણ તેણીની ખુબસુરતી તે કીસમની હતી કે જે ઉપર નજર પડતાંજ તેના ઝલકાટ અને ઝમકારથી મગજ ઘુમરી ખાઇને ફરે, પરંતુ હૈયાંની ઉંડાણમાં તેની કશીજ અસર થયલી માલુમ ન પડે.

તેણીની પાસે બેઠેલો જવાન ઉંચો અને ખુબસુરત હતો, મગર તેનો ચ્હેરો હર તરહેનાં બદ વ્યસન અને ખરાબ રીતે ગુજારેલી જીંદગીને આધીન થઇ સોહરાઇ સુકાઇ ગયલો હતો. તેની લાંબી ભરેલી મુછ અને અણયાળી કપાવેલી દાઢીને લીધે, જો કે તે મેહેમેદન હતો છતાં મહોમેદન કરતાં મહોમેદન પોશાકમાં એક ફ્રેન્ચમેન જેવો વધારે લાગતો હતો. તેની ઉંમર ત્રીસેક વર્ષની લાગતી હતી. તેણે આંગમાં જરરીન કોર સાથનો મખમલી સાહુચો પેહેર્યો હતો અને માથાંપર તરકીશ કૅપ જરા વાંકી મુકી હતી. તેણે હાથમાં સોનાની મુથવાલી ફાંકડી લાકડી પકડી હતી, અને હાથનાં આંગળાંઓને કીંમતી નંગોથી મઢેલી વીંટીથી ભરી નાંખ્યાં હતાં. પગમાં રંગબેરંગી રેશમથી ભરી લીધેલાં કાળાં મોજાંપર ફાંકડાં પમ્પ શું પેહેર્યાં હતાં. તેણે પેહેરેલો જરરીન મખમલનો સાહ્યો પેટ અને ગળાં આગળથી ખુલો હોવાને સબબે તેણે પહેરેલી ઇંગ્રેજી ઢપની 'વેસ્ત' ખુલ્લી નજરે પડતી હતી, જે ઉપર સોનાનો ભારી છેડો લટકતો હતો, અને તે વેસ્તનો ઉપલો કાપ વળી ખુલ્લો હોવાને લીધે તેણે તેની નીચે પેહેરેલાં સફેદ દુધ જેવાં ખમીસમાંનાં હીરાજડીત બતન તે રાતની

રોશનીમાં ઝગઝગ થતાં હતાં. મુંબઇના એવા મેળાવડાઓમાં કોઇ હદબાહાર એશકી અક્કડબાજ જવાન તરફ તુરતજ તમાશબીનોનું ધ્યાન ખેંચાઇ થોડીવારમાં તેને વાસ્તે ચરચા ઉત્પન્ન થાય છે તેનો તો અમારાં વાંચનારાંઓના મોટા ભાગને અનુભવ હશે, અને આ મેહોમેદન જવાનના બાબમાં પણ તેમજ બન્યું. તખ્તા ઉપર ભજી બતાવવામાં આવતા ખેલને બદલે ત્યાં જમા થયલા તમાશબીનોના મોટા ભાગનું ધ્યાન એ જવાન જોડાં તરફ ખેંચાઇ રહ્યું અને થોડા વારમાં "પેલો કોણ છે? અને પેલી તેની સાથવાલી કોણ?" એવા એવા અનેક સવાલો બરપા થયા; અને બે ત્રણ ઠેકાણેથી તો જવાબબી મલ્યા કે, "તેનો ચ્હેરો કાંઇ ધ્યાનમાં આવેછ ખરો, પણ અગાઉ તે કયાં નજરે પડેલો તેનો ખ્યાલ નથી આવતો."

"શું એ કોણ છે તે તમો નથી જાણતા?" આખરે એક ગૃહસ્થે તે સવાલો પુછી રહેલી એક નાની ટોલકી તરફ ફરીને કહ્યું, "તમે મીર સફદરજંગ નામના રંગીલા જવાનને માટે સાંભળ્યું તો હશે—થોડાંક વર્ષની વાતપર તો તે આ શેહેરનો એક પંકાયલો અને બધે પળોટાયલો જવાન હતો."

"તે એ? પણ મારી જાણ પ્રમાણે તો તે તદન નાશ પામી કરજ કરી કેડે વંજો માપી ગયો હતો?"

"હા, તે નાશ પામ્યો હતો ખરો અને તોબી તો તે ક્યાંનાં જુગારખાનાંઓમાં રખડતો કોઇ કોઇ વખત દેખાતો, પણ વળી ત્યાર પછી તે સદંતર ગયબથઇ ગયો હતો. હું ધારૂંછ સવો દોઢ વર્ષની વાતપર તેનું નામ નીશાણ નહીં હતું, પણ પાછો થોડાક હફ્તા થયા તે પોતાના પગપર ટટાર ઉભો થયોછ ને આગળ હતો તે કરતાં ઘણી સારી હાલતમાં તરી નીકલ્યોછ; અલબત, દેખાયછ તો તેમજ, પણ. પછી તો કોણ જાણે!"

"ને પેલી ખુબસુરત નાજનીન તેની ઔરત કે?"

"નહીં, હું નહીં જાણતો; પણ હું નહીં ધારતો તેમ હોય, જો, જો તેની તરફની તેની વલાણ એક પરણેતર તરફની તેના ખાવીંદની વલાણ જેવી લાગતી નથી. હું ધારૂં છ કે તે તેની 'રાખેલી' હશે.'

"પણ તમે એ મીર સફદરજંગને ઓળખતાજ હોવો તો તેમની બેઠક આગળ જઇ તે ઔરત સાથે પીછાણ પાડોની?"

"નહીં, કેમકે એ રસાલદાર મેજર સફદરજંગ સાથે મને વર્ષની વાતપર કાંઇ તકરાર થઇ હતી ત્યારથી અમને એકમેકસે બોલવા ચાલવાનો વ્હેવાર નથી."

"રસાલદાર મેજર સફદરજંગ! તે કયારથી? તેને તો હું સફદરજંગ અને ઘણું તો મીર સફદરજંગનાંજ નામથી ઓળખતો હતો?"

"હા, પણ તે થોડાક હફતા થયા પાછો પુટી નીકળ્યોછ, ત્યારથી તેણે તે ફીસમનું પાટીયું પોતાનાં સુંદર બંગલાપર માર્યું છ, એક ઘોડાની ગાડીમાં તો તે ફરતોજ નથી. જોડીની બ્રુહામ, જોડીની ફાઇતન, જોડીનોજ તાંગો, અને જોડીનીજ વિકટોર્યા તે ફડકાવેછ, તેમજ વળી નોકર નફરોનું તો એક ટોળું ને ટોળુંજ તે નિભાવતો જણાયછ."

આ બે જણની આટલી વાત ઉપરથી સર્વેની ચકચારે ચઢેલું તે જોડું-ખસુસ કરીને તે જવાન કોણ છે તેને લગતા સહેજ ઇશારાનો ચમકારો વાંચનારાને થયો હોવો જોઈયે; અને તેટલાંથી તેને તેવી બાતમી હજી ન મળી હોય તો તે જવાન પોતાની પાસે બેઠેલી નાજનીન સાથે હસી હસીને જે વાત કરે છે તે વાતનો થોડાક ભાગ તું સાંભળશે તો તું તેને કદાચ ઓળખી કાઢવામાં પછાત નહીં પડશે.

## પ્રકરણ ૫૬ મું.

### રંગમાં ભંગ.

"પ્યારી ઝોહરા, આજે તારી ખુબસુરતી કાંઇ ઓરજ બાહારમાં દીપી રહીછ, ને તેને લીધે તેં જે આ તમાશબીનોમાં ઉલટ ઉશ્કેરીછ તે જોઇ ત્યાં જમા થયલી એકેએક નાજનીન તારી તરફની અદેખાઇથી બળી મરતા હશે. બધાઓની નજર તારી ઉપર ટીમાઇ રહીછ ને તારા જેવીની સોબતમાં બેસવા માટે તેઓ મને ખરેખર નસીબદાર સમજતાં હશે."

"પણ લોકની એમ અદેખાઇ હું ઉશ્કેરી રહીછ તે માટે તું તો ખુશી છેની, સફદર?" ઝોહરાએ તેની તરફ ફરી હસીને પુછ્યું.

"હાજ તો, મારી જાન, લાહોરમાં જે નસીબ સંજોગે તું મને મલી ગેઇ તે નસીબને હમેશાં હું યાદ કરી દુવા દઉંછ.—"

"અને તેજ વખતે તું ભુલી જતો લાગેછ કે મારી મદદે આવી તેં મને આફતમાંથી તે વખતે છોડવી હતી, અને તારીજ મેહેરબાનીથી—"

"મેહેબાનીથી? મેહેરબાની શાની, મારાં જીગર? એ તો એક સુભાગ્ય સંજોગનું પરીણામ માત્ર હતું. જે સીરાઇમાં તું ઉતરી હતી ત્યાંના ખાનસમાંથી મેં જાણ્યું કે તે સીરાઇમાં એક બીચારી અબલા હતી, જે પોતાનો ખાધા ખરચ નહીં આપી શકવાને લીધે લાઇલાજ લાચાર થઇ પડી હતી. તેવું જણાતાંજ મેં તને મળવા માંગ્યું, જેમ મને મળવાની તેં કરમ મેહેરબાની ફરમાવી—આપણે બન્નેએ એકમેકને સમજી લીધાં, અને તેનાં પરિણામમાં આજે આપણને જોરૂ ખાવિંદ તરીકેની સુખી સુખ્યારી જીંદગી ગુજારતાં સર્વે જોયછ ને આપણા બુલંદ સેતારાની અદેખાઇ કરેછ."

"બેશક, મારા સફ્દર, અને જ્યારે હું તું વ્હાલાને ખાતરી આપુંછ કે તુંને આજે જેટલો હું ચાહુંછ તેટલા જોશથી મેં મારી જીંદગીમાં કોઈને ચાહ્યા નથી તો સાચું માનજે કે તને ખાલી છાપરે ચઢાવવા હું બોલતી નથી."

"દર ઇન ચે શક? જ્યારે તેંજ મારી આગળ એક વખત શીરાઝી શરાબની બાહારમાં ચકરાર કરી દીધો હતો કે એક વખત તારી પાછળ આશકોની હારની હાર તણાતી ઘસડાતી હતી તો આજે જ્યારે જોઉંછ કે તે બધાઓને પછાત નાંખવા જેટલો હું નસીબવંત નિવડયોછ તો તે શું મને હરખમાં ગરકાવ કરી જીન્નતમાં બાહારો બાહાર મને રવાના કરી દેવાને બસ નથી?"

"પણ, મારી તરફની તારી મેહેરબાની અને માયા તરફ જોતાં જો હું તારીપર એટલો જીવ આપતી હોવું તો તેમાં મોટી નવાઇ નથી, અને તે પરથી હું સેહેજમાં અનુમાન પર આવી શકુંછ કે તું ઘણો જરદાર હોવો જોઇયે."

"જરદાર!" તે જરાક ચોંકીને બોલ્યો, "અલબત વ્હાલી મારી પાસે કારૂનનો ખજાનો છે! પણ ગમે તે હોય તોબી તારા પેલા છેલ્લા દોસ્તના જેવો તો હું નથીજ કે જે તને લાહોર લેઇ જઇ ત્યાંની સીરાઈમાં રવડતે હાલે તને મુકી પોતે નાહાસી ગયો હતો."

"આહ! તું તે બીચારાની નીંદા કરેછ!" ઝોહોરા હસીને બોલી, "અને તે વખતે તું જો આવી નહીં પુગ્યો હતે તો મારૂં કોણ જાણે શું થતે! આહ! તને અથાગ પ્યારથી પ્યારા, હંમેશ ચાહવસ, જ્યાં સુધી કે—"

"કયાં સુધી?" રસાલદાર સફદરજંગે પુછયું "જ્યાં સુધી તું વ્હાલીને હું આવાં સુખચયન અને અયશો અશરતમાં રાખું ત્યાં સુધી કે?"

"વરી તું એમ બોલ્યો ? મારા પ્યારને કસોટીપર કસી જોવાને તું હંમેશ એવું એવું બોલી મને ચીડવેછ. હું તો તને ખરેખરજ ચાહુંછ, સફદર."

"હા, હું એમ ધારૂંછ, ઝોહારા—"

"તું એમ ધારેછ? ત્યારે તારી ખાતરી નથી? તું શું જાણે વ્હાલા, કે ઘણીક વખત મારી મોજશોખ અને ખાણી પીણીની મજાહ વચ્ચેથી તને કોઇ કોઇ વાર દિલગીર દેખી—"

"હું—દિલગીર!" આ તાણાથી લગાર ગભરાઇને તે બોલી ઉઠયો.

"હા કોઈ કોઇ વાર તું હસતાં બોલતાં દીલગીર થઇ જઇ તારો ચ્હેરો ઉતરી જાયછ ને બાજે વખત તું એવો ડરપોક બની જાયછ કે જરાક બારણું થોકાતાં તું બીહીને ચોંકેછ ને કેટલીક વખત તો ઉંઘમાં 'અરે, ઓ' કરી બુમો મારતો અને તરેહવાર હાય અફસોસ કરતો મેં તને મારી નજરે જોયોછ ને અને મારે કાને સાંભળ્યોછ."

"અરે તે તો અમસ્થાં ઘેરાયલાં મગજનો ધખારો, પણ ઓ! તારી મીઠી ગોફતેગોમાં વખત કેમ નીકળી ગયો? નાટક તો પુરો થયો! ચાલ, હવે આપણે ઘર જઇયે."

તેઓ બન્ને તે મંડપમાંથી બ્હાર નીકળ્યાં અને પોતાના કોચમેનને લાકડીથી ઈશારત કરતાંજ બે ઘોડાની ફાંકડી બ્રુહામ તે મંડપના દરવાજા આગળ આવીને ઉભી રહી અને જેવો રસાલદાર મેજર પોતાની સાથની નાજનીનને હાથનો ટેકો આપી ગાડીમાં બેસાડવા ગયો કે તેનાં ખભાંપર કોઇયે હાથ મુકયો.

તુરતજ, મંડપમાંથી બાહાર આવેલાં લોકમાં ગભરાટ ફેલાઇ રહ્યો અને ત્યાં થઇ રેહેલી ગડબડ તરફ ઝોહારાએ પોતાની ડોક ફેરવી

નજર કીધી તો મેજર સફદરજંગને પોલીસના બે આદમીઓના મજબુત કબજામાં સપડાયલો દીઠો.

"અરે, કંઇ ભુલ હોસે, કાંઇ ગફલતી તો નથી?" તે બુમ પાડી ઉઠી, "સફદર, તું એઓને કહેની તું કોણ છે તે? છોડો, છોડો એને, એ તો રસાલદાર મેજર સફદરજંગ સાહેબ,"—

"અમને તે ખબર છે, બાનું, અને અમને એજ સાહેબે હુરમતની જરૂર છે! તમારે માટે અમો દલગીર છઇયે પણ ભરમ પુટી ગયો છે. ખોટી સહીંઓ પકડાઇ આવી છે. એ-" પણ વધુ કાંઇ ઝોહોરા સાંભળી શકી નહીં. સાચી વાત શું હતી તેનો વીજલીક ચમકારો તેણીનાં મન પર ફરી વળ્યો અને તેના આંચકા સમેત ત્યાંજ બેશુધ થઇ તે જમીનપર ઉભેથી તુટી પડી.

---

## પ્રકરણ ૫૭ મું.

### ઉશકેરાયલી જીજ્ઞાસા-રહેમતની મુઝવણ.

રસાલદાર મેજર સફદરજંગ પકડાયો તેની બીજે દીવસે સાંજે ત્રણેકને સુમારે નવાબજાદો રેહેમત પોતાના મેહેલ તરફ કેઠે બહારથી આવતો હતો તે વખતે 'સાબેરગંજ'ના મોટા દરવાજા આગળ ઉભા રહેલા એક ટાંગામાંથી ઝોહારાને તેણે ઉતરતી જોઇ. તે વીસ પચીસ વારને છેટે હતો ત્યાંજ તુરત ઉભો રહી ગયો અને રખે તે ભુલતો હોય એવા વિચારથી નજર ઠેડવી તે ધ્યાનથી જોવા લાગ્યો, અને એ રીતે ધ્યાનથી જોતાં તેની ખાતરી થઇ કે તે ઝોહોરાજ હતી. તેને એમબી વળી લાગ્યું કે તેનો ચેહેરો ફિક્કો હતો અને તે કાંઇક ગભરાયલી જેવી લાગતી હતી.

તેણીની સાથનો પોતાનો સંબંધ છોડી દીધાને તેને આજે અઢાર-ઓગણીસ મહીના થયા હતા, જે અરસામાં તેણે તેને જોઈબી ન હતી અને તેને વિશે કશું સાંભળ્યું પણ ન હતું; અને ગુલઝાર માટેના તેના કમનસીબ નીવડેલા પ્યારમાં તે એટલો ગુંચવાઇ ગયો હતો કે તેણીનો કશો ખ્યાલ વટીક કરવાની તેને ફુરસદજ નહીં હતી. તેટલા માટે, તેણીના એ રીતના ઓચીંતા દેખાવથી તે ચોંકયો અને દલગીર થયો; કેમકે તેને લાગ્યું કે 'મુશરરફખાંન' અને 'નવાબજાદો રેહેમત' તે એકના એકજ છે એમ તેણીએ કાંઇ સંજોગે શોધી કાઢયું હોવુંજ જોઇએ અને હાલ તેણી તેની પાસે ધમકીથી પૈસા ઓકાવવા યા તો પાછી દોસ્તી ચાલુ કરવા આવી હોવી જોઇયે. હવે ઝોહોરાની ચાલચલણથી રેહેમત વાકેફ હતો, એટલે તે જો ચાહે તો તેનો કેવો રકાશ કરી ઉભી રહે તેની પણ તેને ખબર હતી અને તેથીજ પોતે હાલ મેહલમાં ન હોવાને લીધે કાંઇક ખુશ થયલો દેખાયો;—અને જ્યાં ઉભો હતો ત્યાંથી જરા દુર હઠી જઈ એક ઝાડને ઓથે ઉભો રહી ઝોહોરાની પાછી બાહાર આવવાની તે રાહ જોવા લાગ્યો; પણ પાંચ મીનીટ ગઇ, દશ ગઇ, પંદર ગઇ તો પણ તે બાહાર આવતી તેને દેખાઇ નહીં એટલે તેણે અનુમાન કીધું કે તેણી તેની રાહ જોતી બેઠી હશે, અને તે જાણતો હતો કે તે એવા ચીવ્વત સ્વભાવની હતી કે તે તેને મળવાજ આવી હશે તો આખી રાત ત્યાંજ બેસી રહી તેની વાત જોવાને તે ડરવાની નથી, એટલે પોતેજ જઇ તેણીને હીંમતથી મળવાનો તેણે ઠેરાવ કીધો અને તુરતજ તે 'સાબેરગંજ' ના દરવાજામાં પેઠો જ્યાંથી તેણીને મળવાની આશામાં તે આગલા હૉલમાં ગયો; પણ ત્યાં ઝોહોરાને તેની રાહ જોતી બેઠેલી જોવાને બદલે તેની નજર બે આદમીઓ ઉપર પડી,

જેમને બેલીફ બાપટીસ્ટાનાં 'ભોંસ્યાં' તરીકે તેણે તુરત ઓળખ્યા. તેઓએ તેને જોતાંજ ઉઠીને સલાંમ કીધી, પણ તે તો ઝોહારાનેજ મળવાની ઉતાવળમાં હતો એટલે તેમને ઝાઝું કોઠું ન આપતાં તે આગળ ચાલ્યો. તેને ધાસ્તી એમ હતી કે તેને મહેલમાં ન જોતાં રખે તે અબલા તેના પેદર આગળ કે તેની બેહનો આગળ ગઇ હોય અને ત્યાં તેમની આગળ સઘળી 'કચુંબર' કરતી બેઠી હોય! આગળ ચાલતાં તેને એક નોકર મળ્યો જેને તેણે પુછ્યું–

"હમણાં એક ટાંગામાં ઔરત આવી તે કયાં છે?"

"નવાબ સાહેબ આગળ છે હુઝુર."

"મારા પેદર સાથે?" તે ગભરાઇને બોલી ઉઠયો, "અફસોસ! હું કેવો મુર્ખ કે બહાર તાંત્યા દુઃખેલી તેને એ મુજબની મેં તક આપી; પણ પ્હેલાં તેણે મારે માટે પુછ્યું કે?"

"નહીંજી, તે નવાબ સાહેબને નામેજ પુછતી આવી અને જેવું તેનું નામ મેં હુઝુરને કહ્યું કે તેવીજ તેવણે તેને પોતાની પાસે બોલાવી."

"એમં! પણ તેણીએ નામ શું આપ્યું?"

"ફકત, તેણીએ એટલુંજ કેહેવડાવ્યું કે રસાલદાર મેજર સફદરજંગની બીબી નવાબ સાહેબને જરા મળવા માંગેછ."

"સફદરજંગ–સફદરજંગ, એ નામ મેં કેઠે સાંભળ્યુંછ ખરૂં" તે મનસે બડબડયો, પણ તેનું તે બડબડવું કાંઇ એટલું ધીરે ન હતું કે તેની સામે ઉભેલો નફર સાંભળી નહીં શકે.

"હાજી. કાંઇ વાત એમ ચાલી રહીછ કે ગઇ કાલે રાત્રે રસાલદાર મેજર સફદરજંગ નામના કોઇને ખોટી સહીઓ કરવા માટે પકડવામાં આવ્યોછ."

"હા, બરાબર મેંખી આજે સહવારેજ જાણ્યું કે એ સફદરજંગ નામનો કોઇ ગઇ રાત્રે તે એક ખુબસુરત અબલા સાથે નાટક શાળામાંથી બાહાર નીકળતો હતો તેવોજ તેને પકડવામા આવ્યો હતો."

"પણ, તેમ છતાં મેહેરબાન સાહેબ, તે વખતે જે અબલા તેની સાથે હતી તે કાંઇ આ બાનું નહીં હોય! એક લુચ્છા ઠગારાની જોરૂને નામવર નવાબ સાબેર-ઉદ-દફલા સાથે કામ શું હોય?"

"ઘણું અજબ જેવું-બેહદ અજબ જેવું." રેહેમત મનસે બડબડયો.

"હા, એ ઝોહોરાને કદાચ તે સફદરજંગે રાખી હોય-પણ તેને મારા પેદર સાથે શું વાસ્તું? વારૂ તેઓ બન્ને કયાં બેઠાંછ?" આ છેલ્લો સવાલ તેણે તે નોકરને પુછયો.

"પેલો મોટો હૉલ જે આપણે ઘણોખરો જલસા કે એવીજ મોટી મીજલસને માટે વાપરતા હતા, અને જેમાંથી થઇને બીલોરી બંગલીમાં પણ જવાયછ, તે હૉલમાં, નવાબ સાહેબ તે વખતે બેઠા હતા અને ત્યાંજ તે ઓરતને તેવણે લાવવાનો હુકમ આપ્યો."

આસપાસના સંજોગોને લંબાણ વિચારથી તપાસતાં રેહેમતને એ અનુમાન ઉપર આવતાં વાર લાગી નહીં કે સફદરજંગ પકડાયો તે વખતે તેની સાથે જે અબલા હતી તે ઝોહોરાજ હોવી જોઇયે અને એ વિચાર એક વખત તેનાં મગજમાં પક્કો થયો કે તેની કુદરતી જીજ્ઞાસા ઉશ્કેરાઇ આવી કે તેવી એકને તેના બાપ સાથે કામજ શું હોય?

પહેલાં તો લાગલો તેઓ જયાં બેસી વાત કરતાં હતાં ત્યાં ધસી જવાનો તેણે વિચાર કીધો, પણ વળી તેને ખ્યાલ આવ્યો કે રાબેતા મુજબ તેણીની મુલાકાત તેવણે આગલા હૉલમાં ન લીધી અને તેણીને તે હાલમાં જ્યાં કોઇનો ફડકવાનો સંભવ નહીં ત્યાં

બોલાવી તો તેવણની મતલબ તે મુલાકાત ખાનગીજ રાખવાની હોવી જોઇયે-વળી 'સફદરજંગની બીબી' તરીકે તેવણને નામ આપતાં તુરતજ તેણીને પોતાની રૂબરૂ હાજર કરવાનો તેવણે હુકમ ફરમાવ્યો એટલે તેવણ તેનીથી તદ્દન અજાણ હોય તેમ પણ તેને ન લાગ્યું. હવે ત્યારે એ મુલાકાત ખરેખર ખાનગીજ રાખવાની તેના પેદરની મતલબ વિશે તેની ખાતરી થતાંજ તેનામાં બરપા થયલી જીજ્ઞાસા ઓર વધુ ઉશ્કેરાઈ. તે જીજ્ઞાસા કાંઈ ખાલી ખબરથી વાકેફ થવાની ભુખને લીધે નહતી; તે તો કાંઇ અણદીઠ ધાસતીને લીધે બરપા થઇ હતી અને રેહેમતને હમણા હમણા અનુંભવ થતો ગયો હતો કે એવી નાહાસભાગની મુલાકાતો મોટે ભાગે સરફરાજ ખાનદાનની કાંઇને કાંઇ ખરાબીજ કરનાર નીવડતી હતી, એટલે, આ એક વધુ ખાનગી મુલાકાતની મતલબથી વાકેફ થવાનું તેને મન થયું. તે તુરત બાહારને રસ્તે પેલી બીલોરી બંગલીમાં દાખલ થયો અને તે હાલ અને બીલોરી બંગલી વચ્ચેનું બારણું જે ઉંઘાડું હતું તેની પાછળ સંતરા મોસંબીનાં ઝાડોની ગીચ ઘટા વચ્ચે ભરાઈને તે ઉભો, અને પોતાની ભરાવાની જગ્યાએ બરોબર ગોઠવાઇ તેણે ચીમાઇને તે હૉલમાં નજર કીધી તો તેને માલમ પડયું કે નવાબ આમ તેમ ફેરા ખાતો હતો, જ્યારે ઝોહોરા તે હાલનાં બારણાં તરફ પીઠ કરી નજીકમાંજ બેઠી હતી. ઝોહોરાની પીઠ તેની ગમ હોવાથી તેણીનો ચહેરો રેહેમત જોઇ શકયો નહીં, મગર નવાબનો ચહેરો તેની નજરે પડતાં તે ચોંકયો. તે ચહેરો ઘણો ફીક્કો, લેવાયલો, અને લુટાયલો હતો, અને તે ઉપર ચઢી આવેલી ચિંતાની ચીતરામણ તેને ખુલ્લી દેખાતી હતી.



# પ્રકરણ ૫૮ મું.

## એક ભેદ.

"કેમ, સાહેબ, પછી તમે વિચાર નક્કી કીધો ?" રહેમતને ઝોહારાને બોલતાં સાંભળી.

"તું મારી પર હુકમ ચલાવવા આવીછ, અને તું મનેજ પુછેછ કે મેં શું નક્કી વિચાર કીધોછ ? તારે તો એમ પુછવું જોઈએ કે સફ્દરજંગે તે ફરમાન તારી મારફતે મારી ઉપર મોકલ્યુંછ તે હું કયારે અને કેમ બજાવસ."

"મેહેરબાન સાહેબ, મને તમારે ધમકાવવાની કે ઠપકો આપવાની કશી જરૂર નથી." ઝોહારા બોલી.

"આહ ! અને જો તને ધમકાવવાનું કે ઠપકો આપવાનું હું ચાલુ રાખું તો તું મને શું કરવાની ? મારૂં ખુન કરવાની ?"

"હું તમારૂં ખુન કરૂં ?" આ ભયભીત શબ્દો રેહેમતને કાને પડતાંજ તેને ગોયા ટાઢનું એક લખલખું ભરાઇ આવ્યું.

"ખુનની વાતજ કોણ કરેછ ? શુક્રે અલ્લાહ, કે મારા હાથ કોઇ દાહાડે લાલ લોહીથી ખરડાયાજ નથી."

"અને તેમ મારાથી કયાં ખરડાયાછ ?" નવાબે ચીરડાઇને પુછયું.

"અરે, નામવર સાહેબ, તેમ બોલવામાં તો સરફ હેમાંકત–સરફ દેવાનગી છે ! હું કાંઇ તમારી સાથે હોજાતોજી કરવા કે મરાવા આવીજ નથી, પણ, જેને હું ચાહુંછ, જીવથી જાનથી હું ચાહુંછ તેની તરફથી તમારી મદદ માંગવા આવીછ. મને સઘળી વાતની ખબર છે. બધું–જરાકે જરાક—"

"હા, હા, તે તો તું મને કહી ચુકી." નવાબ બોલ્યો અને આ બોલતી વખત તેનો અવાજ-તેનો સાદ એવો હતો કે તે રેહેમતના કાને અઠડતાંજ રેહેમત ઉજળો પુણી જેવો થઇ ગયો. તે આટલી ટુંક ગોફતેગોથી તેને એટલી વિશાળ માહીતી મળી ગઇ કે તે ગોયા સંગેમરમરનાં એક પુતલાંમાંજ ફેરવાઈ ગયો.

"હા તે હું તમને કહી ચુકી અને જો કે તે પાપ ઘણું જબુન હતું, તોપણ, તે પાપ કરનાર પાપીને હું ચાહુંછ, અને તેથીજ તેને બચાવી લેવાના કાલાવાલા કરતી હ્યાં સુધી હું આવીછ. તે ઉપરાંત તે પાપમાં શરીક તમેજ હતા, તેને તે કરવાને ઉશ્કેરનાર—"

"હા-હા, પણ હાલ ઇન્સાફ કાંઇ તેનો નથી થવાનોની? હાલ જે ગુનાહ માટે પોલીસના કબજામાં તે છે તેનીજ વાત કરની."

"ખોટી સહીઓ? તેવી હાલ તુરત તો ત્રણજ પકડાઇછ, અને તે ફર્યાદ કરનાર શાહુકારને જો તેનાં નાણાં મળે તો તે એ કામથી હાથ ઉઠાવવાને રાજી છે. સફદરજંગની તપાસ ચલાવી તેને તરીપાર કાઢવા જેટલી પંચાતીમાં તે પડવા માંગતો નથી અને પોલીસે વધુ બાતમી એકઠી કરવાને વખત માંગ્યાથી મુકદમો આઠ દાહાડાપર મુલતવી રહ્યોછ તેટલાં કાંઇ નક્કી કરી નાંખવાને પુરતો વખત—"

"અને તું કહેછ કે તે સઘળું સાહાઠ સીતેર હજારમાં પતી જશે?"

"હા, એ ત્રણ હુંડીઓ જેમની મુદત પાકી ચુકીછ, અને બીજી જેમની મુદત પાકવાને હજી વખત છે તે મળીને એટલી યા એથી જરા વધુ રકમ થવા જશે."

"પણ જે હુંડીઓની મુદત હજી પાકી નથી તે હુંડીઓ કોણુના હાથમાં છે?"

"સાઆદતખાન નામના એક—"

"સાઆદતખાન વકીલ!"

"હા, નામવર તેજ."

"હું તેને ઓળખું છ—ઘણો સારી રીતે ઓળખું છ."

"ત્યારે તો, ગરીબપરવર, એ બધું ઘણી સ્હેલાઇથી નક્કી થઇ શકશે, એટલું કામ તમો સહેલ સુલુકે કરો તો ઠીક છે અને નહીં તો પોતાને ગમે તે નુકસાન થવાના ભોગેબી સફદરજંગ સઘળું ભોપાળું ફોડી નાંખશે તો—"

"ચુપ, ચુપ, તારી સઘળી ધમકી તારી પાસે રહેવા દે. મેં તને ક્યાં હજી ના કહ્યુંછ કે હું સફદરજંગનું એ કામ નથીજ કરવાનો? ત્યારે એ બાબદ શું છે તે આપણે બરાબર તપાસ્યે. કેટલીક હુંડીઓપર સફદરજંગે જુદી જુદી શરાફની પેઢીઓની ખોટી સહી કરી તે બાહાર પાડીછ, અને તેને આધારે તેણે સાહાઠ સીત્તેર હજાર રૂપ્યાની રકમ કઢાવીછ. હવે તેમાંની ત્રણ હુંડીઓની મુદત પાકતાં તેમને તે ઉપરની સહીવાલા શરાફો આગળ સ્વિકારવા માટે રજુ કરતાં તેઓ નામુકર ગયાછ. હુંડીઓ જુઠી ઠરીછ, અને બીજી જે હુંડીઓની મુદત પાકી નથી તેઓ સાઅદતખાન વકીલના હાથમાં છે. કેમ બરાબર છે કેની?" ઝોહેરાએ જવાબમાં હાનું ડોકું ધુણાવ્યું.

"પણ, એમ ધાર કે જેના હાથમાં આ ત્રણ હુંડીઓ છે તે અને સાઅદતખાંન વકીલને રૂપ્યા મળતાં તે બન્ને સંતોષ પામશે પણ પેલી જે પેઢીઓની ખોટી સહીઓ છે તેઓ સફદરને કેમ જતો મેલશે?"

"કેમકે જે પેઢીઓની તેણે સહી કીધીછ તે પેઢીઓની હસતીજ નથી." ઝોહરા બોલી. "હું જાણું કે તમો ચેતી ગયા હશો અને હું જ્યાં સુધી સમજુંછ ત્યાં સુધી તો ખોટી સહી કરતાં ઠગાઇનો વાંક વધુ બંધબેસ્તો થઇ પડે તેમ છે, અને તેથીજ થોડાક હજાર રૂપ્યા મારા સફદરજંગને બચાવી શકશે એટલુંજ નહીં પણ તેના ઠીનાના ભોગ તમો પોતેબી થતાં બચી જશો."

"હું સમજ્યો–એટલે જો હું સફદરજંગને હાલ નહીં બચાવી લેઉં તો તે ફાંસી જવાના ભોગેબી મારો નાશ કરવાને તઈયાર થશે."

"યા ખુદા!" આ સાંભળી રેહેમતથી મુગું રહી શકાયું નહીં અને તે તાબડતોબ પોતાની છુપી જગ્યાએથી નીકળી પોતાના બાપની રૂબરૂ થઇ સઘળો ખુલાસો પુછવા જતો હતો, પણ તેટલાં કોઇ છુપી શકતીએ તેને તે જ્યાં ઉભો હતો ત્યાંજ જકડી પકડી રાખ્યો.

"હા, બરાબર, અને તેથી તમને હું કહુંછ કે તમારી તરફના ચાંપતા ઉપાયોથીજ તે તોપનો ધડાકો થતો અટકશે." ઝોહોરા બોલતી સંભળાઇ.

"ઠીક, ત્યારે કાલે સહવારે દશ વાગે તું મને પાછી મળજે અને તેના સંબંધમાં મારે શું કરવું તેનો હું વિચાર કરસ– કેમકે હાલ હું ગુંચવણમાં પડયોછ. બધી તરફથી કમબખ્તી એકઠી થઇ મારી સામે ડોળા ઘુરકી મને—"

"પણ આ કમબખ્તી કાંઇ જેવી તેવી નથીની, મેહેરબાન સાહેબ, અને તેથી એનો નિકાલ તમો જેમ જલદી કરો તેમ બેહેતર—આહ! પણ આ કોણ? એ કોણનો ચ્હેરો?"

"ક્યાં? કોણ?" નવાબ ગભરાઇને આસપાસ જોવા લાગ્યો.

"આ દેવાલે ટાંગેલી તસ્વીર કોણની?" તેણીએ તે તરફ આંગળી બતાવીને પુછ્યું.

"એ તો મારો બેટો નવાબજાદો રેહેમત—આહ! ગરીબ બીચારો રેહેમત! એને થોડીજ ખબર છે કે—પણ એમ કાંય? એ તસ્વીર જોઇ તું એટલી બધી ઉશકેરાઇ કેમ ગઇ?"

"નવાબજાદો રેહેમત—મુશરરફખાંન, આહ! મને વ્હેમ હતોજ કે ને પોતાની દેખીતી સાદાઇમાં કોઇ અમીરજાદો હોવોજ જોઇએ અને—"

"ત્યારે તું મારા બેટાને ઓલખેછ? કેમ? કયાંથી?" નવાબને વળી ધરકો પડયો કે રખે કાંઇ વળી નવો ભરમ ફુટે અને આફતનું એક વધુ વાદળ ઘેરાય.

"મને તેવણ સાથે ઘણીજ દોસ્તી હતી."

"પણ હમણા તો તેને તું નથી મળતી કેની?"

"નહીં સાહેબ, અમને છેલ્લે મળ્યાને મહીનાઓ થઇ ગયા ને એક નીચ દરજણ અમો બેની વચ્ચે નહીં આવી મુઈ હતે તો અમો બન્ને વચ્ચે કશી તુટફાટ થતે નહીં અને આજે હું કેવી સુખી હોતે! હું તેને જાનથી જીગરથી ચાહતી'તી, ને તેની તરફ હમેશ વફાદાર રેહેતે, જો—"

"પેલી દરજણની છોકરી વચ્ચે નહીં પડતે તો? તેણીનું નામ ગુલઝાર હતું?"

"હા, મારા મેહેરબાન."

"આહ! મારે કાને તેનું નામ પહેલ વહેલું નહીંજ પડયું હોતે તો કેવું સારૂં? મારા બેટાને તેની સાથે પીછાણજ નહીં પડી હોતે તો, કેવું ઠીક થતે? તો હું સુખી હોતે

અને આજે તારા અને સફદરજંગના કશાબી કબજામાં હું નહીં હોતે ?" એટલું બોલી બંને હાથે તેણે પોતાની આંખો ઢાંકી દીધી.

ઝોહોરા આંખ ફાડીને તેને જોતી બેસીજ રહી. તે બીહીધી કે રખે આ હાય અફસોસમાં તે બીચારાનું મગજ ખસી જાય.

" આહ! જે અઘોર કામને લીધે આજે હું તારા કબજામાં છેઉં તે અઘોર-માહુ જબુન કામ સાથે ગુલઝારનાં નામને શું નિસબત તે તું નહીં સમજે. બેહેતર-હજાર વાર બેહેતર થતે જો મારો બેટો તે ગરીબ દરજણને પરણ્યોજ હતે તો, પણ તેમનો મેળાપ તોડવા હું-હું-હું એક ખુ—"

તે ભયંકર બોલ આખો રેહેમતથી નહીં સાંભળી શકાયો, કેમકે, હજી નવાબનો વાકય પુરો થાય તેટલાં તો તે બેશુદ્ધ થઇ જયાં ઉભો હતો ત્યાંજ તુટી પડયો.

---

## પ્રકરણ ૫૯ મું.

### સત્યાનાશીની શરૂઆત.

જવાન રહેમત પોતાની બેશુદ્ધીમાંથી હોશમાં આવતાંજ તેણે પોતાને બીલોરી બંગલીમાં જમીનપર પડેલો દીઠો; સાંજ પડી ચુકેલી હોવાથી ત્યાં સઘળે અંધારૂં થઇ રહ્યું હતું. તે ઉઠીને ઉભો થયો અને તેજ વખતે તેનાં મગજમાં ધસી આવેલા વિચારને કાંઇક શાંત કરવા ત્યાંજ એક બાંકપર તે બેઠો. તેને એટલી બધી ભયંકર બાબદોપર વિચાર કરવાનો હતો, કે પહેલી કયી હાથ ધરવી તેની તેને સમજ પડી નહીં. પેલા જલસાવાળા ઓરડામાં તમામ અંધારૂં છવાઇ રહેલું હોવાથી તેણે જાણ્યું કે હાલ ત્યાં

કોઇજ હતું નહીં, અને તેની એમખી ખાતરી થઈ કે ત્યાંની તેની હાજરીથીબા કોઇજ વાકેફ થયું હોવું ન જોઇયે, કેમકે, તેમ હતે તો તેને ત્યાં કોઇ પડી રહેવા દેતેજ નહીં. તેનાથી ત્યાં બેસી શકાયું નહીં એટલે તે પોતાના ઓરડાના એકાંતવાસમાં જવા ઉઠયો. દાદરપર ચઢતાં ઘડીયાલ કાઢી તેણે જોયું તો છ વાગી ગયા હતા; તે જયારે બીલોરી બંગલીમાં આવ્યો તે વખતે આશરે સાડાત્રણ થયા હતા એટલે તે બેશુદ્ધ થઇ ગયો ત્યાં સુધીની તેના બાપની ઝોહોરા સાથની મુલાકાત લગભગ બે કલાક રહી હોવી જોઇયે એમ તેણે ધાર્યું, અને તેટલા માટે અડધોક કલાક તે બેશુદ્ધ હાલતમાં પડી રહ્યો હોય એમ તેને લાગ્યું.

ઓરડામાં જતાંને વાર તે બીછાણે પડયો અને તે જવાન મરદાંને મર્દ એક બચ્ચાંની માફક રડયો—નવધાર આંસુએ રડયો અને તે આંસુથી તેની ગુંગળાતી છાટીને જરા રાહત મળતાંજ તે પાછો ઉઠયો અને ઠંડાં પાણીએ મોહ્રું છાંટયું અને જરા પીને ગળાંનો બળતો ઠાકડો તેણે ભીજવયો, પછી ખુરસીપર ગંભીરાઇથી વિચાર કરતો તે બેઠો. વિચારની પહેલી હુરેલે તેને જે દુઃખ ઉપજ્યું તે એ હતું કે તેનો બાપ કાળાંમાં કાળું કરમ કરનાર એક કરપીણ હતો, જેની જીંદગીની દોરી એક લુચ્ચા ઠગારાના હાથમાં હતી, જે દોરી જરા સરખી ખેંચાતાં તે જીંદગી નામોશીમાં ખતમ થાય તેમ હતું: વળી કાંઇ દામસર કાંઇ મતલબ સાંધવા તે રાત્રે સાઅદતખાન વકીલ તેના બાપને મળવા આવનાર હતો અને જે કરપીણ કામ તેના બાપનાં મગજપર તાવેલાં સીસાંનાં જેવી અસર કરી રહ્યું હતું અને જે કામથીજ સફદરજંગના હાથમાં તેની મુંડી સપડાઈ હતી તે કામ તેની માનીતી, તેની વહાલી, તેની નુરેચશમ, તેની જીંદગીની જોત ગુલઝારના સંબંધમાં હતું એવી તેને જાણ થતાંજ

તે હેબતીને હરણફાળ થઇ ગયો. પણ તે કામ ગુલઝારને કયી રીતે લાગતુંવળગતું હતું? એક મહા જબુન કામ થયું હતું તે તો દેખીતુંજ હતું, અને વળી તે કામની મતલબ તેને તેની વહાલીથી વિખુટો પાડવાની હતી તે તેબી ખુલ્લું દેખાતું હતું; અને હવે જે ભયભીત ભયંકર ભયાનક સવાલ તેનાં મગજમાં બરપા થયો તે એ હતો કે; "શું તે કરપીણ કામનો ભોગ ગુલઝાર પોતે થઇ પડી હતી?"

તોબાહ ઇલાહી! એ સવાલ લાજવાબ રહ્યાથી તે ઉશ્કેરાઇ આવ્યો અને તેજ ઘડીએ પોતાના પીદર આગળ જઇ ખુલાસો માંગવા તે ઉઠતો હતો, તેટલાંજ, એક બીજા ખ્યાલનું ઝાંખું કીરણ તેનાં મગજના અંધકારમાં ચમકયું. ધિમે ધિમે તે કીરણ કાંઇક જોશ પકડતું ગયું અને એક અંધારા ગારમાં તુરતની સળગાવેલી બતી આસ્તે આસ્તે તેમાંની ચીજોને નજર સામે ખુલ્લી કરતી જાય તેમ તેનું મગજ જરા જરા ખુલ્લું થતું ગયું. ધિમે ધિમે દાસી ગુલનારનું 'મુન તેનાં મગજના આઇનામાં કાંઇક આકાર પકડતું ગયું;—પણ તેથી કાંઇ તેની ગુંચવણ ભાંગી નહીં.

તે ઘણા ઉંડા વિચારમાં ઉતરી ગયો અને પછી એકાયક પોતાની બેઠકપરથી ઉઠી એક ફાડી ખાનારાં હેવાનની માફક ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો અને આમ તેમ થોડાક ફેરા ખાઇ નાસીપાસીની એક હાય મારી તે પાછો બેસી પડયો. તેને એક વિચાર આવ્યો કે પોતાના બાપ પાસે દોડી જઇ સઘળા ભેદનો ખુલાસો માંગવો; વળી બીજો વિચાર એ આવ્યો કે ઝોહોરાને કેદેથી શોધી કાઢી તેનાથી સઘળા ભરમથી વાકેફ થવું;—પણ આખરે એ બંને વિચારોને રદ કરી એજ સેવટપર તે આવ્યો કે સાઆદતખાન અને તેના બાપ વચ્ચે આજે શું મસલહત થનાર

હતી તે જાણવા અને તે સાંભળવા તેણે આઠ વાગતા સુધી અવશ્ય થોભવું.

હવે તેને આગલા હૉલમાં મળેલા પેલા બે આદમીઓની યાદ આવી અને તે યાદ થતાંજ તેને લાગ્યું કે સરફરાજ ખાનદાનને માથે આફતનું વાદળ એકવાર પાછું ઘેરાતું હતું, જે ફાટતાંજ માલ મીલકત, જર દોલત અને આબરૂ ઇજતની ધુળધાણી અને પાયમાલી નક્કીજ હતી, અને તેમ જો થયું તો પરીણામ શું ? પરીણામ એ કે તેનો બાપ કેદીઓની તુરંગમાં સબડવાનો, તેની માદર અને તેની બેહનો 'સાબેરગંજમાં'થી નીકળી રસ્તે રસ્તે રવડવાની અને તે પોતે બારણે બારણે ભીખ માંગવા જેવી હાલતે પુગી જીવપર આવી આપઘાત કરવાનો! આ સઘળો દેખાવ તેની નજર આગળ રજુ થતાં તેનાથી અફસોસની હાય સાથે બોલાઇ ગયું કે—

"યા કરીમો રહીમ, આ કીસમની પાપી તવંગરી કરતાં પાક ગરીબી લાખ દરજજે બેહેતર!"

એમ કરતાં સાતનો અમલ થયો! તેને જમવાની ઇચ્છા ન હોવાથી તે જમવા નીચે ઉતર્યોજ નહીં અને તેની રાહ જોઇ એક નોકર તેને બોલાવવા આવ્યો તો તેને બીમારીનું બહાણું બતાવી પાછો વાળ્યો. જેમ તેમ બીજો પોણો કલાક ગયો અને રેહેમત નીચે ઉતરી પાછો બીલોરી બંગલીમાં પોતાની ભરાવાની જગ્યાએ છુપાયો.

તે હૉલમાં હાલ બતીઓ બળતી હતી અને રેહેમતને સારે નસીબે બારણું ઉઘાડુંજ હતું, પણ બારણાંની જગ્યે એક પડદો નાંખેલો હોવાથી તે હૉલમાં જે કાંઇ બને તે તે સાંભળે ખરો પણ કશું જોઇ ન શકે તેમ હતું. તે ઓરડામાં

કોઇનો બોલવાનો સાદ નહીં આવતો હતો પણ આમ તેમ કોઇનાં લટાર મારવાનાં પગલાંનો અવાજ રેહેમતને કાને આવ્યો. હા—અને વળી કાંઇ ગુંગળાતાં ડચકાંનોબી અવાજ તેણે સાંભળયો, અને તુરતજ નિરાશીની એક હાય મારી કોઇએ કપાળ કુટયું હોય તેમ તેને લાગ્યું; અને તેટલાં વળી ધીમો દુઃખથી ભરેલો અવાજ નીકળ્યો કે, "યા કરીમે કારસાજ, દયા કર ! ઓ ગફ્ફાર, રહુમ કર ! ઓ સત્તાર, સેતમ કમ કર !"

તેને જાણતાં વખત નહીં લાગ્યો કે એ ગુપ્ત ગીરીયાંજારીમાં ગુંગળાતો તેનો પેદર પોતેજ હતો, અને તે બાપ અને તેના વચ્ચે માત્ર એક પદડાનોજ અંતર હતો. ! તે દુઃખીનું દુઃખ તેનાથી સાંખી શકાયું નહીં અને પોતાની છુપાવાની જગ્યાએથી નીકળી તે પોતાના દુઃખી બાપને બગલગીરી કરી તેનાં દુઃખમાં શરીક પોતાને કરવાની આજીજી કરવા જતો હતો તેટલાં એક નફરે સાઅદતખાંન વકીલનું નામ પુકાર્યાથી તે જ્યાં હતો ત્યાંજ જકડાઇને ઉભો રહ્યો.



## પ્રકરણ ૬૦ મું.

### છુપો જાસુસ-દુખ્તર ફરેશ!

"આહ ! તે નાપાક આયો ખરો !" રેહેમત મનસે બોલ્યો, "હવે મારા પેદર અને તેના વચ્ચે શું ભેદ ભર્યો સંબંધ છે તે માલમ પડશે."

"સલામ આલેકુમ, નવાબ સાહેબ, આજે આપણા વચ્ચે થયલાં કરારનામાંને બરાબર બે વર્ષ પુરાં થયાંછ, અને હું ધારૂંછ કે હું બરાબર વખતસર આવી પુગ્યોછ."

"અલેકુમ સલામ, સાઅદતખાંન, મગર આપણે આપણું કામ શુરૂ કર્યે તે આગમચ મને જણાવશો કે તમોએ ધીરેલી પાંચ લાખ રૂપીઆની રકમનો કબજો લેવા તમે પેલાં ભોંસ્યાંઓને મોકલવાનું કાંઇ કારણ ?"

"નવાબ સાહેબ, મેં જે કાંઇ કીધું હશે તે કાયદા મુજબજ કીધું હોવું જોઇયે. બે વર્ષની વાતપર તમે જે એક લખતપર સહી કીધી હતી અને જે ઉપર મારા કારકુને શાખ મુકી હતી તે લખતથી મને મળેલા ચોક્કસ હકોની રૂહે મેં સાવચેતીના જે ઉપાય લેવા ઘટે તે માત્ર લીધાછ, અને તે કરારનામાંમાંની શરતો બજા લાવવામાં આવતાંજ પેલા સરકારી અમલદારો ચ લ્યા જશે."

"ત્યારે તો તમે જે ચાહો તે જુલમ કરનારાં માત્ર હથ્યાર દાખલ તેઓ હાલ મારાં મકાનમાં આયાંછ, એમ કેની ? અલબત, તમે ચાહતે તો એ નામોશીમાંથી મને બચાવી શકતે."

"સઘળું કામ કાયદાને માન આપીને કરવું જોઇયે તે સિવાય વધુ કશું હું ચાહતો નથી. ગરીબપરવર, મારા હકનું મને મળવું જોઇયે અને તેબી કાયદાની મદદથીજ મારે લેવું જોઇયે."

"તમે શું એમ ધારોછ કે હું કાંઇ દગો રમતે ?"

"નહીં, પણ તેવું કશું બને તો મારા હકો સચવાય તેથી મેં એ પગલું ભર્યું છ, પણ હવે વધુ તાહેલું ન કરતાં આપણે આપણું કામ શુરૂ કર્યે ?"

"હા, ચાલો."

"નામવર સાહેબ, તમને બધી બાબદનું બરાબર ધ્યાન આવે તેથી થોડીક આગલી પાછલી વાત મારે તમને કહી

સંભળાવવી જરૂરની છે. હું તેને લગતાં ખતપત્ર અને ઓચર્યાં મારી સાથે લાયોછ, અને થોડીક મીનીટ તમો ધ્યાન આપશો તો તમને જે અણુગમતી બાબદ છે તેનો જરા વારમાં નિકાલ આવી જશે."

"ચલાવો, ચલાવો, તમારે જેમ ગમે તેમ કામની શુરૂઆત કરો, મારે કાંઇ વાંધો નથી."

"આજથી આશરે અઢી વર્ષની વાતપર, તમો નામવર કેટલીક રકમોના સંબંધમાં મારા કરજદાર હોવાથી, તમારી તે વખતની તંગ હાલતને માટે તમે મારી સલાહ પુછી હતી અને બીજા ચાંપતી ઉઘરાણી કરનારા માંગનારાઓને આપવા એક બીજી મોટી રકમ તમે ઉછીકી માંગી હતી. તે વખતે મેં તમો સાહેબ આગળ એવી દરખાસ્ત મુકી કે તમારી સુંદર રૂપાળી બેટી નુરજહાંનો હાથ મારા હાથમાં મુકી તમો મને તમારો દામાદ બનાવો તો મારે તેના બદલામાં બેથી ત્રણ લાખ જેટલા રૂપ્યાની રકમ તમને ભેટ આપવી, જે દરખાસ્ત સાંભળતાંજ તમે રાતા પીળા થઇ ગયા અને મારી દરખાસ્તને તમે ધિક્કારી કાઢી, અને તમારો બેટો ઉમરે આવતાંજ મારૂં કરજ ભરપાઇ કરવાની તમે કબુલાત આપી. તે વખતે મેં તમને ઘણાબી સમજાવ્યા કે જુવો તમારો બેટો ઉંમરે આવી સઘળી જાગીરોનો તમારા ભેગો માલેક થઇ જશે તો જ્યારે હશે ત્યારે તમારી બધી માલ મીલકત અને જમીન જાગીરોની હરાજી સિવાય છુટક રહેવાનો નથી. પણ તમો તો મારીથી જુદુંજ મત ધરાવતા માલમ પડયા એટલે કાંઇબી સુલેહભર્યાં સેવટપર આવ્યા વિના આપણે તે વખતે છુટા પડયા. થોડાક મહીના બાદ, એટલે આજથી બરાબર બે વર્ષની વાતપર મારા તમોપર માંગતા એક લાખ ને ચાલીસ હજાર રૂપ્યાની

બાબદમાં જે રાતે તમારે ત્યાં ખાણીપીણી અને રંગરાગ ચાલતો હતો તેજ રાત્રે મેં જપતી મુકી. અજબ જેવી વાત એ છે કે તમો નામદાર વાળેવાળ કરજદાર હોવા છતાં તેવી ખાણીપીણી અને જલસાની બીજલસોપર સેંકડો બલ્કે હજારોનો ધુમાડો કરતા રહ્યા હતા—"

"પણ તેમાં મારી કાંઇ મતલબ હતી તે તો તને ખબર છે કેની?"

"હા, તેમ કીધાથી તમારી એકુ બેટીને નવાબ અલી યારજંગને ગળે ઓળવવી અને બીજીને તેને લાયકનો કોઇ સધ્ધર બીલ્લુ શોધવા દઈ તેનેબી ઠેકાણે પાડી દેવી, અને તમારી એ સુજગુજ અને ગોઠવણ સામે મને કશો વાંધો હતોજ નહીં. તમારી તે બેટીઓના સંબંધમાં તમો જે માર્ગ લેવા ચાહો તે લેવાને તમો નામદાર એકલા મુખત્યાર માલેક હતા. પણ જલસાની તે રાતે મચેલા રંગમાં ભંગ પડયો. તમારાં બેગમ સાહેબ સોદાગર અનવરખાંની બેસબબ અને ભેદમાં ભરાયલી ઇતરાજીનો કમનસીબ ભોગ થઇ પડયાં અને—"

"પણ તે બનાવને આપણાં આજનાં કામ સાથે નિસબતજ શું છે?"

"નહીં નામવર, કાંઇજ સંબંધ નથી; ત્યારે હું, કેહેતો હતો કે તે જલસાનીજ રાત્રે મારી તરફથી બાપટીસ્ટા નામના સરકારી અમલદારે તમારા મેહેલપર જપ્તી મુકી. તમે મને નવાબજાદા રેહમતખાં સરફરાજ પાસે તેડાવવા મોકલ્યો અને તમારા એક બોલને માન આપી તમારી ખીદમતમાં હું હાજર થયો, અને તે વખતે તમારી જે હાલત હતી તેના સંબંધમાં એક લાંબી મસલહતમાં આપણે બન્ને રોકાયા, અને જે

દરખાસ્ત મેં તમો સનમુખ પહેલે રજુ કીધી હતી તે વિશે તમે પાછો ઇશારો કીધો, અને તેમાં જે એક સુધારો તમે સૂચવ્યો તે એ હતો કે મારે તમને તમારી પોતાની જામીનગીરી ઉપર બે વર્ષની મુદત માટે પાંચ લાખ રૂપ્યા ધીરવા, જે મુદત પુરી થતાં તમો તે તેની ઉપરનાં ઠેડવેલાં વ્યાજ સુધાં મને ભરપાઇ કરવામાં પછાત પડો તો તેના બદલામાં મને તમારી બેટી નુરજહાંનો હાથ આપવો. મેં મારી ચગોર ચશમથી જોઇ લીધું કે એ રીતે તો તમે મને એક નીચ હથ્યાર બનાવતા હતા અને તમારી બેટીઓને સરે બાઝાર મુકી તેમને હાથ કોઇ સદ્ધર બીલ્લુઓને સપડાવી તેઓની થેલીની મદદથી મારૂં કરજ અદા કરી મને હડધુત કરવો અને તમારો દામાદ થવાનો બેઅદબ વિચાર મારાં મગજમાં બરપા કરવા માટે મને લાત મારી તમારે દરવાજેથી હાંકી કાઢવો એવો તમારો અંદરખાનેથી જે વિચાર તે હું પામી ગયો. તમે નામવર શું એમ સમજોછ કે તમારી તે છુપી મતલબથી હું અજાણો હતો? અને તમને મેં ધીરેલાં નાણાંની રકમપરનું વ્યાજ ખાઇ એ રીતે તમારે બારણેથી લાગ આવતાં ઠોકડ ખાઇ જગમાં મારી હસી કરાવવાને શું હું તૈયાર હતો, તમે એમ સમજ્યા?"

"પણ મેં તે વખતે તને ખુલ્લેખુલ્લું કહેલું યાદ છે કે મને કોઇ સદ્ધર દામાદ મળતાંજ હું તારૂં કરજ અદા—"

"હા, પણ તમે મને કાંઇ એમ તો નહીંજ કહ્યું હતું, કે મારૂં કરજ ભરપાઇ કરી મને ચોખ્ખું પરખાવી દેવાનો કયારે વખત આવી લાગે તેની તમો આતુરતાથી રાહ જોતા હતા પણ તે વખતે તમારાં મગજમાં પસાર થતા છુપા વિચારો મેં વાંચ્યા અને તમારી મતલબ સરે ત્યાં સુધી તમારા હાથમાં એક હથ્યાર જેવો નહીંજ થઇ પડવાનો મેં પકકો ઠેડાવ કીધો, અને તેથીજ તમારાં

મગજમાં ભરપા થયલાં ઝેરને મારવા જેટલું બીજું કાતેલ ઝેર મેં મારા મગજમાં ઉત્પન્ન કીધું. સાદી ભાષામાં બોલું તો મેં તમારો દામાદ થવાનીજ તક સાંધી એટલુંજ નહીં, પણ મેં તમને બતાવ-વાબી માંગ્યું કે પૈસે ગબ્બર પણ સાદો સાઅદતખાન કૌડી કૌડીના મોહોતાજ પણ મોટા લેખાતા નવાબ સાબેર-ઉદ-દઉલા સરફરાજ કરતાં ઘણો વધારે જોરાવર અને પોતાના પગપર ઘણો વધારે મુસ્તાક ઉભો હતો, અને તેથીજ તમારા સુચવેલા સુધારાપર એક બીજો મારી તરફનો સુધારો ઉમેરવાની મેં જીદ લીધી અને તમારી તરફની ઘણીક રીકઝીક અને તાણુતોડ પછી તે શર્તો સાથનું મેં કરારનામું ઘડી કાઢ્યું, જે હાલ તમે મારા હાથમાં જુવો છો. એ કરારનામામાં એવો બંદોબસ્ત કીધો છે કે મારે એ મુદતને માટે તમો નામવરને પાંચ લાખ રૂપયાની રકમ ધીરવી, અને તે બાંધી મુદતની અંદર જો તમો મને એ ધીરેલી રકમ પાછી આપો તો તેની ઉપર એક લાખ રૂપયો બીજો બક્ષેશ દાખલનો ઉમેરવો, અને જયાં સુધી એ બન્ને રકમો આપ્યા વગરની રહે ત્યાં સુધી તમારી બેમાંથી એકબી બેટીના નેકા તમારે કરવા નહીં, અને જો કરશો તો એ બન્ને રકમનો દાવો સરકારમાં નોંધાવી તમારૂં જે કાંઇ હોય તે મારે જપત કરવું, અને જો એ બન્ને રકમ તે મુદતની અંદર યા તે મુદત વિટ્યા પછી તમો નહીંજ આપી શકો તો તમારી બેઉ બેટીઓમાંથી એકને મારી બીબી તરીકે પસંદ કરવાનો મને હક્ક રહે. એ શર્તો ત્યારે આજથી બે વર્ષની વાત ઉપર ઘડી કાઢેલાં કરારનામાંની છે, જે ઉપર તમો નામવર સાહેબની સહી છે.”

“ખરૂં, સાઅદતખાંન એ બધું ખરૂં છે!” મરતી વખતે એક આદમી બોલે તેવા અવાજથી તે કંગાળ નવાબ બોલ્યો.

# પ્રકરણ ૬૧ મું.

## પાછીટ બુક.

થોડાક વખત તે બેમાંથી કોઇ કશું બોલ્યું નહીં, અને એ રીતે ત્યાં પ્રસરાયલી શાંત ચુપકીદીએ નવાબજાદા રેહેમતને, તેણે જેટલું સાંભળ્યું હતું તેટલાં ઉપર વિચાર કરવાની તક આપી; કેમકે, જે બધો વખત તે તેમની વચ્ચેની વાત સાંભળતો ઉભો હતો તે બધો વખત તે સુનો સાવજ જેવો હતો. તેનું સઘળું ધ્યાન તે બન્નેની જબાનમાંથી નીકળતા એકેએક હર્ફ ઉપર લાગ્યું હતું, એટલે તે ઉપર તેને પુખ્ત વિચાર ચલાવવાની ફુરસદ થઇજ નહીં હતી.

ત્યારે તે બધી વાતથી વાકેફ થતાંજ તે જવાનને ઉપજેલા ગભરાટનો વિચાર વાંચનારને કદાચજ આવી શકશે, કેમકે એક બાપની નામોશી તેણે જે એક બેટા દાખલ સાંભળી હતી તે તેનીથી નહીંજ સાંખી શકાય તેવી હતી. તેણે જોયું કે તેનો બાપ એક જખુનમાં જખુન અને કરપીણમાં કરપીણ કામનો કરનાર હતો, એટલુંજ નહીં, પણ પોતાની બેટીઓના સંબંધમાં એક નીચ નાલેશીભરેલું કમકમાટ ઉપજાવનારૂં કરારનામું કરવાથી પણ તે બાકાત રહ્યો ન હતો. તેનો પીત્તો એવો ઉછળી આવ્યો કે પોતાની છુપાવાની જગ્યાએથી નીકળી તે ઓરડામાં ધસી જઇ તે દુષ્ટ ફરેશ પેદરને તેનાં એ કામ માટે ઠપકો આપે અને તે નાપાક વકીલને ત્યાંને ત્યાંજ તેનાં પાપની સજા કરે ! પણ નહીં, જે થોડું ઘણું તેણે સાંભળ્યું હતું તે પરથી તેને બધું જાણવાની જીજ્ઞાસા થઇ અને છેક છેડે સુધી ત્યાંજ ઉભો રહેવાનો તેણે કસદ કીધો.

"ઠીક, નામવર નવાબ, ત્યારે હવે તમારેથી મારે શાની આશા રાખવી તે પુછવાનો હવે વખત આવી લાગ્યો છે." તે વકીલે બોલવાનું પાછું શરૂ કર્યું. "બે વર્ષની મુદત વિટી ગઇ છે અને મારૂં કરજં તમો અદા કરી શકયા નથી. તેજ વખતે મારે કહેવાની ફરજ છે કે તે કરારનામાની શર્ત પ્રમાણે તમો વફાદારીથી મારી તર્ફ વર્તયા છો અને તમારી બન્ને બેટીની શાદી તમે હજી કીધી નથી, ત્યારે હવે વાત કયાં મુશ્કેલ છે? બેમાંથી એક માર્ગ તમારે અખત્યાર કરવાનો છેઃ એક તો એ કે તમો છ લાખ રૂપયાની રકમ મને ભરપાઇ કરવાને તઇયાર છો? યા તમારી બે બેટીઓમાંથી મારે એકને પસંદ કરવી?"

"વકીલ, સાઅદતખાન" નવાબ બોલ્યો અને તેનો અવાજ એક ફાંસીને માચડે ચઢેલો ગુનાહગાર તેના પગ નીચેનું ફાલકુ સરે તે આગમજ જે અવાજે પોતાનો મરતી વખતનો ચકરાર કરે તેના જેવો હતો "સાઅદતખાન, તારી રકમ મારીથી ભરી દેવાય તેવી હાલતમાં હું નથી. દરેક વાને મારી મતલબ ઉંધી વળી મારી આશા ભંગ થઇછ. તને ખુલ્લું કરીને કહું તો જે વખતે તેં પાંચ લાખ રૂપયાની રકમ ધીરી હતી તે વખતે જેવી મારી હાલત હતી તેવીજ તે આજે પણ છે. મેં મારી જાગીર જમીનમાં જે સુધારાઓ કીધા તેનું પરિણામ હજી કાંઇ આયું નથી; હું વળી એવી જે આશામાં હતો કે મારી નાની બેટી સલીમા નવાબ સરદાર અલી યારજંગની બેગમ થશે તેબી મારી આશા ફળી નથી અને—"

"અને ત્યારે તમે કયો માર્ગ અખત્યાર કરવાનો પસંદ કરોછ?"

"હું તારી દયાને આધારે છેઉં, સાઅદતખાન."

"એમ છે ત્યારે તો મારી પસંદગી તમારી કયી બેટીપર ઉતરીછ તે મારે તમોને જણાવવું જોઇયે. હું કબુલ કરૂંછ કે તમો નામદારે મને તમારી બન્ને બેટીઓ સાથે ભેળાઇ તેમના ગુણ અવગુણનું પુરતું અવલોકન કરવાની તક આપીછ, અને એ કીધેલાં અવલોકનને આધારે કહી શકું કે બાનું નુરજહાંમાં મને ઘણાક સારા ગુણો માલમ પડયા છે, તો જોકે તેણી વળી સદંતર ખામીથી ખાલી છે એમ તો મારાથી કેહેવાયજ નહીં. તે મગરૂર, જરા જરામાં અદેખી પડનારી, તુંદ સ્વભાવની અને અક્કડબાજ છે. તેણીની સઘળી ચાલચલણ તેણીના ઓળખીતાઓને એવું બતાવનારી છે કે તેણીના જેવી એકને મોહોરદાર તરીકે જે ધરાવે તેણે ખરેખર મગરૂર થવું જોઇયે."

"પણ, સાઅદતખાંન, એ સઘળી તાણાજાણી અત્રે વગર ખપની છે."

"ઠીક ત્યારે બાનું નુરજહાંને હાલ તુરત બાજુ મુકી, બાનું સલીમાને હાથ ધર્યે. તેણીને માટે મારે તમો નામદારને જણાવવું જોઇયે કે તમારી એ બેટ્રી ઘણીજ સાલેસ, ઘણીજ સભયાસુ, માયાળુ દીલની, વગર તુમાખની અને મોટાઇના કશાબી ખ્યાલ વગરની છે અને જેને તેણી હાથ લાગે તેને ત્યાં ખરેજ એક સણુગાર થઇ પડે તેવી છે. પણ કમનસીબે જેમ એક ધનવંતો ઉમરાવ ભીખારીને હીણે, જેમ એક મીલનો મેનેજર તેના હાથ હેઠલ કામ કરનાર મજુરને હીણે તેમ તે મને હીણતી જણાય છે."

"અને તેટલા માટે તારી પસંદગી મારી વડી બેટી નુરજહાંપર તેં ઉતારીછ?"

"કે જેથી સલીમાનો હાથ નવાબ સરદાર અલીયારજંગના હાથમાં જાય, જેણે કોઇ દાહાડે મારી તરફ સભ્યતા બતાવવાની તસદી લીધી

નથી, બલ્કે જ્યાર ત્યાર મને તરછોડ કરી મારી તરફ તોછડાઇથી વર્તવાની હંમેશ કાળજી લીધી છે?" સાઅદતખાન અડધો ધિક્કારથી અને અડધો ફતેહથી હસીને બોલ્યો, "નામદાર સાહેબ, હવે જે વખતની આતુરતાથી હું રાહ જોતો હતો તે વખત આવી લાગ્યો છે. મારે સાબેરગંજના સરફરાજ ખાનદાનના નવાબ સાબેર-ઉદ-દઉલાને દેખાડવાનુંજ રહ્યું છે કે જેને તે પોતાના મેહેલમાં મુલાકાતે મળવા આવનાર દાખલ જેમ તેમ લેઇ ચલાવતો હતો તેને આજે દામાદ તરીકે તેણે કબુલ રાખવોજ પડશે; મારે નવાબ સરદાર અલી યારજંગને શીખવવાનુંજ હતું કે જેને તે દોસ્ત કહેવાને સુગાતો હતો તેને આજે હરીફ તરીકે જોઇ તેને શરમાવું પડશે; મારે તે મોટાઇમાં મરી રહેલી બાનું નુરજહાં સરફરાજને ખાતરી આપવાનીજ હતી કે જેની સાથે હસી બોલીને વાતચીત કરવાનું પોતાના દરજ્જાથી તે હલકું સમજતી હતી તેને આજે તેણીની પોતાનીજ પંકતીના એક તરીકે તેણીએ ગણવોજ પડશે; અને તે સુંદર સભ્યાસુ સાલેસ સલીમાને મારે જણાવવાનુંજ હતું કે જેને તે દુરના એક પીછાણવાળા તરીકે મુતલગ મચક નહીં આપતી હતી તેને પોતાના ખાવીંદ તરીકે તેણીએ કબુલવોજ પડશે."

"નહીં, નહીં-નહીં-ઓ નહીં. સાઅદતખાંન, જેણે તને કશું દુઃખ નહીં દીધેલું તેનાં સુખનું એમં સર્યામ સત્યાનાશ ના કાઢ! તને કીંના લેવો હોય તો મારીપર લે. લે ગમે તો મારાજ મેહેલમાં મને ઠોકરે માર, ને તને મારા ચાલથી ચઢેલાં જનુનનો જોશ લે મારાં સર પર ઉતાર! પણ ખુદા ખાતર સલીમાને બચાવ. સલીમા તને ચાહતીજ નથી.-"

"અને તેથી જે ધિક્કાર તે મારે માટે ધરાવેછે તે માટે, ખામુખા તેણીને સજા કરવા તો તેણીને હું પરણવા માંગુંછ." તે હયવાન હસીને

બોલ્યો, "હવે આપણને વધુ વાત કરવાની કશી રહી નથી, નામવર સાહેબ, હું કાલે બપોરે હ્યાં આવીશ, જ્યારે ઉમેદ છે કે બાનું સલીમા મને પોતાના ખાવીંદ તરીકે કબુલ રાખી માન આપશે."

"અને પેલાં સરકારી માણસો?" નવાબે મરતે જેવે સાદે પુછ્યું.

"તેમનો જાપ્તો લગન થાય ત્યાં સુધી તો ચાલુજ રહેશે." એટલું બોલી તે વકીલ ઓરડો છોડી ચાલીજ ગયો.

"ઓ! મારા ખુદા–મારા ખુદા!" એટલુંજ બોલી નવાબે જોરથી પોતાનું કપાળ કુટયું અને ત્યાંથી તે પણ ચાલી ગયો.

નવાબ ગયો કે થોડીક મીનીટ પછી રેહેમત પોતાની ભરાવાની જગ્યેથી નીકળી તે ઓરડામાં ગયો અને આસ્તે આસ્તે વિચારમાં ને વિચારમાં એકકું કદમ ભરી તે બાહાર નીકળતો હતો તેટલાં એક બાજુની તેબલપર પાણીનો એક કુંજો તેની નજરે પડયો, જે જોતાંજ તેને કયારની લાગેલી પ્યાસની યાદ આવી અને તે છીમાવવા તે તેબલ આગળ ગયો. કુંજામાંથી પાણી ભરીને ગ્લાસમાં તે રેડવા જાય તેટલાં તેને જણાયું કે તેનો પગ કાંઇ ચીજપર પડયો હતો. તુરતજ ગ્લાસ અને કુંજો મુકી દેઇ તે વાંકો વળ્યો તો તેના પગ તળે દબાયલી ચીજ એક પાકેટ બુક હતી એમ તેને જણાયું; તે તેણે ઝટ ઉંચકી લીધી. તેણે જોયું કે તે પાકીટ બુક ઉંચાંમાંની અને રૂપેરી ચાંપવાલી હતી. જે ચાંપપર ઉરદુ હરફે કોતરેલું સાઅદતખાનનું નામ તેણે વાંચ્યું.

તે વાંચતાંજ તે ચોંકયો–જાણે એ પાકીટ બુકમાંથી શું એક ભરમની ચાવી તેને હાથ લાગવાની હોય તેમ તે ચોંકયો અને તેજ તેબલ આગળ એક ખુરસી ખેંચી તે બેઠો અને ધીમેથી તે પાકીટ બુક ઉઘાડી તેનાં પાણાં ફેરવવા લાગ્યો. તેણે તેમાંથી

મળેલાં ઘણાંક કાગળો તપાસ્યાં પણ, તે સઘળાં નકામાં હતાં. આખરે તેના હાથમાં એક કાગળ આવ્યું જે તેણે ઉખેડતાં તેમાંનું લખાણ કોઇ અબલાને હાથનું લાગ્યું અને તે કાગળ બી જાણે ઘણું અસલનું હોય તેવું ખરાબે હાલ થઇ ગયું હતું. તેણે તેની થોડીક લીટી વાંચી કે તે ચોંકયો. તેનું આખું તન બદન ધ્રુજી રહ્યું અને તેના ફીક્કા ચેહેરાપર રતાશ ચઢી આવ્યો. તેણે તે કાગળ જે ઘણું લાંબું હતું તે ફેરવીને તે લખનારનું નામ જોયું તો, યા ખુદા! તેની નજરે શું ભરમ ખુલી ગયલો જાહેર થયો! પણ એમ ઉસકેરાઇ ન જતાં તે પાછો શાંત થયો અને તેણે આખું કાગળ વાંચવા માંડયું અને જરાવારમાં તેની આંખનાં પાંપણ ભીંગાઇ ગયાં અને બોર જેવાં બે આંસુ તેના ગાલપરથી ગબડી પડયાં. તેના હોઠ કાંઇ છુપી લાગણીને મારે ધ્રુજવા લાગ્યા અને તેની છાતીમાં ઉભરી આવેલું એક જોરાવર ડચકું તે જેમ તેમ સમાવી શકયો.

આખરે તે કાગળ તે વાંચી રહ્યો અને તેની સંભાળથી ઘડી કરી તેણે તેને પોતાનાં ખીસામાં ઠેસવ્યું અને પાકેટબુક પાછી જેમની તેમ બંધ કરી જમીનપર નાંખી તે ચાલતો થયો.

જેવો પોતાના ઓરડામાં જવા તે દાદર ચઢતો હતો તેવો એક નફરે તેને ખબર આપી કે તે બેગમ સાહેબે તમો મેહેરબાનને કેહેવડાવ્યું છે કે આજે રાતે કોઇણી વખતે એક અડધો કલાક તેવણને મળી જવું."

"ઠીક છે, હું હમણાંજ જાઉં છ" એટલું બોલી તે દાદર ચઢી પોતાના ઓરડાને બદલે બેગમ સાહેબના ઓરડા તરફ ફર્યો અને જરા વારમાં તે પોતાની માદરની રૂબરૂ જઇ ઉભો રહ્યો.

---

# પ્રકરણ ૬૨ મું.

## મા દીકરાની મસલહત.

બેગમ બદ્રુલબાહાર જેને પ્હેલી અમે વાંચનાર સાથે ઓળખાવી હતી તે આજની બદ્રુલબાહાર હતીજ નહીં અને હોય તો તેનામાં એટલો ફેરફાર થઇ ગયો હતો કે તેને પ્હેલી નજરે જોતાં તે ઓળખાઇ શકેજ નહીં. એ બે વર્ષની મુદ્દતે તેના ચેહેરા અને તનબદનપર ઘણીજ માઠી અસર કરી હતી. હાલ તેનો ચેહેરો તદન ફિક્કો અને લેવાઇ ગયલો હતો. તે પરનું આબ-તાબ સમુળગું નાશ પામ્યું હતું. તેણીનું તન કજરાયલું, કુમળાયલું અને કાંવલું બની રહ્યું હતું. તે જો કે હાલ ઓગણચાલીસની ભરતીમાં આવી પુગી હતી, તેટલામાં તેણીનાં માંથાપર કાળા કરતાં ઉજળા વાળ વધારે દીસતા હતા, અને જો કે તેણીના મોતી જેવા દાંતોની કળી બંધ હાર હજી જેમની તેમ હતી તોપણ તે પોતે હતી તે કરતાં વધુ ઘરડી દીસતી હતી અને તે હંમેશ હરઘડીએ કાંઇ છુપી ચીંતાથી ખવાઇચવાઇ જતી હોય તેમ જાથુકની દલગીર દીસતી હતી.

તેણીને આ વારતાના તખ્તા ઉપર અમે પેહેલી રજુ કીધી હતી તે વખતે જે ઓરડામાં તે હતી તેની પાસેના નાના ઓરડામાં એક સોફાપર અઢેલાઇને તે હાલ બેઠી હતી. નવાબજાદા રેહેમતને પોતાની સનમુખ આવી ઉભો રહેલો જોતાં તે જરા હસી અને બોલી–"બેટા રેહેમત, મારી મરજીને આટલું ઉતાવળે માન આપવા માટે તારો હું ઉપકાર માનુંછ, બેસ–અને થોડીક ઘડી આપણે વાત કર્યે–કેમકે મારી ખાતરી છે કે આપણ બંન્નેને છાતી ખોલી એકમેકને ખુલાસો કરવાનો હાલ વખત આવી લાગ્યો છે; પણ, એ ખુદા!

તારો ચ્હેરો કેવો ઝનુની અને ચીરડાઉ લાગેછ! શું કાંઇ એવું બુરૂં બન્યુંછ કે—"

"તમને એકદમ બધું વિસ્તારીને હું કહું એમ તો બનેજ નહીં, અને જે મારે કહેવું છે તે થોડા બોલમાં સમેટી લેવાય તેવુંબી નથી."

"ત્યારે તો બેસ, રેહેમત, રેહેમત બેસ; હું આજ મહીનાઓ થયા તને બોલાવી એક ચોક્કસ બાબદમાં તારી સાથ વાત કરવા તડપી રહી હતી, પણ મને તેમ કરતાં આંચકી એટલીજ લાગી, કે રખે મારા તે ખુલાસાનો તું કાંઇ જુદોજ અર્થ ઉઠાડે. હવે મારેથી તે ઢીલ તામોશ થઇ શકતી નથી અને તે ચોક્કસ બાબદ જે સાથ તને લાગેવળગેછ, તેમજ, જેમાં તારી બેહેન સલીમાનો પણ અંગત લાભ સમાયલો છે તે વિશે તારી હું સલાહ માંગુંછ."

"મારી વ્હાલી માદર, જે રીતે તમો મારી બેહેનો અને મારી તર્ફ વરતતાં આયાંછ, તે જોતાં તમો અમારે માટે જે કાંઇ કહો, જે કાંઇ બોલો તેનો ઉલટો અર્થ અમોથી ઉઠાડી શકાયજ નહીં. નુરજહાંને માટે હું કાંઇ કહેતોજ નથી; કેમકે તે મારી તરફ કશીબી માયાળુ લાગણી ધરાવતી માલમ પડીજ નથી, પણ સલીમા અને મારી તરફથી જો હું કહું તો આ બે વર્ષના અરસામાં તમારામાં જે દુઃખદાયક ફેરફારો થતા રહ્યાછ તે માટે અમો બંન્ને હયરાન છીયે. અમે તમારી આગળ દોડી આવી તમારાં દુઃખમાં શરીક બની તમને દિલાસો દેવાને કયારના વિચાર કરતાં હતાં, મગર, તમોએ શોધેલો તમારો એકાંતવાસ અમને એટલો તો પાક-એટલો તો પવિત્ર લાગ્યો કે ત્યાં અમારાં અપવિત્ર અને નાપાક કદમ લાવતાં અમો અચકાયાં."

"હું તારી હેશાનમંદ છું, દીકરા રેહેમત, અને તારી આટલી બધી મારી તરફની દિલસોજભરી લાગણીને માટે તમો બંન્નેનો ઉપકાર

માનુંછ, પણ તમે ભાઇ-બેહેન ક્યાં સુખી છો? તને અને તારી હમશીર બેહેન સલીમાને તે ક્યાં ચયન છે? અફ્સોસ! અફ્સોસ!! કે સરફરાજ જેવાં પુરાણાં ખાનદાનની આજે આ ગતી છે-ત્યાં ઉગતી એકે એક સુખની કળી હજી તો આબાદાનીના તાપથી ખીલીને મોટી થાય તેટલાંજ તેને કચડી નાંખવા પાછળ કોઇ બુરી મતીનો દેવ પુઠે લાગ્યો હોય તેમ લાગેછ!"

"પ્હેલાં ત્યારે માનવંત માદર, મને તારાં પોતાનાં દુ:ખથી વાકેફ કર"

"નહીં, રેહેમત-આપણે પ્હેલાં તારી ને તારી બેહેન સલીમાને લગતીજ વાત કર્યે," બેગમ બોલી "તે બીચારી આપણી નજર સામે ઝુરી ઝુરીને મરેછ અને તેણીની તરફ મદદનો એક હાથ વટીક લંબાવવાની કોઇની હીંમત ચાલતી નથી, તેમ કરવાની જાણે કોઈની મરજીજ નથી અને મરજી હોય તો તેમ કરવાની તેઓમાં શકતીજ નથી, એ સઘળું શાથી? તે નવાબ સરદાર અલી યારજંગને ચાહેછ અને નવાબ તેને ચાહેછ, તો પછી તેમને એક કરવામાં અટકાવ શાનો હોય? સલીમા એ મુજબ સબડીને સુકાઇ સોહોરાઇ જાયછ તે જાણ્યા છતાં નવાબ યારજંગ અત્રે આવતો કેમ નથી? અને જ્યારે તેનાં કદમ એ રીતે રોકાયલાં રહ્યાંછ, જ્યારે એ રીતે તેને આવતો બંધ પાડયોછ ત્યારે હું જોઉં છ કે પોતાના પૈસાપર મુસ્તાક બનેલો એક, દપક દપક સાબેરગંજમાં દોડી આવતો દીસેછ. હું પેલા સાઅદતખાન વકીલને માટે-"

"આહ! તે લુચ્ચો, ચોર, નાપાક, બદકાર બદ-"

"અરે-અરે એ શું?" બેગમ, રેહેમતને છુટેલું ઓચીંતું ઝનુન જોઇ ગભરાઇ ગઇ અને તેને અટકાવી તેણીએ પુછ્યું "તું તેને ગાળી આપેછ એટલે તેનાં બૂરાં ફેલથી તું માહીતગાર હોવો

જોઇએ. તે તારા બાપ તરફ યા આપણાંમાંના કોઇ તરફ ઘણોજ ધીક્કાર ધરાવેછ તેની તો મને ખાતરી છે. હું વ્હેમી નથીજ પણ મને કાંઈ એવી બશારત—"

"અને, માદર, જો તમને સાઅદતખાંન વકીલના સંબંધમાં કાંઇ બુરી બશારત થતી હોય તો હું કહુંછ કે તે બશારત તદન સાચી છે. સમજ, મારી વ્હાલી માદર, કે સાગેરગંજ ઉપર પાછી જપ્તી આવીછ અને સરકારી અમલદારો—"

"ઓ! ત્યારે મને મળેલી ખબર ખોટી નથી! મારી એક દાસી મારી આગલ બોલી કે બે વર્ષની વાત પર તે અભાગણી રાત્રે જે બે અમલદારોને તેણીએ મેહેલમાં જોયા હતા, તેઓ આજે પાછા આયાછ, અને તે સાંભળી મેં મહીનાઓ સુધી રાખેલી ચીંતા એકાએક મારી છાતીમાં પાછી ઉભરી નીકળીછ, અને ત્યારેજ મારૂં મન થયું કે મેં ઘડી ઘડી તારી સાથની મુલતવી રાખેલી મુલાકત હવે મારે કરવી. મને કહે, રેહેમત, કે તારા બાપની હાલતની તને કાંઇ ખબર છે? તેનો કાંઇ ઇલાજ થઇ શકશે? એ કામ સાઅદતખાનનુંજ છે? અને તેમ જો હોય તો તેનો અંજામ શું આવશે?"

"આહ! આ છેલ્લો સવાલ તો હું પોતાને એક ઘડીમાં સો વખત પુછુંછ, પણ મને તેનો જવાબ કશો મળતોજ નથી."

"જેટલું તું જાણતો હોય, રેહેમત, તે બધું મને કહે–હું તને કરગરીને કહુંછ કે મને દરેકે દરેક વાતથી વાકેફ કર. મારાં પોતાનાં અગાધ દુઃખ વચ્ચે હું તારામાં થતા જતા ફેરફારો માટે બેદરકાર નથી રહી, પણ તેનું કારણ તારીથી માંગવાની હીંમત મને આજ સુધી નહીં થઇ. મેં ધાર્યું કે મને તારો વીસવાસ સોંપી તારૂં દુઃખ મારી આગળ કહી તને મારા દીલાસાની

જરૂરજ હતે તો તું ચાશ્રી ચલાવીને મારી આગળ આવ્યા વગર રહેતે નહીં અને તું કાંઇ આજે બચ્ચું નથી એટલે તને ઘડી ઘડી તારે લગતી બાબદમાં છેડછેડ કરવાનું મેં દુરૂસ્ત ધાર્યું નહીં. તારી બેહેનનાં દુઃખનું કારણ તો મેં નજરે જોયુંછ, જાણ્યુંછ અને સંભળયુંછ, પણ તું તો કાંઇ એવાં દુઃખનો ભોગ થયલો લાગેછ, તું તો કાંઈ એવી ફીકરનો ખુરાક થયલો દીસેછ કે ગમે તેટલી અટકળો કરતાં તે મારાં મગજનાં કફસમાં નથી સપડાતું; અને મને જો તું તારા વીશવાસમાં લેવા લાયક ધારતો હોય તો આવ મને સઘળું કહી દે, પણ એટલું યાદ રાખજે દીકરા, કે હું તારી ઉપર કાંઇ માદર તરીકેની સત્તા ચલાવતી નથી, હું તારી દીલસોજ ખયરખવાહ છું—"

"ને હું બી ભવિષ્યમાં તમને તેમજ ગણી તમારી તરફ તેમજ વરતીશ, માદર અને મને લાગેછ કે મારે તમારી સલાહની ઘણી અગત છે. મને બી લાગેછ કે મારા દીલમાં વહેતો દુઃખનો રોગ તમારા કાનમાં રેડવાથી મારા જીવને ઘણીજ કળ વળશે, પણ પહેલાં તો મારાં વહાલાં માદર," તે તેણીની આગળ ખુરસી તાણી બોલ્યો "પહેલાં તો મારે તમને ચેતવવાં જોઇયે, કે તમો એક ભયભીત આફતના ઉંબરપર ઉભાંછ—અને તમારે અનેક ચોંકાવનારી ખબરો સાંભળવીછ."

"કાંઇ નહીં, કહે, રેહેમત, કશુંબી છુપાવ્યા વગર બધું કહે, તું જે કહે તે સાંભળવા તૈયાર—"

"નહીં, નહીં, હું નહીં ધારતો કે જે હું કહેનાર છું તે સાંભળવાને તમો તૈયાર હોવ, કેમકે તમારી અટકળની સીમા ગમે તેટલી બેહદ હોય તોબી જે આફત તમારાં સરપર એક નાજુક વાળથી ટીંગાઇને ઉભીછ તેનો તમને ખ્યાલ આવવો મુશ્કેલ છે."

" એવું-એટલું બધું તે શું છે રેહેમત ? " ગમે તેટલી હીંમત રાખ્યા છતાં બેગમે ગભરાઇને પુછયું.

" ગુનાહ, ગંભીર ગુનાહ—કરપીણ કાળાંમાં કાળું કરમ—"

"યા ખુદા ! એ હું શું સાંભળું છ ? તે ગુનાહ-તે કામ કરનાર કોણ ?"

' કોણ ? કોણ પુછોછ ? મારો પેદર અને તમારો ખાવીંદ ! "

" દયા, દયા, ઓ રાસ્તીના રાહનુમા, મારીપર દયા કર ? " અને આટલું બોલી, બેગમ જે રેહેમતનું બોલવું ધ્યાનથી સાંભળવા ઉઠીને બેઠી હતી તે પાછી જોર સમેત સોફાપર પડી.



## પ્રકરણ ૬૩ મું.

## ભેદી ઈશારો.

ત્યાં શાંત ચુપકીદી પંથરાઇ રહી.

" રેહેમત, કહે, કહે—મને બધું કહે—પહેલો આંચકો હવે સમી ગયોછ અને તું જે કહે તે હીંમતથી સઘળું સાંભળવાને હવે હું તૈયાર છેઉં—પણ ખુદા ખાતર મને બધુંજ કહેજે—કાંઇ છુપાવતો ના. "

" હા, હું તમને બધુંજ કહીશ, અને લાયક છે કે તમે બધુંજ જાણો. તમે તમારી યાદદાસ્તને પાછી તાજી કરી બે વર્ષની વાત ઉપર ખેંચી જશો તો--"

"પણ તે રાતની યાદ તો મારાં મગજમાં ધગધગતા અંગારની માફક તાજી તમતમતી છે. ત્યારે શું તારાંબી દુ:ખની શરૂઆત તે રાતથીજ થઇછ ? "

" નહીં, માદર, રાતથી નહીં પણ તે દીવસની સહવારથી; અને એમબી મારે બોલવું નહીં જોઇયે કે તે સહવારથીજ મારા

સંતાપની શરૂઆત થઇ, કેમકે, તે સહવાર પછીના તો ઘણા દીવસ મેં સુખમાં–ઘણુાંજ મીઠાં મધુર સુખમાં–"

"આહ! ત્યારે તો તારીબી કહાણી કોઇ પ્યારનીજ દીસેછ, પ્યારની, પણ નિરાશ થયલા પ્યારનીજ હોવી જોઇયે."

"હા, મેં ચાહીછ અને ખુદા શાહેદ છે કે મેં કેવા પ્યારથી તેને ચાહીછ અને આજેબી ચાહુંછ."

"કોણ–તે કોણ હતી, રેહેમત?"

"તમને યાદ છે માદર કે તે દહાડે સહવારે તમારી આગળ એક દરજણની છોકરી—"

"ઓ ખુદા! એ તું શું બોલેછ?" બેગમ ફીકકી તો પડી ગયલી હતી પણ હ્યાં વધુ ફિક્કી મારી જઇ તે બોલી અને તેટલો સવાલ પુછતાંજ તે ઘણીજ ઉશકેરાઇ ગઇ, "હા હા, મને તે યાદ છે, બોલ, આગળ બોલ."

"તે કેવી ખુબસુરત, કેવી નરમાશવાળી છોકરી–હતી તેનું તે મને તે વખતે કાંઇ ભાન હતું?"

"હા–હા, ને તેં તેને જોઇ કે?"

"હા, મેં જોઇ ને જોઇ તેવીજ તેને ચાહી."

"તેનું નામ–તેનું નામ?"

"ગુલઝાર કરીમ."

બસ આટલું સાંભળતાં બેગમની હીંમત તુટી ગઇ અને કપાળ-પર હાથ અફાળી તે સોફાપર પાછી પટકાઇ પડી–પણ પછી તુરત શુદ્ધી ઠેકાણે રાખી તે બોલી–

"રેહેમત, આજે જાણે તું રોજે કયામતે તારા પેદા કરનાર પાક અલ્લાહની રૂબરૂ તું ઉભો હોય તેમ પોતાને હાલ ઉભેલો સમજી મને જવાબ દે કે ગુલઝાર–વે ગુલઝારની નેકીનો તારા લોભની

કુરબાનગાહુપર તેં ભોગ તો નથી આપ્યો? તે પાક છે કે-સાફ છે કે? સાચ્ચું કહે-રેહેમત-અને સાચું કહી મારા આશિષ લે યા જુઠું બોલી મારા શ્રાપ લે. "

"ગુલઝાર, આજની ઘડી સુધી પાક અને નિરદોષ છે!"

"તું કસમ ખાઇને કહેછ, રહેમત?"

"હું કસમ ખાઈને કહુંછ, માદર."

"ત્યારે તો ખુદા તારૂં ભલું કરે!" આટલું બોલતાં તેણીની આંખોમાંથી દડદડ આંસુ ગબડી પડયાં અને પોતાના બેટા આગળ તે અબલા ગુંઠણુમંડયે પડી અને તેના હાથો લઇ પોતાની આંખમાં દાબયા અને તેમનું હેતથી ચુંબન કીધું.

"ઓહ! રેહેમત, તે બીચારી છોકરીની ઇજત તેં સલામત અનામત રાખીછ તેને માટે તારો ઉપકાર માનુંછ." અને એકવાર ફરીથી તેના હાથોને ચુંમીનો પ્રસાદ ચખાડી તે ગુંઠણુપરથી ઉઠી પાછી સોફાપર બેઠી અને આંખે હાથ ઢાંકી દઇ જારજાર રડી.

જેમ હંમેશ બને છે તેમ તે ધોધમાર આંસુઓથી બેગમની છાતી ખુલાસો પામી; તેણીએ આંખોપરથી હાથો કાઢી નાંખ્યા આંસુ લુછી નાંખ્યાં અને રહેમતના ચ્હેરા સામે એવી રીતે તે ટીકતી બેઠી કે તે જાણે વિચાર કરતી હોય કે જે યકરાર આજે તેણીએ કરવાનો હતો તે યકરાર રહેમત આગળ કરવામાં તે કાંઇ ખોટું તો ન કરતી હોય? બેગમની આ ડામાડોળ હાલત રહેમત ચેતી ગયો અને તેથી ધીમે સાદે તે બોલ્યો, "માદર, તમારે લગતો કાંઇ ખુલાસો તમો મારી આગળ કરવાનો કાંઈ કાચો પાકો વિચાર રાખતાં હોવ તેમ મને લાગેછ; તેમ જો હોય તો ખાત્રી રાખજો કે તમે જે કાંઇ મને વિશ્વાસથી સોંપશો તે હુ વિશ્વાસથીજ સંભાળીને સાચવી રાખીશ, ખસુસ કરીને જયારે

હું પોતે જરાબી આંકોશ રાખ્યા વગરનો તમામ સાચ્ચો ખુલાસો તમારી આગળ કરનાર છું."

"સાંભળ ત્યારે રહેમત—અને ધ્યાનથી સાંભળ, કેમકે જે વાત હું તને હાલ કહુંછ તે પહેલાં તો તને આપણે જે બનાવ પર બોલ્યેછ તેની સાથ કશોબી સંબંધ ધરાવતી લાગશે નહીં, પણ જે પાછળથી ખરેખર તને ઘણીજ ઉપયોગી માલમ પડશે."

"ઠીક છે, માદર, તમને જે કહેવું હોય તે હવે શરૂ કરો, હું ધ્યાનથી સાંભળુંછ."

---

## પ્રકરણ ૬૪ મું.

### ફુટેલો ભરમ–તુટેલો ભેદ.

"થોડાંક વર્ષની વાત ઉપર, રહેમત, નિઝામ સરકારની સલતનતમાંનાં એક ઉંચ ખાનદાનમાં એક જવાન નાજનીન મોટાં માતબર મંડળરૂપી આસમાનમાં એક સેતારા મિસાલ પુંજાતી હતી. તેણી ખુબસુરત અને કેળવાયલી કહેવાતી હતી, અને જો એક નાજનીનની પુઠે લાગેલાં વખાણનારાઓનાં ટોળાંથી તેણીની ખુબસુરતી અને સ્વભાવનું માપ થઈ શકતું હોય તો તેણીને માટે મંડળમાં જે ચકચાર થઇ રહી હતી તે કશી પણ સરાહઘાત વગરની હતી એમ નક્કી માનવું. જો કે તે સલતનતમાંના ભારી દબદબાવાળા માલેતુજાર માતબરો તેણીના હાથને માટે તડપી રહ્યા હતા છતાં તેઓમાંથી કોઇને પણ મચક ન આપતાં તેણીએ પોતાનો જવાન પ્યાર એક ગરીબ નિરાધાર નાવારેસ જવાનને સપુરદ કીધો હતો. તે જવાન તેણીના પેદરનો અંગત મુનશી હતો. તે ઉંચ ખાનદાનની નાજનીન અને તે નાવારેસ

જવાન એકમેકને જાનથી જીવથી ચાહવા લાગ્યાં અને તે બાગે બેહેસ્ત જેવાં સુખમાં તેઓ પોતાનું ભાન ભુલ્યાં, તેમનું ડહાપણ વા ઉપર વખાતું થયું અને તેમનું શાણપણ સુકાઇ ગયું. તેઓ છુપાછુપ એકમેકપર નિસાર હતાં, કોઇને પણ તે વાતનો સનસારો વટીક ન હતો, અને તેઓ જાણતાંજ હતાં કે તે નાજનીનનાં માદર પેદરની મરજીથી તેઓ એક થાય એ આસમાન અને જમીન સાથે મળવાં જેવું મુશ્કેલ—બલ્કે નહીં બને તેવું હતું; એટલે શાદી જેવા પાક પવીત્ર શબ્દનો ઇશારો વટીક તેમને ન થયો, અને જયાં સુધી એક આફત તેમની સામે ડોળા ઘુરકતી આવીને ઉભી રહી નહીં ત્યાં સુધી મસ્ત મોહબતના દિલકશ ખાબમાંથી તેઓ બન્ને જાગૃત થયાં નહીં. તે ડોળા ઘુરકતી આફત એ હતી કે તે જવાન નાજનીન માદર થવા જેવી હાલતમાં આવી પહોંચી હતી! જેવી તેણીને તેની હમેલદાર હાલતની માહીતી થઇ કે તેણી પોતાનાં માદર પેદર આગળ દોડી ગઇ અને તેમના પગ પાસે પડી સઘળી વાતનો તેણીએ યકરાર કરી દીધો. તેમ કીધાથી તેણીએ એવી આશા રાખી હતી કે એ શરમમાંથી તેણીને છોડવી નામોશીમાંથી પોતે બચવા તેઓ તેણીને તેણીના આશક સાથે તુરત પરણાવી આપશે, પણ, તે યકરારથી ઉપજેલા તેમના ગભરાટનું, તેમના ગુસ્સાનું અને તેમના ધિક્કારનું પુછવુંજ શું? તુરતા તુરત ચાંપતા ઉપાયો લઇ સરકારમાં વગ પહોંચાડી તે જવાનને કોઇ સરકારી નોકરી અપાવી કેથે મોકલી દેવામાં આવ્યો, અને તે જવાન અબળાને. વખત આવી લાગતાં, હમેલથી છોડવવાની અતી ખાનગી અને સંભાળથી સઘળી તૈયારી તેઓએ કરવા માંડી. તેઓએ તેણીના પેદરની જાગીરના કરીમ નામના મરહુમ કારભારીની વિધવાને પોતાના વિશ્વાસમાં લીધી અને તેણીને મકાતે તે જવાન અબળાએ એક બાળક

બેટીનો જનમ આપ્યો અને તે બાળક બેટીને ઉછારી મોટી કરવાનું કામ તેઓએ તે વિધવાનેજ સોંપ્યું. તે જવાન અબળાના પેહરે એક વકીલ સાથે—જે વકીલનું નામ હું આજ સુધી જાણવા પામી નથી તેની સાથે—તે વિધવાને દર હફતે કાંઇ ચોક્કસ રકમ પુગાડવાનો બંદોબસ્ત કીધો પણ તેને વટીક ખરી વાતથી માહીતગાર ન કીધો હતો. તે બાળક બેટીના જનમ પછી ચાર વર્ષે તે જવાન અબળાને નિઝામ સરકારના બોહોળા મુલકમાંના એક માલેતુજાર અને મગરૂર નવાબ સાથે જબરદસ્તીથી પરણાવવામાં આવી—"

"માદર" તેણીનો હાથ પકડી તેણીને આગળ બોલતી અટકાવી તેણીના ચહેરા સામે ટીકીને રહેમત બોલ્યો, "તમારૂં દિલ હું દુઃખવતો હોવું તો મને માફ કરજો, પણ, આ વાતનાં પેટામાં શું છે તે હું સમજી ગયો."

"મારી, કાંઇ એવી મતલબ હતીજ નહીં, રહેમત, કે તું નહીંજ સમજી જાય," શરમથી નીચી મુંડી કરી બેગમ બોલી "એમ ગોલમોલ વાત કરવાની મારી મતલબ એટલીજ કે મારી, લાજ તારી સનમુખ ધીરે ધીરે ખુલ્લી કરવી અને તને વાકેફ કરવો—"

"અને મને વાકેફ કરવો—જો કે તે વાકેફગી મારે માટે ગમે તેવી ચોંકવનારી-મને હેબતાવનારી-મને અચરતીમાં ગરકાવ કરનારી નિવડે તોબી મને વાકેફ કરવો કે ગુલઝાર કરીમ—"

"મારૂં પોતાનુંજ બચ્ચું છે!" અને આટલું બોલી બેગમે પોતાના હાથમાં પકડેલા રૂમાલથી પોતાનો ચેહેરો ઢાંકી દીધો, અને તેવી હાલતમાં તેણી જાણે એક દુઃખ ભરી શરમનું સ્વરૂપજ હોય તેવી તે લાગી.

"તમારી પોતાની બેટી!" પોતાનાં પગનાં ગુંડણપર હાથ અફાળી રેહેમત બોલ્યો, "ઓ! ગુલઝાર, તું ક્યાં હશે? તું ક્યાં હશે, મારા ફીરેશ્તો?"

"ત્યારે તે ક્યાં છે તે તું નથી જાણતો રેહેમત?" બેગમે પુછ્યું.

"ખુદા કરે ને હું જાણતો હતે! હું તેણીને લગતી દરેક વાતથી હાલ અજાણ છું-હું એટલું વટીક નથી જાણતો કે તે હૈયાત છે કે પાક ફીરેશ્તાઓની સફમાં અત્યાર અગાઉની તે જઇ—"

અને આટલું બોલી તે પોતાની લાગણી નહીં રોકી શકયાથી ધસાધસ રડી પડયો: કેમકે, ઓ ગુલઝાર! તારે માટેનો તેનો પ્યાર આસ્માનના આ ફરતા ગુંબદ જેટલો ઓહોળો અને જગતપર ફેલાયલા માહાસાગર જેટલો ઉંડો હતો.

"આપણે તેને શોધી કાઢીશું, રેહેમત," એકાયક ઉશ્કેરાઇ આવી બોલી, "જો તે હૈયાતજ હશે તો આપણે તેનું ઠર ઠેકાણું શોધીજ કાઢીશું. ઓ! મારા ખુદા! બે વર્ષની વાતપર પરી જેવી ખુબસુરતી ધરાવનારી એક જવાન છોડી આ પાસેના ઓરડામાં મારી આગળ આવીને ઉભી રહી અને મેં તેણીનું નામ માંગતાં તેણીએ તે 'ગુલઝાર કરીમ' હોવાનું જણાવ્યું ત્યારે મારી આ છાટીમાં ઉભરાઇ આવેલી લાગણીનું કોણ વર્ણન કરે! છેલ્લી એક બાળક તરીકે તેણીને હું કરીમની વિધવાને ત્યાં છોડી આવી હતી ત્યાર પછીથી તે દાહાડેજ મેં તે મારી બેટીને પેહેલ વ્હેલી જોઇ. ઓ! પણ તે દાહાડો કેથો યાદગાર રહી જવાને માટેજ ઉગ્યો હતો. સહવારે મેં મારાં પોતાનાં બચ્ચાંને જોયું અને રાતે મારૂં ખુન કરવાની કોશેશ કરનાર તરીકે બદનામ થયલી તે દુખતરે નાકબુલના પેહરને જોવાનું મારી સ્રજતમાં હતું!"

# પ્રકરણુ ૬૫ મું.

## બેગમનો ખુની કોણ?

"સોદાગર અનવર!" રેહેમત બોલી ઉઠયો, "ઓ ખુદા! એ હું શું સાંભળું છ? સૌદાગર અનવરખાં ગુલઝારનો પેદર પોતે!"

"તે પોતે; લાલચને શરણુ થઇ તેણે નિઝામનો મુલ્ક છોડયો ખરો, પણ સરકારી નોકરી તેને ભાવી નહીં એટલે તેમાંથી નીકળી તે વેપારમાં પડયો, જેમાં તેણે ગંજાવર દોલત મેળવી જે દોલતનો મોટો ભાગ આપણાં પડી ભાંગતાં ખાનદાનને જેમ તેમ ટેકવી રાખવામાં વપરાયોછ!"

"ગરીબ બીચારો અનવર, મને તેની કેવી દયા લાગેછ!"

"તેની દયા? અરે, મારા વ્હાલા દિકરા, તેની વખાણુ ગા અને તેની કિરતીની બુલંદ બાંગ છેક સાતમે આસ્માને પ્હોંચાડ! કેમકે, તે ભલા આદમીએ દુન્યામાં કદી ન અનુભવેલું મોટું દીલ દેખાડી પોતાને ભોગે મને શરમમાંથી બચાવીછ. હા, સૌદાગર અનવરખાં તેઓમાંનો એક છે, જેઓ આ દુન્યાની બહોળી સપાટીપર લાખોમાં માત્ર ગણુત્રીના દશ યા વીશજ મળી આવેછ!"

"ત્યારે શું તમો માદર મને એમ સમજાવવા માંગેછ કે તે નિરદોષ છે?"

"હા, મારૂં ખુન કરવાની કોશેશને માટે જેટલો તું તેટલોજ તે નિરદોષ છે!" પુરતી ગંભીરતાથી બેગમ બોલી.

"અજબ જેવું! ઘણુંજ અજબ જેવું!" એક ચોક્કસ બનાવ તેને યાદ આવી જવાથી રેહેમત બોલ્યો, "ગુલઝાર, અનવરખાંને કાંઇક ઓળખતી દીસેછ કેમકે તે એક દાહાડે છેક ચોકીમાં તેને મળવા જઈ પોતે તેને નિરદોષ ધારેછ એમ ખાતરી આપી આવી."

"આહ! દીકરા, 'દિલનો ગવાહ દિલ' તેનો આ એક જીવતો જાગતો દાખલો સમજ; પણ બેશક તે બીલોરી બંગલીમાં બનેલા ત્રાસદાયક બનાવને માટે ખુલાસાથી વાકેફ થવાને તું આતુર હોવો જોઇયે અને તું મને ધીરજથી સાંભળશે તો તારી તે જીજ્ઞાસાને હું તૃપ્ત કરી શકીશ. જલસાની તે કારમી રાત્રે મારી સાથે સૌદાગર અનવર વાતે વળગ્યો અને અમારી તે વાતે, નવાબની તંગદસ્તી અને નવાબ યારજંગના સલીમા પ્રત્યેના પ્યારની બાબદમાં ગંભીર વળાણ પકડી. હવે એ બાબદ ખુદરતીજ એવી હતી કે તે મીજલસની વચમાં નહીં થઇ શકે એટલે અમો બન્ને એકાંતવાસ શોધતાં બીલોરી બંગલીમાં ગયાં. ત્યાં બેસી વાત લંબાવતાં રફતે રફતે અમો બન્નેની જાણ વગર તે વાતે એવું નાજુક રૂપ પકડ્યું કે જેવું નાજુક રૂપ અમો બન્નેની વાતચીતે એક જરા સરખા ભાગે વર્ષો થયાં પકડયું ન હતું. કેમકે તે કરીમે કારસાજને બારે પાક કસમ નોંધાવીને કહુંછ, રેકેમત કે કદી કોઇ દાહાડેબી વિચારે કે આચારે તારા પેદરને હું બેવફા થઇ ન હતી, પણ કોણ જાણે શું બદ ચોઘડયે તે રાતે તે મના કીધેલી જમીન ઉપર અમો બન્નેનો અચાનક પગ પડયો અને એકાયક મારાં મગજમાં એવું વાહારૂં આયું કે અનવરખાનાં ખભાંપર મારી ડોક નાંખી તેને માટેનો મારી છાતીમાં અધુરે તુટેલો પ્યાર ઉભરી આવ્યાની મેં તેને ખબર આપી. મેં તેનીથી નહીંજ છુટી થવાનો ઠરાવ જાહેર કીધો અને મને પોતાની સાથે કેઠે નહસાડી લેઇ જવાને મેં તેને મજબુતીથી વિણુંચ્યો, પણ નહીં, તેમ કરી મારાં નામને બદનામ કરી મારી ઇજતને દાઘ લગાડવાને અનવરે સાફ ના પાડી. તેણે બાપોકાર જાહેર કીધું કે તેના પાક પ્યારથી પુંજાયલી મુરતીને કાદવ કીચળમાં રગડાળી તેણીને ગંધીલી બનાવવા

જેટલો તેનો પ્યાર પાપી નહીંજ હતો અને મેં જ્યારે મારી હઠ છોડીજ નહીં ત્યારે જનુનમાં આવી તેણે ત્યાં મેજપર પડેલી છરી ઉંચકી મને ધમકી આપી કે આ મારી આજીજી અને મારી મીનતજારીને શરણુ થઇ મારી આબરૂનું સત્યાનાશ તે વાળે તે કરતાં તે છરી મારા સીનામાં ભોંકી મારો પાપી બનેલો જાન ત્યાંને ત્યાંજ કબજ કરવાને વધુ બેહેતર સમજતો હતો. પણ હું મારી લાગણીની તે વખતે માલેકજ કયાં હતી? મારી સઘળી બુરી લાગણી મારી ઉપર ગાલેબ થઇ હતી અને મેં મારી છાટીમાં છરી મારી મારો અંત લાવવા તેને ઉશ્કેર્યો. મારી તે હાલત જોઇ તે જરા નરમ પડી ગયો અને મારૂં માથું પોતાની છાટીમાં દાબી મને પટાવીને મારૂં જનુન ઠંડુ પાડવા લાગ્યો. તેજ વખતે તે બંગલી અને બાગ વચ્ચેનું કાચનું બારણું એકાયક ઉંઘડયું અને અમારી સનમુખ લાલચોળ બની નવાબ આવીને ઉભો. ગુસ્સાથી તે મુંગો મંતર થઇ ગયો હતો, અને અનવરે તુરતનીજ ફેંકેલી છરી તેણે પોતે લીધી અને તારા પેદરે તે મારી છાટીમાં ભોકી!"

"મારો પેદર—બધાંમાંજ મારો પેદર!" રેહેમત બોલ્યો, "યા ખુદા, આ બે વર્ષના ટુંક અરસામાં તેને ખાતે કેટલાક ગુનાહ જમે થયાછ! પણ મારી માદર, તારી વાત આગળ ચલાવ અને જલ્દી પુરી કર."

"ત્યારે હવે તે પુરી કરવા માટે, બાકીની વાત મને જેમ સાંભળાવવામાં આવી હતી તેમ મારે તને જણાવવી જોઇયે કેમકે મારાં બદનમાં ઘા થતાંજ હું તો ચીચ્યારી પાડીને બેશુદ્ધ થઇ જમીનપેર પટકાઇ પડી હતી."

'જે ગમે તે રીતે મને બધીજ વાતથી વાકેફ કર."

— —

# પ્રકરણ ૬૬ મું.

## વધુ લુચ્ચાઇ–વધુ સેતાન્યત.

"એવું માલમ પડેછ, ત્યારે" બેગમે પોતાનો ખુલાસો આગળ ચલાવ્યો, "કે જે વખતે હું અનવર સાથ બીલોરી બંગલીમાં રોકાયલી હતી તે વખતે આપણા મેહેલપર જપતી લઇ આવેલા સરકારી અમલદારે તારા પેદરને તેવણને કમ્રે ખાસમાં બોલાવ્યા. હવે એ દુઃખદાયક ખબર કોઈ બીજે માર્ગે મારે કાને આવે તે પહેલાં પોતેજ મને કેહેવાનો તેવણે ઠેરાવ કીધો, અને તેવણ ગયા તે વખતે મને તેવણે જલસાવાલા હૉલમાં જોઇ હતી, એટલે તેવણે માન્યું કે હજી હું ત્યાંજ અનવર સાથે વાતમાં હોવસ અને તેથી અનવરનેબી તે મોહોકાણના સમાચાર કહેવાની મતલબથી તેવણ ત્યાં મને શોધતા આવ્યા, પણ બીજા ઓરડાઓમાંથી થઇ તે ઓરડામાં આવવાને બદલે તેવણે બાહારથી બાગને રસ્તે ત્યાં આવવાનું પસંદ કીધું; પણ તે બાગની સીડી ચઢી પેલું કાચનું બારણું ઉઘાડી બીલોરી બંગલીમાં તેવણ હજી તો દાખલ થાય તેટલાંજ તેવણની નજર અમો બન્ને પર પડી; તે વખતે અનવર મારૂં માથું પોતાનાં પેટમાં ચાંપી મને પટાવતો ઉભો હતો. આ દેખાવ તેની નજરે પડતાંજ તારો પેદર ગુસ્સાથી દીવાના જેવો થઇ ગયો; તે અંદર ધસ્યો, પેલી છરી ઉંચકી અને મારી છાટીમાં તેણે તે ભોકી! તુરતજ અનવરે પોતાની શુદ્ધ ઠેકાણે રાખી નવાબને બાજુમાંથી પકડયો અને તેને કહ્યું, 'તારી બેગમ તદન નિર્દોષ છે, એ હું ખુદાના કસમ ખાઇને કહુંછ, જા ને તેણીને એક જુઠા વ્હેમમાંથી બચાવ! આ કામનું જોખમ હું મારે માથે ખેંચી લેવસ' એમ બોલી એક હાથે તેણે નવાબને બીલોરી બંગલીમાંથી હડસેલી મુકયો અને બીજે હાથે મારી

છાટીમાંથી તેણે પેલી છરી કાઢી. એ સઘળું એક પલમાં બની ગયું અને જેવા નવાબ સીડી ઉતરી બાગમાં દોડી ગયો કે જલસાવાલા ઓરડામાંથી એક ટોળું બીલોરી બંગલીમાં ધસી આયું."

"આહ! હવે મને સમજ પડી." રેહેમત બોલ્યો, "જો ભલો અનવર એ ગુનાહ પોતાને માથે ન ખેંચી લેતે તો તમારૂં ખુન કરવાની કોશેશના આરોપસર પોતાના ઇનસાફને માટે નવાબને ઉભું રેહેવું પડતે અને તમારી ઇજતની ધુળધાણી થતે, પણ આવો ઉપાય લઇ અનવરે ખરેખર તમને બચાવી લીધાં."

" તે યાદગાર બનાવને લગતી જરાકે જરાક વિગતથી હું વાકેફ થઇ ચુકીછ." બેગમે આગળ ચલાવ્યું " કેમકે ત્યારબાદ મને નવાબ સાથે થયલી વાતમાં તેણેજ મારી આગળ આ સઘળો ખુલાસો કીધો હતો, જે આજે હું તારી આગળ કરૂંછ. અનવરે તેને જે કહ્યું તે તે બરાબર સમજી ગયો અને તેનાં તેમ કહેવાની મતલબ પીછાણી લેઇ તે બીલોરી બંગલીમાંથી બાગ મારફતે બાહાર નીકળી પાછો કમ્રે ખાસમાં ગયો, જયાં તેને એ બનેલા દુઃખદાયક બનાવની ખબર પોંહોંચાડવા કેટલાક પરોણાઓ થોડીજ મીનીટમાં તેને શોધતા ગયા. તેઓએ જે તેને કહ્યું તે ઉપરથી તેની ખાતરી થઇ કે અનવરે તે જીમ્મો ખરેખરજ પોતાને માથે ખેંચી લીધો હતો, અને તેજ મુજબના તારા બાપેબી ઢોંગ કીધા. જેવા બધા પરોણાઓ વિખરાઇ ગયા કે તારા બાપે તને વકીલ સાઅદતખાંને તેડવા મોકલ્યો: અને જેવો તું બાહાર ગયો કે તે પોતે એક લાંબો સાહ્યો ઓઢી બાહાર પડયો. તે, જયાં અનવરને પુરવામાં આવ્યો હતો તે ચોકીપર ગયો અને તેણે અનવરને મળવા માંગ્યું. અનવરને તે મળ્યો અને તેની પાસે તેની નજરે પડેલા

દેખાવનો ખુલાસો માંગ્યો. એ વાતમાંથી સઘળો જોખમ તે ભલા આદમીએ પોતાનેજ સર રાખ્યો અને એવું જણાવ્યું કે તે પોતે મને ઘડી ઘડી કંટાળો આપ્યા કરતો હતો, પણ હું તેની તે વાતને ધિક્કારી કાઢતી હતી, અને તેનો જુસ્સો ન સમી શકતાં તે મને જબરીથી પકડી તેને તાબે થવા પટાવતો હતો તેટલાં નવાબ આવી પોંહોંચ્યો હતો."

"ત્યારે તે વખતે શું મારા બાપથી એ વાત અંજાણી હતી કે અનવર તમારો એક વખતનો આશક હતો?" રેહેમતે પુછ્યું.

"અને તે વાતની તેને આજેબી ક્યાં ખબર છે? અને તેને કદી ખબર પડવાનીજ નથી. એ તો હવે આપણુ વચ્ચે અરસપરસ ચકરાર કરવાનો એક સંજોગ આવી લાગ્યોછ તેથી તને મારા વીશ્વાસમાં લેઇનેજ એ વાત હું કહુંછ, કેમકે—"

"કેમકે જે હાલતે આજે સરફ્રાજનું ખાનદાન આવીને અટકયુંછ તે હાલત તરફ જોતાં એવા અરસપરસના ચકરારની ઘણીજ જરૂર છે. વારૂં, પણ અનવરે કીધેલો તે ખુલાસો મારા પેદરે સાચ્ચા તરીકે માન્યો કે?"

"નહીં, તારા બાપે મને અનવરના હાથમાં જોઇ. તેણે જોયું કે તેના હાથમાંથી છુટવાની કશી તાણુતોડ હું કરતી ન હતી, એટલે જોકે હું પુરેપુરી ગુનાહગાર નહીં તોપણ થોડી ઘણી વાંકમાં હતી. એ બાબદ પર તે આંખવીચામણાં નહીં કરી શકયો, અને તેને એટલો તો વ્હેમ ગયો કે હું જરા તરા નગલાઇ તરફ ઢળી જઇ બેવકુફ તો બનીજ હોઇશ. તેણે એટલું તો માન્યું કે હું ગુનાહગાર નહીંજ હતી, પણ તેજ વખતે અને તેજ

ઘડીએ પ્હેલવ્હેલો અનવરનો પ્યાર મારી ઉપર ઉશ્કેરાઇ આવ્યો હશે એમ તેણે માનયું."

"પછી? પછી? અનવરના ખુલાસાના જવાબમાં નવાબ કાંઇ બોલ્યો કે?"

"હા" તેણે તેને કહ્યું કે, 'અનવર, તેં મારી બેગમની લાજ લુટવાની તજવીજ કરીછ, પણ જે રીતે તું તારી તે કુચાલનો બદલો આપવા તઇયાર થયોછ તે રીત ધ્યાનમાં લેતાં હું તને કશો ઠપકો આપતો નથી. તેણીની દામનને વેહેમનો વટીક દાઘ ન લાગે તેવી મતલબથી તું તારી ઇજતનો ભોગ આપવા તૈયાર થયોછ, પણ જોજે કે જયારે ખરેખરો વખત આવી લાગે ત્યારે ડરી જઇ પાછલ હઠતો ના" જેના જવાબમાં અનવર બોલ્યો કે, 'બીલોરી બંગલીમાં બનેલા તે બનાવની સાચે સાચી હકીકત જો કોઇબી દાહડે બાહાર આવશે તો તેમાં મારો નહીં પણ તારોજ વાંક ગણાશે.' એ રીતે બન્ને વચ્ચેની મુલાકાતનો છેડો આયો અને અનવરખાંનની દ્રઢતાથી સંતોષ પામી તે જેવો મેહેલમાંથી ગયો હતો તેવોજ તે પાછો ફર્યો અને સાઅદતખાન વકીલ સાથે તું પાછો ફરે તેની અડધો કલાક આગમજ તે કએ્રખાસમાં પાછો આવીને બેઠો. હવે તે રાતના બનેલા બનાવ વીશે એ રીતે તને વાકેફ કરી મારે લગતી કાંઇ બાબદપર હું આવુંછ."

"પણ તમો શુદ્ધીમાં આવ્યા પછી ઘણે દીવસે તમારી જબાં ઉપડી, ખરૂં કેની?"

"હા, અને મને પ્હેલી શુદ્ધી આવતાંજ મને જે ખબર છે તે એટલીજ કે તારો પેહર મને ધીરજનાં વચન સંભલાવતો મારી ઉપર વાંકો વલેલો હતો. મને પ્હેલે લાગ્યું કે જાણે હું કાંઇ

ખાબ જોતી હોવસ, પણ રફતે રફતે મને ખરી વાતની માહીતી થતાં, જયારે બીલોરી બંગલીમાં બનેલા તે બનાવની યાદ મારાં મગજમાં તાજી થઇ ત્યારે હું અજબ થઇ વિચારવા લાગી કે મારીથી થયલી તેની તરફની બેવફાઇના બદલામાં મારી ઉપર ગુસ્સે થવાને બદલે તે મને ધીરજનાં વચન સુનાવી પટાવી શા માટે લેતો હતો? પણ જેમ જેમ તારા બાપની વાત હું સાંભલતી ગઇ તેમ તેમ બધી મને સમજ પડી ત્યારેજ મેં જોયું કે મારી ઇજતના વીચારને ખાતર બીચારા અનવરે પોતાની આબરૂનો ભોગ આપ્યો હતો. તેની ભલાઇનો વીચાર કરતાં મારી આંખમાં પાણી આવી ગયાં અને હું ડુસ્કે ડુસ્કે રડી. 'બદર,' તારો બાપ ઘાડા અને આજુજી કરતા અવાજે બોલ્યો, 'તું બેવકુફ તો થઇ પણ તુંને હું માફ કરૂંછ. તુંને જો હું દોષીત ધારતે તો મેં શુરૂ કીધેલું જબુન કામ હું પુરૂંજ કરતે કે જે કામને માટે બીચારો ભલતોજ આદમી ખમેછ; મગર, તારાં નીર્દોષપણાં પર મને પુરો વીશ્વાસ છે, અને તેથી તારી આટલી ભુલ હું માફ કરૂંછ, જેના બદલામાં હું માંગી લેઉંછ કે અનવરને એ સઘળી બાબદનો જોખમ તેને પોતાને સર ખેંચી લેવા દેવો, અને તારે કોઇ રીતે વચ્ચે આવવું નહીં અને બીલોરી બંગલીમાં બનેલા ખરા બનાવ પર તારે સદાનું ઢાંકણું વાલી તારી જબાંપર ચુપકીદીની મોહોર મારી રાખવી.' આનો જવાબ મેં કશો વાલ્યો નહીં, મગર, એ કીસમના દેખીતા ગેરઇનસાફ સામે મારો નબલો અવાજ કાઢી તે બાબદ મારા ખાવીંદ સાથે તકરાર કરવાની મારી ઘણી મરજી થઇ પણ મારી જબાંન કયાં તે વખતે ઉપડની હતી?"

"અને જેવી તમારી જબાં ઉપડી તે વખતે શું થયું?" રેહેમતે પુછયું.

"બનતી ઉતાવળે તારો બાપ મારા ઓરડામાં આયો, ને અમો વચ્ચે ઘણી લાંબી અને દુઃખદાયક મસલહત ચાલી. નવાબે મને ખુલ્લું કહી દીધું કે મારી ગરીબ અને વહાલી દાસી ગુલનાર—આહ! તું ચોંકેછ ને તારો ચેહેરો ફિકકો મારી જાયછ, કેમકે તે બીચારી પાછળથી એક ભેદભર્યાં ખુનનો ભોગ થઇ પડી હતી અને—"

"હા, પણ તેની વાત આપણે પછી કરીશું. તમે મને કહેવા જતાં હતાં કે મારા બાપે તમારી દાસી ગુલનારને—"

"હુકમ ફરમાવ્યો હતો કે જેવી બોલવાની શક્તી મારામાં પાછી સજીવન થતી માલુમ પડે કે તેને તુરત બોલાવી મંગાવવો. તે બધી બાજુથી ઘેરાઈ ગયલો હોવાથી તે કુદરતી આતુર થઇ રહ્યો હતો કે રખે મારી જબાં ઉપડતાંજ પેહેલે આંચકે હું તે બીલોરી બંગલીનો ભરમ મારી દાસી ગુલનાર આગળ ફોડી દેઇ તે ભરમને ઘટતે ઠેકાંણે પુગાડી અનવરને માથેથી તેનો જોખમ ખીસાડી નાંખી અનવરને કેદમાંથી છોડવી મેલું. મારી જબાં ઉપડતાં દાસીએ તે મુજબની તેને ખબર કીધી અને તે તુરત મારી આગળ આવી લાગો. અમો વચ્ચે પછી શું બન્યું તે બધું વિસ્તારીને કહી તને હું થકવવા માંગતી નથી. એટલું કેહવું બસ થશે કે તેણે પોતાના કાલાવાલા પાછા ચાલુ કીધા અને હું તે બનાવથી એવી નબળી પડી ગઇ હતી કે સેહેજમાં તેની તે મરજીને હું તાબે થઇ પણ તેમ કરવાથી મારાં મનને જે મોટો દિલાસો હતો તે એ કે તેમ કરી હું ગોયા અનવરની પણ મરજી રાખતી હતી. બાકીનું હવે તને માલમ છે, રેહેમત, અને અનવર બીચારો હજી કેવી હાલતમાં સબડેછ!"

"પણ હવે વધુવાર તે ત્યાં રેહવો જોઇયેજ નહીં." રેહેમત ઉશ્કેરાઇ જઇ બોલ્યો, "એ ગેરઈન્સાફ વધુવાર ચાલવા દેવો જોઇયે નહીં!"

"ઓ, દીકરા, તું એમ બોલેછ તે સાંભળી હું ઘણી ખુશી છેઉં." બેગમ બોલી અને બોલતાંજ તેનો ચ્હેરો રેહેમત તરફના તેના આભારની લાગણીથી છવાઇ ગયો અને તેણીની આંખમાંથી નીકળેલાં આસું તેણીનાં પાપણપર દવના ટીપાં મિસાલ ટીંગાઇ રહ્યાં. "ખુદા કરે ને અનવર હજી સુખી થાય અને તે બીચારાએ જે જે ખમ્યુંછ તેનો જો બદલો કશાંથીબી વળી શકતો હોય તો તેની જે એક બેટી હૈયાતી ભોગવેછ તે—"

"પણ તે બીચારી હૈયાતી ભોગવતી હોય ત્યારે કેની? પણ, માદર, જ્યારે તેનું બચ્ચું હૈયાતજ હતું તો તે એ વાતથી અંજાણ કેમ રહી શકયો?"

"મેં તને જણાવ્યું કેની કે તેને માટેના પ્યારનો ચકરાર જેવો મેં મારાં માદર પીદર આગળ કીધો કે તેઓએ તેને કેઠે દુર દેશાવર મોકલી દીધો. મેં તે બેટીને જનમ આપ્યા પછી મારા પેદરે તેને તે વિશે લખી જણાવ્યું પણ સાથે સાથે તેને ખોટી ખબર આપી કે તે બચ્ચું તો જનમ પાંમતાંજ ફુલગુઝાર થઇ ગયું હતું. એ રીતે કેટલાંક વર્ષ પસાર થઇ ગયાં, અને જયારે અમે પાછાં મળ્યાં ત્યારે નવાબ સાબર-ઉદ-દઉલાની બેગમ તરીકે મેં તેને આવકાર દીધો. ગઇ ગુજરીની કાંઇ થોડીક વાતચીત થઇ જેમાં તેણે મને જણાવ્યું કે, 'હવે તું બીજાની પરણેતર થઇછ, એટલે હવેથી માત્ર મીત્રજ તરીકે આપણે એકમેકને મળવું, અને આપણા વચ્ચેના પ્યારને સમુળગો દાટીજ દેવો." હવે તેના આ ઠેહાવ પછી તેને હું કેમ કહું કે અમારૂં બચ્ચું તો હૈયાત અવ-

તર્યું હતું અને મારા બાપે તેને ઠગ્યો હતો ? એ વાતનો ચકરાર કરવો તે વળી મના કીધેલી જમીનપર પગ મુકવા જેવુંજ થયું, અને બીજાની પરણેતર ગણી તે જેમ મારી તરફ માનથી વર્તવા ચાહતો હતો તેમ હું પણ મારા ખાવીંદ તરફ વફાદાર રહેવાને આતુર હતી. હવે તું સમજ્યો કેની રેહેમત કે તેને પોતાનાં બચ્ચાં વિશેની કશીજ માહીતી નથી અને તે છતાં કુદરતનું ચાહવું તો એવુંજ કે તે બંને મળે અને તું કહેછ તેમ તેઓ મળ્યાંબી. ”

“ હા ! બન્ને બાપ બેટી મળ્યાં ખરાં, પણ હવે હું મારી તરફનો ચોંકાવનારો ખુલાસો રજુ કરૂં તે આગમજ એકજ સવાલ પુછવા દો. ”

“ અને તે સવાલ શું ? ”

“ ગુલઝારના નિભાવને માટે કરીમની વિધવાને દરેક હફતો વખતસર આપવાનું જેને સોંપ્યું હતું તેને શું ચોક્કસ રકમ તે કારણસર આપવામાં આવતી હતી તે કાંઇ તમને માલમ છે ? ”

“નહીં, તે બાબદની મને કાંઇજ ખબર નથી. મારાં માદર પેદરે મને ફકત સધ્યારો આપ્યો કે મારી બેટીની પુરતી સંભાળ લેવાય તેનો તેઓએ પક્કો બંદોબસ્ત કીધોછ, અને તેથીજ ગુલઝારને મેં જ્યારે એક દરજણના જેવું વેતરૂં કરતી દીઠી ત્યારે મારી હેબતનો પારજ નહીં રહ્યો કે એમ કેમ ? ”

“ એમ કેમ ? કારણ કે-કારણ કે તે લુચ્ચા દગલબાજે તે બીચારીને કોઇ વાતની મદદ પુગાડીજ નહીં ! ગુલઝારના લાભને માટે તમારા પેદરે કરીમની વિધવા અને વકીલનાં ભેગાં નામનું એક ખાતું પાડી ત્રીશ હજારની એક નાદર રકમ કોઇ સાહુકારની પેઢીપર મુકી હતી. વકીલને તે રકમનું વ્યાજ મળતું હતું અને તે

વ્યાજ તે વિધવાને પુગાડયો જતો હતો, પણ તે વિધવા એકાએક મરણ પામતાં તે વ્યાજ તેણીને બદલે ગુલઝારને પોંહોંચાડવાનું તે ચોરે મઉકુફ કીધું અને એ રીતે તે બુરા બદમાશની લુચ્ચાઇથી ગુલઝાર-ગરીબ ગુલઝાર-આ દુન્યાની બહોળી સપાટી પર ટુકડો રોટીને માટે કોઇ કોઇ વાર તો વળખાં મારતી રખડતી થઇ. એ વાત કોઇ સંજોગે આજે રાતેજ મેં જાણી."

"અરે ખુદા! એ શું ખરી વાત? અને કોણ એવાં કરપીણ કામનો કરનાર છે તે તું જાણેછ, રેહેમત?"

"જુવો તે લુચ્છાની લુચ્છાઇનો આ પુરાવો" એમ બોલી એક કાગળ તેણે ગજવામાંથી ખેંચી કાઢયું અને બેગમને આપ્યું "આ કાગળ કરીમની બીચારી વિધવાએ પોતાનાં મોતની થોડો વખત આગમજ લખ્યું હતું અને તેમાં તેણીએ તે વકીલને ગુલઝારની નાણાં સંબંધી હાલતનો ખ્યાલ આપ્યો હતો."

"અને તે વકીલ તે સાઅદતખાન!" રેહેમતે આપેલા કાગળ પર જે સરનામું હતું તે વાંચીને બેગમ બોલી.

---

## પ્રકરણ ૬૭ મું.

### થોડાક વધુ ખુલાસો.

ગયાં પ્રકરણની આખેરીમાં વર્ણવેલા ખુલાસાથી ઉપજેલી અસરમાંથી બેગમ બકુલબહાર જાગૃત થઇ અને જેવી તે શાંત થયલી દેખાઇ કે રેહેમતે પોતાની તરફનો ખુલાસો કરવો શુરૂ કીધો. તેણે આપવા ધારેલી વિગતોમાંની જરાબી બારીકી છોડી દીધા વગર ખુલ્લે દિલે ગુલઝાર માટેના તેના પ્યારની હકીકત બેગમ સનમુખ તેણે રજુ કીધી. કેવી રીતે તેણીનો પ્યાર

તેણે પોતાની તરફ ખેંચ્યો હતો અને કેવી રીતે તેને પોતાની બીબી બનાવવાનો તે પક્કો વિચાર રાખતો હતો, કેવી રીતે કાંઇ ભયંકર ભુલથી જનમ પામેલી ગેરસમજુતીને લીધે તેઓ બન્ને વિખુટાં પડી ગયાં હતાં તે સઘળું તેણે પોતાની સાવકી માદરને જણાવ્યું. વળી તેને શોધી કાઢવાને તેણીનાં ઠર ઠેકાણાનો પત્તા મેળવવાને તેણે શું શું કીધું હતું તથા તેણીની ઉપરની તેની ફીદાગીરીએ કેવી રીતે તેને ચીવ્વતાઈથી વળગી રહેલી ભુંડી ટેવો ખરાબ આદતો, બદ સોબત અને બુરાઓની દોસ્તી તેનાથી છોડાવી હતી અને તે તેની પ્યારની મુર્તીને શોધી કાઢવાની નિષ્ફળ ગયલી કોશેશથી કેટલો દુઃખી અને કેવો રંજીદા થતો હતો એ બધું બેગમને કહી સંભળાવી તેણે પોતાની માંદરથી જાણવા માંગ્યું કે તેણી જે તેનામાં મોટો ફેરફાર જોતી હતી, તેણી તેને લેવાયલો લુટાયલો અને નખાયલો જે જોતી હતી તેમાં કશીબી નવાઇ હતી?

પણ આ સવાલનો જવાબ મેળવવાને થોભ્યા વગર પોતાના ખુલાસાનો જે વધુ ભયાનક અને વધુ ત્રાસદાયક ભાગ, તે ઉપર રેહેમત આવ્યો. કેવી રીતે તેણે ઝોહોરા અને તેના બાપ વચ્ચેની વાતચીત સાંભળી હતી, જે વાતચીતપરથી તેની ખાતરી થઇ હતી કે તેનો બાપ એક જબુન ગુનાહમાં શરીક હતો જે ગુનાહ તેણે ગુલઝાર અને તેના પોતાના (રેહમતના) નેકા અટકાવવાને માટેજ કીધો હતો. એ સઘળું તેણે બેગમને જણાવ્યું અને તેમની તે વાતચીતપરથી તેને ઉપજેલો વ્હેમ બી તેણે જાહેર કરી દીધો કે દાસી ગુલનારનાં ખુન સાથે તે ગુનાહને કાંઇ નિકટ સંબંધ હોય તેમ લાગતું હતું:—અને એટલુંબી જણાવવાને તે ભુલ્યા નહીં કે ખોટી સહી કરવામાં પકડાયલા સફદરજંગ નામના કોઇ બદમાશ સાથે કાંઇ તરેહનો છુપો સંબંધ તેના બાપને હતો અને

છેલ્લે વકીલ સાઅદતખાંન અને તેના બાપ વચ્ચે થયલી વાતચીત વિસ્તારીને તેણે કહી પોતાના ખુલાસાનું તે સેવટ લાવ્યો. તે સાંભળી લીધાથી જે ખાનદાનમાં તે પરણી આવી હતી તે ખાનદાન હાલ કેટલી હદ સુધી ખરાબીના ખાબોચ્યામાં ગર્ક થવાની અણીપર આવી રહ્યું હતું તે ઉપર બેગમની આંખ્યો ખુલી ગઇ. એ ખ્યાલજ ભયંકર હતો! સરફરાજ ખાનદાનની આસપાસ ફરી વળેલી આફતો ખરેખર ભયાનક અને પાયમાલીની આગાહી આપનાર હતી. તેણીએ જોયું કે અકસ્માતની એક સ્હેજ આંચથી તે ખાનદાનની નીચેની બાજુ ફાટી એક તડાકે તેના કુરચેકુરચા ઉડી જવાના! તેણીને લાગ્યું કે તે ખાનદાનનાં સીર ઉપર આફતનું એક એવું ઘમઘોર વાદલ ઘેરાયું હતું કે જે સેહેજ આંચકો લાગતાંજ ફાટયાથી તેમાંથી વિજલીના ચમકારા નીકળી તે આખાં ખાનદાનને તારાજ કરી નાંખતાં વખત નથી લાગવાનો.

"માદર, વ્હાલી માદર, તમારી નજર સામે નજર મેળવી તમારી તરફ જોતાં મને શરમ લાગેછ." રેહેમત બોલ્યો "હું શરમાઉંછ કે તમો પોતે એક કેવાં ખાનદાનને બસ પડયા!"

"મારા વ્હાલા બેટા, તારે એમ બોલવું સજાવાર નથી, મગર, હવે આપણે શું કરવું તેનો વિચાર કરવો ઘટેછ, કેમકે હવે એવો વખત આવી લાગ્યોછ કે આપણ બન્નેએ સંપથી અને સામટાં બળથી જે કરવું હોય તે કરી દેવું જોઇયે."

"અને શું કરવું તેનાં નક્કી સેવટપર આવ્યા વગર આપણે છુટાં પડવું ન જોઇએ; માદર, પ્હેલે તો પેલા બદમાશ સફદરજંગે જે ખોટી હુંડીઓ ઉભી કીધીછ તેનાં નાણાં પટાવી દેવાને આપણે કેઠેથી પૈસા મેળવવા જોઇયે; કેમકે મારી ખાતરી છે કે એ માટે જોઈતું નાણું મારા પેદરથી કોઈ કાળે નથી અપાવાનું."

"તે રકમ સહાઠ સીતેર હજારની થવા જાયછ, એમ તેં કહ્યુંની, રેહેમત?"

"હા, ઝોહરાને મેં એમ બોલતાં સાંભળી ખરી."

"ઉભો રહે" એમ બોલી બેગમ એક કબાટ આગળ ગઇ અને તેમાંથી કાંઇ કાઢી રેહેમત આગળ આવી. "લે આય, ગણ કેટલા છે? હું ધારૂંછ હેંસીક હજારના કટકા હશે. તેમ જો હોય તો તે હુંડીનાં નાણાં પગાર કર અને બાકીનાં તેને આપ એવી શરતે કે તે આ શેહેર છોડી કેથે દુર દેશાવર નાબુદ થઇ જાય. આહ! તું અચરત થયલો લાગેછ કે એટલી રકમ મારી પાસે આવી કેમ? પણ તને યાદ નથી કે અનવરે પોતાની આખરી તપાસ અગાઉ એવી કીસમનો બંદોમસ્ત કીધો હતો કે તેની સઘળી જાગીર જમીન અને માલમિલકતનું ઉપજતું વ્યાજ મને મળે. મારી પાછળ તે સઘળી અરકેયામત તારી થાય? ત્યારે હવે તું સમજી શકશે કે એ રકમ મારા હાથમાં કયાંથી આવી. ઘણી વખત નવાબ મારા કાનપર વાત નાંખી રહ્યો કે અનવરે કીધેલી એ ગોઠવણ મુજબ મને મળતાં નાણાં મારે તેને આપતા રેહેવું, પણ હું તેને ઉડાવતીજ રહી, અને એ સઘળું મને મળતું નાણું મેં એકઠું કરવા માંડયું; તેમ કરવાની મારી મતલબ એટલીજ કે અનવર જયારેબી છુટી આવે ત્યારે તે તેને સ્વાધિન કરી દેવું; અને જો તે દાહાડો ખુદા કદી નહીં દેખાડવાની ખફા મરજી ફરમાવે તો તે જયારે હોય ત્યારે તારી બીચારી બેહેનોને હસ્તક કરી દેવું. પણ હવે જયારે વાત અણીપર આવીનેજ અટકીછ તો એ પૈસાનો ઉપયોગ આપણા પોતાના સંબંધમાં કરવાને હું અચકાતી નથી અને તેથીજ એ નાદર રકમ આજે તારે સ્વાધીન હું કરી દેઉંછ."

"સહવારના પોહોરમાં પહેલું કામ હું જે હાથ ધરસ તે એ કે એ સઘળી બાબદ સરંજામ ઉતારવા માટે એક વકીલને રોકસ." રેહેમત બોલ્યો, "ખોટી હુંડીઓ માત્ર બેજ જણ ધરાવતા હોવાથી એ કામ પાર ઉતારવું કાંઇ મુશ્કેલ નથી. તે હુંડીઓમાંથી થોડીક, જેને લીધે હાલ સફદરજંગ પકડાયોછે તે જે સાહુકારના હાથમાં છે, તેને પોતાનું નાણું મળે તો સફદરજંગને છોડવાને તે તૈયાર છે અને વકીલ સાઅદતખાનનેબી એજ મુજબ જેર કરતાં વખત લાગવાનો નથી. સફદરજંગની ફરીથીની તપાસ નીકળતાં ફર્યાદ પક્ષ હાજર નહીં થશે એટલે તેને છોડી મુકવામાં આવશે. જેવો તે છુટો કે આ નાણુંમાંથી બાકી રહેલું તેને સ્વાધીન કરસ અને તેને કેઠે નહસાડી મુકસ. એ સઘળું સરંજામ ઉતર્યું કે મારો પેદર તે મુજીના કબજામાંથી સદાનો છુટો થશે અને સર્ફરાજ ખાનદાનને માથેથી કાળી ટીલીનું બદ ચોઘડયું હજીબી વીટી જવા પામશે."

"હા, મારા દિકરા, એ મુજબ નવાબ એક નીચ નામોશીમાંથી બચશે, પણ, મોડેંહેલે તેણે કબુલ કરવું જોઇશે કે અનવરે નહીં પણ તેણે પોતેજ મારૂં ખુન કરવાની કોશેશ કરી હતી. તેણે કીધેલાં પાપની એક તોજેશ દાખલ તેણે તેમ કરવુંજ જોઇશે, અને તેમ કીધાથી વળી ઈન્સાફની નેમ જળવાઇ અનવર કેદખાનેથી છુટશે."

"પણ, માદર, નવાબનો તે ચકરાર તો અનવરે જે નામોશી-માંથી તમને બચાવવાની નેમ રાખેલી તેજ નામોશીમાં તમને ગરક કરશે!"

"હા, મેં તે બાબદબી પક્કો વિચાર કીધો, અને આખરે ગમે તે થાય, મારા બાબમાં ગમે તે બુરૂં બને તોપણ અનવરને

ઈનસાફ અપાવવાના પક્કા ઠેરાવપર હું આવી ચુકીછ. હવે તે વાત સાથે તેને લાગતું વળગતું નથી. તેનો ઠાલે તારા બાપને મળીને હું એ વાતનો બંદોબસ્ત કરસ. તું તારે આ સફ્દરજંગવાળીજ નામોશીભરી ખટપટની તજવીજ કર."

"ઠીક, ત્યારે હવે ગુલઝારનું ઠરઠેકાણું મેળવવાનો તમે શું વિચાર કીધો? એટલે અલબત જો તે હાલ હૈયાતજ હોય અને હું બીહુંછ તેમ—"

પણ તેનાથી આગળ બોલાયુંજ નહીં. તે જે બોલવા જતો હતો તે બોલ તેના ગળાંમાં ખુંટીજ બેઠા.

"તેને માટે તો જોની ગુલાબખાંની ફેલમાં રહેતાં જે ઘરડાં ડોસાંને માટે તેં મને કહ્યું તેમને હું પોતે મલસ અને જે વાત તારી આગળ તેવણ છુપાવવાની વેતરણ કરેછ તે કદાચ મારી આગળ તેવણ ખુલ્લી કરી દેશે. ચાલ હવે બીજું કાંઇ કેહેવાનું રહ્યુંછ? ત્યારે સફ્દર, તારા બાપ, અનવર અને આપણી ગરીબ બીચારી ગુલઝારના સંબંધમાં શું પગલાં ભરવાં તેનો તો આપણે વિચાર કરી ચુક્યાં. હવે એક સાઅદતખાન વકીલ રહ્યો."

"તેની સાંથે કેમ કામ લેવું તે મને સોંપો, માદર," રેહેમત પોતાની બેઠકપરથી ઉઠતાં બોલ્યો, "તે લુચ્ચો નાપાક, ગરીબ નાવારેસ ગુલઝારની મિરાસ પચાવી પાડીનેજ સંતોષ ન પકડતાં, બીચારી મારી ગરીબ હમશીર ખાહર સલીમાનો પોતાના લોભની કુરબાનગાહપર ભોગ લેવા માંગેછ! ઓહ! સાઅદતખાંન સાથે તો મારે ઘણો મોટો હીસાબ ચુકતે કરવાનો છે!"

"તું તેની સાથે કેમ કામ પાડેછ તેની સંભાળ રાખજે, રેહેમત," બેગમ બોલી, કેમકે સાઅદતખાન માટે બોલતાં રેહેમતનો

ચ્હેરો એવો તો જનુની અને ઘાટકી બની ગયો હતો કે તે જોતાંજ બેગમનાં હ ડેહાડ ધ્રુજવા લાગ્યાં.

"મારે વિશે તમારે કશી ચીંતા રાખવી નહીં,. માદર," અને તેની માદરે તેની તરફ લંબાવેલા હાથને એક તાબેદાર બેટાની અદાથી ચુંબન કરી તે ચાલતો થયો.

* * *

હાલ રાતના અગ્યાર વાગ્યાનો અમલ હતો અને સાબેરગંજના ઘણાંખરાં બધાં ભર ઉંઘમાં પડી ચુકયાં હતાં, અને જો કે સઘળે શાંતીનું રાજ શુરૂ થઈ ચુકયું હતું, તો પણ એકેએક જણની આંખનાં ટોપચાં કાંઇ ઉંઘના ભાર હેઠળ વિંચાઇ ગયાં ન હતાં. નહીં, કાંઇક આંખો ઉંઘ વગરની હાલતે જાગતી હતી, કાંઇક છાટીઓ તેમાં ભરેલાં તુફાની દુઃખના જોર સમેત ઉઠબેસ કરતી હતી અને કાંઇક પગો એમ તેમ લટાર મારતા ફરતા રહ્યા હતા. એવો મામલો એક તો ખુદ નવાબના પોતાના બાબમાં હતો, બીજો બદુલબહારના સંબંધમાં હતો અને ત્રિજો નવાબજાદા રેહેમતખાંનને લગતો હતો; એ ત્રણે જણ ગઇ ગુજરીપર અફસોસ કરતાં અને હવે ભવિષ્યમાં શું બનશે તેને માટે હાયનો દમ ભરતાં પોતપોતાના ઓરડામાં આખી રાત જાગૃત રહ્યાં હતાં.

———:*:———

## પ્રકરણ ૬૮ મું.

### નવાબ અને બેગમ.

બીજે દહાડે બરાબર સાડાનવ વાગતે, બેગમ બદુલબહારની દાસીએ તેને ખબર આપ્યા મુજબ નવાબ પોતાના કમ્રે ખાસમાં દાખલ થયો. એ મુજબ તેને ત્યાં મળવા બોલાવવાની શું મતલબ

હશે તે પર વિચાર કરેછ તેટલાં તો બેગમ પોતેજ અંદર આવી: હમણાં હમણાં બનેલા બનાવોને લીધે નવાગનું હૈયું એવું પોચું અને મગજ એવું નગળું પડી ગયું હતું કે તેમનો આ મેળાપ વળી કાંઇ નવીજ આફતની આગાહી કરનારો નિવડશે એમ તેણે ઝટ માની લીધું.

"મારી પ્યારી બહર," છેક બારણા સુધી જઇ તેણીને ઓરડામાં લઇ આવી એક ખુરસીપર બેસાડતાં તે બોલ્યો, "એમ કેમ? તું મને મળવા માંગેછ તેની તાકીદભરી ખબર આપવામાં તું—"

"તમને મળું તેની અગાઉ રખે તમો બાહર જતા રહો તેથીજ મને એમ દોડાદોડી કરવી પડીછ." બેગમ બોલી અને તે એવા અવાજથી બોલી કે નવાગની રગમાંનું દોડતુ ગરમ લોહી ઠંડુંગાર થઇ ગયું

"તું આજે કાંઇક દુ:ખી અને દલગીર માલમ પડેછ, બહર?"

"શું ત્યારે હમણાં સુધી તમે મને એટલી બધી ખુશી મધનમાં અને હરખમાં આવેલી જોતા હતા કે મારામાં થયલો આજનો ફેરફાર તમને ઝટ માલમ પડી આયો?" બેગમ કાંઇક કડવાસથી બોલી, "અને તમે-તમે પોતે કેટલી હદ સુધી ફેરવાઇ ગયાછ? ખરેખર, તમારી મને ઘણીજ દયા લાગેછ!"

"મારી તને દયા લાગેછ?" ચોંકીને નવાબે પુછ્યું, "મારી દયા શા માટે?"

"દયા એટલાજ માટે કે જે છુપો ગમ તમો તમારાં દિલમાં લેઇને ફરોછ તેને માટે એકેએક માણસાઇ હૈયું દયાથી ભરાવુંજ જોઇએ."

હા, તે ઘરડા માલેતુજાર ઉમરાવને લાગ્યું કે, ઓ, એવી એક દિલસોજની છાતીપર માથું મુકી સઘળું કહી દેવામાં કેટલું સુખ સમાયલું હોવું જોઇએ! પણ નહીં, તેની મગરૂરી અને તુમાખે તેને તેમ કરતો અટકાવ્યો. હા, તે શાને માટે દલગીર હતો તે ગમે તો તેણીને તે કહી શકે, તેની તંગદસ્તીનો તે ચાહે તો ચકરાર કરી શકે, પણ તેનો ગુનાહ તો તે નહીંજ કબુલ કરે! ઓ! નહીં! કદી નહીં! કોઇની તેની તરફ દિલસોજી ખેંચાય તો તે એક બારગી-થોડોક વખત પોતાની મગરૂરી અને મીજાસને અભડાઇપર ઉંચે મુકી સાંખી શકે, મગર, તેના ગુનાહનો ચકરાર કરી તે ધિક્કારને પાત્ર ગણાવાનો ખ્યાલ કેમ કરે? અરે, તે કરતાં તો જાન કબજ કરી આ જહાંથી સદાનો તે રૂખસદ લેય તે હજાર દરજજે બેહતર કહેવાય!

"કેહે મારી પ્યારી બદર, કે આજે મને એમ મળવા બોલાવવાની તારી મતલબ શું છે?"

"હું તે બાબદપર જલ્દીજ આવસ, કેમકે, હું જાણુંછ કે ચીતા કરતાં ચીંતા કઠણ છે; ત્યારે મને જવાબ આપો-હું કરગરીને માંગી લઉંછ કે મને ઝટ જણાવો કે ગુલઝાર કરીમનું શું થયું?"

"ગુલઝાર કરીમ!" નવાબ ચોંકયો, તો પણ જેમ તેમ પોતાના ચ્હેરાનો કલ્લો સાચવી રાખી તે બોલ્યો, "એ સવાલ મને પુછવાનું કાંઇ કારણ?"

"કેમકે મને તમારા બેટા સાથે ઘણી લાંબી વાત થઇછ, અને તે ગરીબ દરજણને માટે તે જે પ્યાર ધરાવેછ તેની તેણે મને ખાત્રી આપીછ, એટલુંજ નહીં, પણ તેને કાને એવી વાત આવીછ-કેમ આવીછ તેની સાથે હાલ કામ નથી-કે તેણીની સાથના તેના નેકા અટકાવવામાં તમે ભાગ લીધો હતો અને—"

"વારૂં, અને લીધોબી હોય તો શું થયું ?" નવાબે જરા ગુસ્સે થઇ પુછ્યું. "જે લગનથી મારો બેટો લોક-લાજમાં આવતે તેવાં લગનનો મેં અટકાવ કીધો હોય તેથી શું તું મને ઠપકો આપેછ ?"

"તમે કેમ જાણ્યું કે તે તેમ કીધાથી લોક-લાજમાં આવતે ?" તેની પોતાનીજ બેટી સાથે એક પરણીને લોક-લાજમાં આવે એ વિચારે બેગમને ઉશ્કેરી મેલી, પણ, અલબત નવાબ તો તે છોકરીને એક હલકી તોખમની દરજણ સમજતો હતો એવો વિચાર તેણીને આવી જવાથી તેણી જરા ઠંડી પડી અને બોલી, "મારા ખાવીંદ, નવાબજાદાની જીંદગીનો આધાર તે નેકાહ ઉપર એટલી હદ સુધી લટકેલો છે કે તે દરજણ છોકરી નીચ છે કે ઉંચ જરદાર છે કે ગરીબ તેનો વિચાર કરવાનો આ વખતજ નથી."

"બહર, એ વિશે આપણે બીજી વખત વાત કરશું." નવાબ બોલ્યો, કેમકે દશ વાગવા આવ્યા હતા, અને નવાબને ખબર હતી કે જે વખત જાય તેમાં પેલી ઝોહરા આવીને ઉભી રેહવાની.

"આજના જેવી બીજી સરસ તક કયારે મળવાની ?" બેગમ મજબુત અવાજે બોલી, "આજનો દાહાડો પુરો થાય તે અગાઉ તો મારે જે જાણવું છે તે જણાવવાની હું તમને ફરજ પાડસ."

"એટલે, બહર ?" નવાબ, બેગમના આ ઠઠેરાથી જરા ડરી જઇ બોલ્યો.

"હું એમ કહુંછ, મહેરબાન સાહેબ, કે ભેદલરમનો વખત હવે વીટી ગયોછ. હવે તો જેઓ તમને સલાહ અને દિલસોજી આપવાને તૈયાર ઉભાંછ તેઓ તરફથી તે બંને ચીજ કબુલ

રાખવાનો તમારે માટે વખત આવી લાગોછ-ઠહો ત્યારે, મને કે ગુલઝાર કરીમનું—"

"મારા અવતારના કસમ ખાઇને હું કહુંછ કે હું કાંઇજ જાણતો નથી. મારી જીંદગીમાં તેણીની સાથે બે હર્ફ જેટલી વાતબી મેં નથી કીધી અને હું—"

"તમે પોતે તેમ નથી કીધું તો આજે પોણા બે વર્ષની વાત ઉપર રેહેમત અને ગુલઝારનાં થનારાં લગનમાં તમે કોઇ પાસે અટકાવ નખાવચો, એ વાત ખરી કેની ?"

"હા, તે ખરૂં, પણ આજે એવા સવાલોની જરૂરજ શું છે ?"

"જરાક સબુરી પકડો !" બેગમ બોલી, "તમે તે કામ માટે જેને હાથમાં લીધી તે તેજ હતી કે જેને તમે, જેવી મારી બોલવાની શકતી પાછી આવે કે તમને ખબર આપવાને માટે લાંચ આપીને લલચાવી હતી—તેનું નામ ગુલનાર ખરૂં કેની ?"

"ગુલનાર ! તેનું શું ? તે તો મરી ગઈ ! તે છેજ કયાં ?"

"ઓ ! કંગાળ ઇન્સાન, તેની ધનનસલ નાબૂદ કરવાને એક બદમાશનો હાથ ભાડે લેવાને તને કયા સેતાને ઉશકેર્યો ?"

"ઓ ખુદા ! મારી બેગમજ મારી ઉપર તોહમત મુકે છ ?" કપાલપર હાથ અફાળી નવાબ બોલ્યો.

નહીં, બીહી ના, કે તારો એ ગુનાહ હું જાહેર કરસ, તને બચાવવા અને નહીં કે ફસાવવા મેં આજની મુલાકાત સાંધીછ અને—"

"અરે, પણ એ બધું તેં જાણ્યું કેમ ?" એક વાર પાછો જનુની બની નવાબ ઉઠયો અને પોતાની બેગમ સામે ટીકતો ઉભો,

"જો તેં એ વાત કોઇ બીજાથી જાણી હોસે તો તે બીજો એ વાતથી માહીતગાર હોસે અને મને તે ફસાવશે. જો તેં એ વાત તેમ નહીં સાંભળી હોય તો કેઠે છુપાઇને એ વાત—"

"મારી સાથે મરાઇ પડવાનો આ વખત છે, મારા ખાવીંદ?"

"આહ! હું સમજયો, સમજયો-પેલી ઝોહોરાને એક વખત મારા દીકરા સાથે દોસ્તી હતી અને તેઓ પાછાં મલ્યાં હોસે-અને તેને બધું તેણે જણાવી દીધું હોસે. ઠીક ત્યારે સફદરજંગ અને મારા વચ્ચેના સંબંધની તને ખબરજ પડીછ તો તું અને રેહેમત મળી એટલા રૂપ્યા કાઢો અને તેને જેલમાં જતો બચાવો, કેમકે તેમ કરવાને મારી પાસે તો ખોટી કોડી નથી."

"જાણે તમને વવાણીને મારનાર તમારી હું દુશમન હોવું તેવી રીતે તમો મારી સાથે વાત કરોછ, પણ, જયારે તમે જાણશો કે અત્યાર અગાઉનો રેહેમત તે બાએનો બંદોબસ્ત કરી તેને છોડવી કેઠે દુર દેશાવર મોકલી આપવાની તજવીજ કરવાજ ગયોછ-હું કહુંછ કે એ વાત જયારે તમો જાણશો ત્યારે મારે માટે તમો શું વિચાર કરશો?"

"તું શું ખરૂં કહેછ, બદર?"

"ખરૂં ખરૂં અને ખરાં સીવાય એક બોલ બીજો નહીં, અને જો તમે એમ સમજતા હોવ કે તમારી તર્ફની મારી આ વર્તણુક તમારી તર્ફના કાંઇ વલતા બદલાથી ખાલી નહીં રેહેવી જોઇયે તો તે બદલા તરીકે ગુલઝાર વીશે તમે જે જાણતા હોવ તેથી મને વાકેફ કરો."

"બદર, તું તો કદાચ જાણતી હોસે કે તારી એ દાસી ગુલનાર બડી પાહાતરડી, દગલબાજ, લુચ્છી અને હજારો બદકે

લખો કાવતરાંથી ભરેલી હતી. પ્હેલાં તો તેણેજ રહેમત અને ગુલઝાર વચ્ચેના છુપા સંબંધની ખબર મને કીધી અને તેઓ વચ્ચેના તે સંબંધ તોડી નાંખવાને પણુ તેણેજ માથે લીધું અને મેં તેણીને તેમ કરવાની રજા આપી. મારાથી તેવી રજા પામી તે લુચ્છી, ગુલઝારને મળી, તેણીની સાથે દોસ્તી પાડી પોતાની ઉપર તેણીનો વીશ્વાસ ખેંચ્યો અને લાગ જોઇ કોઇ એક જવાનના હાથમાં તેની નવજવાન બેહેન કેમ ફસી પડી હતી તેની કાંહાણી તેણીને કહી સંભલાવી. આગમજથી કીધેલી ગોઠવણુ મુજબ એક સાંજે હું, રેહેમત અને નુરજહાં સાથે ખુલ્લી લેન્ડોમાં બાહાર ફરવા નીકલ્યો અને ખામુખા તે જગે તે ગુલઝારને ફરતી ફરતી તે લેઇ આવી અને અમારી ગાડી તેઓ નજદીક આવી લાગતાં આપણા રેહેમતને તેણીની પેલી હવાઇ બેહેનને ફસાવનાર તરીકે તે લુચ્ચીએ ઓલખાવ્યો અને વળી તે બીચારીને ભુલવાવી કે તે જવાનની નજદીક બેઠેલી તેની બીબીજ હતી કેમકે મેં તેણીના કેહેવાથી રેહેમતને નુરજહાંની પાસેજ બેસાડયો હતો.”

“અને તે ઉપરથી તે બીચારી એમ સમજી કે તેણીનો આશક તો પરણેલો હતો ?”

“હા, અને તેનું પરિણામ એ આયું કે ગુલઝાર જયાં રેહેતી હતી ત્યાંથી નાહાઠી અને તે બે વચ્ચેનો સંબંધ એ રીતે ટુટો. પણુ પાછળથી એ કામનો તે દાસીએ એવો તો રાક્ષસી બદલો મારી પાસે માંગ્યો કે મેં તેની મદદ લીધી હતી તેને માટે ખરાં અંત:કરણુથી હું પસતાવા લાગ્યો.”

“તેણીએ શું બદલો માંગ્યો ?”

“બદલામાં તેણીએ રેહેમતનો હાથ માંગ્યો.”

"તમે મજાક તો નથી કરતા?"

"જરાબી નહીં. આ મજાક કરવાનો વખત નથી, બદર; તેણે મને ખુલ્લે ખુલ્લું કહ્યું કે તેણીને રેહેમત સાથે મારે પરણાવી આપવી, નહીં તો એ વાતનો સઘળો ભરમ તે ફોડી દેશે. તું વિચાર કર કે તેણીની તે માંગણીએ મારાં ભેજાં પર શું અસર કરી હશે! તેજ વખત કોઇ અકસમાતે કે કોઇ સેતાને મારા રસ્તામાં લાલચ મુકી અને એક બદમાશ મારે હાથ લાગ્યો. શાહીતળાવ આગળ એક રાતે હું બેઠો હતો, તેજ વખતે પાણીમાં નખાવી દેઇ પોતાનો જીવ ખોહુવાની તજવીજ કરતો મેં તેને દીઠો. તે પાપમાંથી મેં તેને બચાવ્યો કે તે મારો ગુલામ થઇ ગયો અને હું જે કહું તે બજાવવાને શુરપર ચઢયો, તો પણ હું ઘણો અચકાયો; મેં એ વાતથી હાથ ઉઠાવવાને ગુલનારને ઘણી સમજાવી પણ તે નહીંજ સમજી ત્યારે મને તેવો રસ્તો લેવાની ફરજ પડી. તારો જેવરનો દાબડો અને નુરજહાંનો પોષાક મેંજ તેણીને લેઇ લેવા ઉશકેરી અને સફૈની એક સમજાવટ અને તાલતલાવતથી એક રસ્તે મેં તેણીને બાગે આમમાં જઇ ઉભા રેહેવાને લલચાવી જ્યાંથી તેને પેલો આવી કેઠે દુર લેઇ ગયો અને ત્યાં તેને તેણે ઠાર કીધી. તે કરપીણ કામનો કરનાર સફદરજંગ હતો. લે, હવે બધું તેં જાણ્યું અને મારી ઇજત, મારી આબરૂ, મારી સલામતી અને મારી જીંદગી વટીક તારા હાથમાં છે."

"ખરેખર તેં એક ઘણુંજ અઘોર કામ કીધું, પણ તેને માટે તારે તે પાક કીરતારની જનાબમાં જવાબ દેવો પડશે. તારાં એ પાપનો ઇનસાફ ચુકવવામાં કાંઇ હું ખાકી ઇનસાનનું કામ નથી, પણ તને એ પાપની સજામાંથી આ દુન્યામાં તો હું

બચાવી શકસ, અને તેટલા માટેજ જોઇતી રકમ આપી મેં રેહેમતને મોકલ્યો છે."

"આહ! મારા દીકરા!" તે કંગાળ નવાબ બડબડયો અને બેઠક પરથી ઉઠી આમતેમ ઓરડામાં લટાર મારવા લાગ્યો. "તે કદાચ પોતાના બાપને ખુની તરીકે હાલ ધીક્કારતો હશે અને હવે તેનાં પોતાનાં સુખનુંજ સત્યાનાશ વાળનાર તરીકે તે મને હીણશે."

"પણ જે જે તમે ખોટું કરી ચુકયાછ તેનો બદલો વાળી શકો તેમ છે. ઓ! તમેબી સમજતા તો હશો કે જેટલું તમારીથી તે પાપ ધોવાઇ શકાય તેટલું બનતું કરવાનો હવે વખત આવી લાગોછ."

"હું કયી રીતે મારીથી થયલાં ખોટાંનો બદલો વાળી શકું? કયી રીતે મારાં પાપની તોજેશ કરી શકું?" પોતાની બેગમ તરફ દયામણો ચહેરો કરી તેણે પુછયું.

"મારી સલાહ તમે માનશો? હું કહું તેમ તમે કરશો?"

"ખુશીથી, ખુશીથી, ઓહ! જાણે તું મારો રાહબર ફીરેશતોજ હોય તેમ તું હમણાં બોલેછ!"

"ત્યારે તો મને તમે તેમજ સમજતા હોવ તેવીજ રીતે ચાલજો અને તમે એ સઘળું કેમ ભુસીનાખો તે હું તમોને બતાવસ."

"બતાવ-બતાવ, બદર જલ્દી કર."

"તે બે રીતે થઇ શકે તેમ છે: જો બીચારી ગુલઝાર હજી હંયાત હોય અને તેનો પતો આપણે મેળવી શકયે તો તમારે તેની સાથે રેહેમતના નેકાહ કરી આપવાને બાહાદ્રી—"

"કબુલ, બદર, મારે તે વાતની ના નથી; બીજું શું બોલ, જલ્દી કેહે."

"અને બીલોરી બંગલીમાં બનેલા પેલા બનાવનો તમારે સાચે સાચો ચકરાર કરી જે નિરદોષ તે પાપની સજા ભોગવેછ, તેમાંથી તેનો છુટકારો કરવો."

"પણ તેમ કીધાથી તો તું નામોશીમાં—"

"બસ, વધારે વાત નહીં, હકદારને હક આપવાનો, ગેરઇનસાફ ખમેલાને ઇનસાફ આપવાનો, નુકસાન પામેલાને તેનો અવેજ આપવાનો આજે દાહાડોજ છે, અને તે બાબદમાં જેમ તમારે તેમજ મારેબી ફરજ બજાવવાની છે, અને જે બને તે ભોગેબી તે ફરજ આપણે બજાવવીજ જોઇએ."

"તારી એવીજ મરજી છે તો, બદર, તું જેમ કહે તેમ કરવાને હું રાજી છેઉં." નવાબ બોલ્યો.

એટલામાં તે ઓરડાનું બારણું ઉઘડયું અને એક નોકરે ઝોહોરાના આવ્યાની તેને ખબર આપી.

"ઠીક છે, જા હું હમણા આવીને તેને મળુંછ." એમ કહી નવાબે તે નોકરને રૂખસદ દીધી અને પછી બેગમ તરફ ફરી તેણે તેણીને પુછયું, "હું એ ઔરતને શું જવાબ આપું?"

"તેને તમે કહો કે સઘળો બંદોબસ્ત કરવાને એક વકીલને સોંપ્યુંછ, અને તેને એમબી ચેતાવો કે જેવો તે છુટે અને કેઠે દુર દેશાવર જતો રેહેવાને કબુલ થાય તો બીજા પાંચથી સાત હજાર રૂપ્યા તેને આપવામાં આવશે."

"અને તે જાય કે હું અહીં પાછો આવું?"

સાઅદતખાંનનાં માંગતાં નાણાં અને એવીજ બીજી મુશ્કેલી વિશે વાત કરવાને તેણી તેને પાછો આવવાને ફરમાવવા જતી

હતી પણ તેટલાંમાંજ તેણીને યાદ આવી કે તે લુચ્છા વકીલ સાથનો સઘળો હીસાબ ચુકવવાનું તો રેહેમતે પોતાનેજ હસ્તક રાખ્યું હતું એટલે તેણીએ નવાબને જણાવ્યું કે હાલ તુરત કાંઇ કામ ન હતું મગર બપોરે તેણીને તેણે જરૂર મળવું.

આ જવાબ સાંભળી નવાબ પોતાનો કમ્રે ખાસ છોડી ગયો અને જે સઘળું તેઓ વચ્ચે હાલ બન્યું હતું તે ઉપર એકલી વિચાર કરતી બેગમ ત્યાં બેસી રહી.



## પ્રકરણ ૬૯ મું.

### ઉપરાસાપરી બનેલા બનાવો.

પણ એમ પોતાના વિચાર સાથે એકલી બેગમ બહુલ બહાર ઘણો લાંબો વખત બેસી શકી નહીં. નવાબ તે ઓરડામાંથી બહાર નીકળ્યો કે માત્ર થોડીજ મીનીટમાં રેહેમત તે ઓરડામાં દાખલ થયો જેને તેણીએ નવાબ સાથની બધી વાતચીતથી વાકેફ કીધો અને રેહેમતે જ્યારે જાણ્યું કે એ રીતે તેનો બાપ ઘણો નરમ પડી ગયો હતો ત્યારે તેનાં મગજપરથી એક ઘણો મોટો બોજો ઓછો થયલો તેને લાગ્યો અને પોતે જે કરી આવ્યો હતો તેનો ખુલાસો બેગમ આગળ કરતાં તેણે જણાવ્યું કે, તેણે એક હુશીયાર વકીલને રોકયો હતો, જે તુરતજ સફદરની સઘળી હુંડીઓ સાઅદતખાંન અને પેલા બીજા સાહુકાર પાસેથી છોડવવા ગયો હતો.

"મેં તે વકીલને ખાસ તાકીદ કીધીછ કે પ્હેલે સાઅદત-ખાનને નાણું પગાર કરવું અને તેમ કરવામાં મારી મતલબ હતી."

"શું મતલબ, રેહેમત? તું તો મને બીહવડાવીને મારી નાંખેછ! સાઅદતખાનના સંબંધમાં તું શું કરવાની મતલબ ધરાવેછ બેટા!"

"તો જુવોની માદર તેની પાસે જે હુંડીઓ છે તેનાં નાણાં ભરપાઇ થાય તે અગાઉ તે મને મળી જાય તો મોટો ઘોટાળો થઇ જાય; કેમકે, તે નાણાં લઇ હુંડીઓ આપણને હવાલે કરી દેવાને તે વકીલ કદાચ જીવતો નહીં રહે, અને તે હુંડીઓ તેના વારેસોને હાથ જતાં કદાચ નાણું તેમને આપવા માંગતાંબી તેઓ આડા થાય તો આપણી બધી મહેનત જરાને ખાતર ફોકટ જાય. હવે તમો સમજ્યાં?"

પણ બેગમ કાંઇબી જવાબ આપે તે આગમજ તો તે ઓરડામાં નવાબ લાલ ભુંડ જેવો ધસી આવ્યો અને ગુસ્સામાંજ બખાર્યો કે,

"ખાનું, તમે મને એવું સમજાવવા માંગ્યું કે ઝોહરા અને મારી વચ્ચે થયલી વાત માત્ર ઝોહોરાએજ રેહેમતને કહી હોસે પણ તેવું કશું બન્યું નથી. તેણીએ તો રેહેમતને કશું કહ્યુંજ નથી, એટલુંજ નહીં પણ તે તેને તો મળી વટીક નથી ત્યારે એ ઉપરથી મારે શું વિચારવું? એ કે તમો બન્નેમાંથી એકુએ મારી ઉપર, મારાં કામકાજ ઉપર જાસુસપણું ચલાવવાની નીચ ચુકલી કીધીછ."

"અય પેદર, તારી એ ગુશમાલી હું મારે પોતાને સર રાખુંછ અને તેથી તમારા ગુસ્સામાંથી મારી માદરને મુકત કરવાની મેહેરબાની ફરમાવો."

"એમ છે ત્યારે તો તું મારે લગતી બધીજ વાતથી વાકેફ થયો હોસે, તું બધુંજ જાણતો હશે, તને—"

"હું ઘણું જાણું છ, ઘણુંજ જાણુંછ, ઓ બાપ, હું બધુંજ જાણુંછ. દાખલા તરીકે, તમે મારી અને મારાં સુખની આડે આયા—તેમજ મારીથી મારી મોહબતની મુરતીને વિખુટી પાડી—એ ખોદા? એ બધાંનો વિચાર કરતી વખતે સબુરી તે હું કેમ રાખી શકું?"

"રેહેમત, મારા વહાલા રેહેમત, તું મને ના ઠપકો આપ. મને તું ના શ્રાપ દે." નવાબ રેહેમતનો અફસોસ જોઇને બીહીધો અને તેનું જનુન સમી ગયું, "રેહેમત, મારા વહાલા બેટા, બદર, તું બોલ, મારી તરફથી એને કાંઇક સમજાવ."

"ઓ બાપ, તેં મારૂં કેટલી હદ સુધી નખ્ખોદ વાળ્યુંછ તેની તને કયાં ખબર છે? જો મારી તરફ જો, મારા ગાલમાં ખાડા જો, મારી આંખનું તેજ જો, મારૂં તવાયલું તન બદન જો, તેવીસ વર્ષની ભર જવાન ઉમરે સાહાઠ વર્ષના ખખરી વખરી ગયલા એક ડોસા જેવો હું લાગું છ! તે જવાનીનો મારામાં હવે જોસ નથી, નથી મારી રગેરગમાં વ્હેતાં લોહીની તેવી ઝડપ, મારા તનમાં તાકાત કે મગજમાં કાવત. આશા મારે મનસે હવે એક કરમાયલાં ફુલ જેવી છે, અને નિરાશી મારાં હૈયાંપર પાંખ ફડફડાવી બેઠીછ! કોણે? ઓ, એ સઘળું કોણે કીધું? કોણે, ઓ કોણે, મને નિર્દયતાના લોખંડી પંજામાં સપડાવી મને બોચીમાંથી ધરી સુખની ઉંચામાં ઉંચી ટોંચપરથી પટકી ગમની નીચાંમાં નીચી ખાહીમાં ગબડતો કીધો? તેં, મારા પેદર, એ સઘળું તેં કીધું. જો, તારૂં આ કીધેલું કામ જો, કે તારા બેટાનો એક પગ બાહાર અને એક પગ કબ્રમાં છે અને બોલ કે એ કામથી ફાયદો તેં શું હાંસલ કીધો?"

આ ઠઠરાવનારા બોલોથી તે કંગાળ ડોસો તો ચોરની માફક હઘાઇજ ગયો. બેગમ તો આ બાપ બેટાનો મેલાપ જોઇ સાંધે સાંધે અકડીજ ગઇ અને કાંઇપી બોલ્યા વગર ચુપચુપ બેસીજ રહી.

"મારા બેટા-માગ વ્હાલા બેટા-મને માફ કર હું આજર-ખ્વાહીથી માંગી લેઉંછ કે મને માફ કર !" અને એટલું બોલતાંજ તે બાપ પોતાના બેટા આગળ ગુઠણુ મરડયે પડયો અને તેણે તેના પગ પકડી લીધા

"એ ખુદા ! મારા બાપને ફાલે આ કીસમની નામોશી !" રેહેમત બોલી ઉઠયો અને તુરતજ પોતાના બાપને બગલમાંથી પકડી પાડી તેને ઉઠાડયો અને તેને વળગી પડી ધસાંધસ તે રડી પડયો.

તે બુઢો નવાબળી રડયો, અને બેગમથી તે દેખાવ તાબેસ નહીં થઇ શકયાને લીધે તેબી ડુસ્કે ડુસ્કે રડી. ત્યાં તે વખતે એવો દેખાવ થઇ રહ્યો કે જેની પુરેપુરી સમજ લેવાને માટે તે નજરોનજર જોવો જોઇયે. બાકી તેને વર્ણવી વાંચનારની નજર સામે તેને ખરા આકારમાં રજુ કરવા માટે ગુજરાતી ભાષામાં તેવા લાયક બોલોજ નથી.

એ રીતે બેટાની માફી મેળવી નવાબ ત્યાંથી ચાલી ગયો, અને એકવાર ફરીથી તે મા દીકરા એકલાં પડયાં, અને ત્યારેજ બેગમે તેને નવાબથી સાંભળેલી ગુલનાર હાસીને લગતી બધી હકીકતથી વાકેફ કીધો. પણ જેવી બેગમ બોલતી બંધ થઇ કે એક નોકરે આવી રેહેમતના હાથમાં એક ચીઠી મુકી.

"એ કોણ લાયું ?" રેહેમતે તે હાથમાં લેઇ પુછ્યું.

'તમારા દરજીને ત્યાંથી તે આવી મેહેરબાન."

પણ પેલા નોકરના આખા જવાબમાં 'દરજીને ત્યાંથી' એ શબ્દ તેને કાને પડતાંજ તેણે તે ઝટ ઉખેડી અને વાંચવા માંડી. ખુશાલી-વ્હેમ-ચીંતા-નિરાશી અને નાઉમેદીની નિશાણીઓ

ઉપરાસાપરી તેના ચ્હેરાપર પંથરાઇ રહી, અને તે ચીઠી બેગમને આપતાં તે બોલ્યો, "મળી ગુલઝાર મળી ગુલઝારનો પત્તો મળ્યો. પણ તે મોતને બીછાણે સુતીછ. ઓ ખુદા ! મારા ખુદા !" એટલું બોલી આંખ ઢાંકી તે રડી પડયો.

બેગમે ધ્રુજતે હાથે અને ધડકતે હઇયે તે ચીઠી વાંચી. તે ચીઠી પેલી ગુલાબખાંની ફેલવાલી ભલી ડોસીએ મોકલાવી આપી હતી; તેમાં તેણીએ લખ્યું હતું કે ગુલઝાર જે તેણીની બેહેન સાથે રેહેતી હતી તે મરવા સુતી હતી, અને પોતાની આખેરી આરેઝીજ જાણી રેહેમત સાથે એક છેલ્લી મુલાકાત કરવાને તે કબુલ થઇ હતી. વાંચનારને તો યાદ હશે કે રેહેમત તે ડોસીને પ્હેલેજ મળતાં કાંઇ કામ પડે તો તેના દરજીને સરનામે તેને કાગળ લખવું એવો આગ્રહ કરી તેનું સરનામું તે ત્યાં મુકી આવ્યો હતો અને તેનીજ મારફતે આખરે ગુલઝારનો પત્તો તેને મળ્યો.

પણ, યા ખુદા ! એ સમાચાર કેવા હતા ? રેહેમતને એકલાનેજ માટે તે કેવા દુ:ખ ઉપજાવનારા હતા ?

"ગુલઝાર મરવા સુતીછ ?" રેહેમત્ બોલ્યો, "ઓ ખુદા ! દયા કર, તે બીચારીપર દયા કર !"

"મારી ગરીબ છોકરી–ભુલાયલી, વીસરાયલી નાકબુલ રહેલી મારી દીકરી ! ચાલ, રેહેમત ચાલ આપરે–"

"હા ચાલો આપરે ત્યાં દોડી પુગ્યે માદર, વખત ખોહોવો જોઇતોજ નથી, અને ખુદા જો ચાહશે તો હજુર તેને જીવાડી આપણને તે ખુશી કરશે." પણ, તેટલાંજ વળી કમ્રે ખાસનું બારણું ઉઘડયું, અને તે બન્ને મા દીકરા બાહાર નીકળવા જતાં હતાં તેટલાં તેમના હાથમાં તેજ નોકરે આવી એક બીજી ચીઠી મુકી.

તુરત તે રેહેમતે ઉખેડી અને તે આ મુજબ વાંચી, "ગઇ સાંજનો, રેહેમત, હું છુટી ચુકયોછ મારો વિચાર હીંદુસ્થાન સબરદબર છોડી જવાનો છે. મગર મારે તને મલવાની ખાહેશ છે, હું તારાં ભલાંમાં કેટલો લાભ લેતો હતો તે તો તને ખબર છે, એટલે, ઉમેદ છે કે મને તું મળવા ના પાડશે નહીં. તું તેમ કરશેજ એવો મને વિશ્વાસ છે, કેમકે, મને ખબર પડી ચુકીછ કે તું બાજે વખત મારી ઉપર પાહારો ભારતા ચોકીબાનને મળી મારી ખ્યરઆફ્યત પુછી ગયોછ, તારી મારી તરફની દીલસોજીને માટે ખુદા તને સુખી રાખે!

"આ સાથે બીડેલે ઠેકાણે હું મારા એક દોસ્તે અઝીઝને ત્યાં રહુછ જયાં આખા દીવસમાં કોઇબી વખતે તને મળવાને હું તલબગાર રહીશ.

"તારાં કુટુંબનાં સર્વને મારી માનભરી સલામ પોંહોંચાડવાની તને અરજ કરવામાં શું હું બેઅદબ ગણુઇશ?

"લી૦ તારો ખ્યરખ્વાહ દોસ્ત 'અનવર.'

"એ બધામાં ખરેખર ખુદાનો હાથ હોવોજ જોઇયે!" બેગમને તે ખત આપતાં રેહેમત બોલ્યો.

"શુક્રે ખુદા!" તે ખત વાંચી બેગમ પોતાના બન્ને હાથ આસમાન તરફ ઉંચા કરી બોલી "પોતાની બેટીને ભેટવા તે બાપ છુટો થયો હોવો જોઇયે—અરે કદાચ તેણીના મરતી વખતના દમની હુંફ પોતાના ગાલપર લેવાજ તે કદાચ છુટો હોય!"

"ઓ! એમ ના બોલો, માદર, એમ ના બોલો. તમને એમ બોલતાં સાંભળી મારૂં કલેજું કપાઇ વહરાઇ જાયછ. ખુદા કરશે તો હજીબી તે સાજી થશે ને આપણાં બધાંના ચહેરા હસ્તાજ રેહેશે!"

આમીન! રેહેમત, ખુદા કરે ને તારી એ દુવા તે તારી વહાલીના હકમાં આમીન થાય, એવું આ લખનારનું ખરાં દિલથી ચાહાવું છે!

# પ્રકરણ ૭૦ મું.

## મૌતનું બીછાણું—મિલાપ.

એમ સમજો કે ગયાં પ્રકરણની સેવટે બની ગયલા ઉપરા-સાપરી બનાવોને બે કલાક થઇ ગયા હતા; અને જે બનાવ હવે રજુ કરવાની મારી ધારણા છે, તેને માટે આપણને તે નવાબી મેહેલમાંથી નીકળી એક વચલે વાંધેનાં ઝુપડાંમાં જવાની જરૂર છે. તે હતું તો એક બંગલા રોકું નાનું ઘર તોપણ તે મેહેલનાં આલીશાન મકાન સાથ સરખાવતાં એક ઝુપડુંજ લેખી શકાય.

ઘણુંજ સાદાં રાચરચીલાં સાથના પણ સુઘડ સફાઇથી શોભી રહેલા એક ઓરડામાં આપણી આ વારતાની હીરોઇન એક પલંગપર અબેટાયલી હતી અને તે પલંગની બાજુએ ત્રણ જણ એકઠાં થઇને ઉભાં હતાં. તે સુતેલી અબલાની કુદરતી ખુબસુરતી જે ગમે તેવી જીવલેણ અસરથી પણ સમુળગી નાશ ન પામી હતી તે હજી પણ તેણીના ચેહેરાપર ગમે તેવા ઝાંખા આકારમાં પણ હાજરજ હતી. તેણીનું તનબદન તવાઇને તદન એકવર્યું થઇ રહ્યું હતું, અને તેણીનું આંગ પુંક મારે તો હીલે તેવું ફુલ જેવું હલકું પડી ગયું હતું. તંદરોસ્તીની તાજગી તેણીનાં તનમાંથી વહી ગયલી હોવાને લીધે તેણીની ચામડી પારદર્શક બની રહી હતી, કે જેમાંથી તેણીની રગેરગ દેખાઇ આવતી હતી; પણ તેણીના સુંવાળા ગાલપર ગુલાબી રંગનો પસરાત દેખાતો હતો, કે જે કાંઇજ નહીં પણ તેણીને કબ્ર તરફ લઇ જવાને સીંગાર પામેલી એક ઠગારી ખુબસુરતીનો ઓળો માત્ર હતી.

મેં ઉપર કહ્યું કે તેણીના પલંગની બાજુએ ત્રણ જણ એકઠાં થઇને ઉભાં હતાં. તેઓ બેગમ અબ્દુલબાહાર, સોદાગર

અનવરખાં અને નવાબજાદો રેહેમતખાં સરફરાજ હતાં. પહેલે તો બેગમ, રેહેમત સાથે, અનવર જે દોસ્તને ત્યાં રહેતો હતો ત્યાં ગઇ. ત્યાં તેઓ ત્રણે જણ એકઠાં મળ્યાં અને અરસપરસના ખુલાસા પછીજ અનવરે જાણ્યું કે ગુલઝાર કરીમ–પેલી ગરીબડી દરજણ છોકરી–તો તેની પોતાની બેટીજ હતી. એટલુંજ જાણતાં તેઓ સાથે ગુલઝાર જયાં હતી ત્યાં આવવાને કશીબી તેને બોહોંસ કરવી નહીં પડી. એટલું જાણુતાંજ તે બેટીને ભેટવા, તેને પોતાની મીઠી ગોદમાં દાબવા તે તડપી રહ્યા; અને તેમને આ ઝુંપડાંમાં આવી પુગતાં કાંઇ વખતબી લાગ્યો નહીં. પહેલે ગુલઝારના ઓરડામાં બેગમ દાખલ થઇ અને આસ્તે રહીને તેણીને તેણીની પોતાની સાથની સગાઇથી વાકેફ કીધી.

ત્યારે અને ત્યારેજ ગુલઝાર જાણુવા પામી કે તે તો બેગમ બદ્રુલબાહાર સરફરાજ અને સોદાગર અનવરખાંની દીકરી હતી, અને બે વર્ષની વાત ઉપર જયારે પહેલવહેલી સાબેરગંજમાં દાખલ થઇ બેગમની રૂબરૂ તેણી ઉભી હતી તે વખતે બેગમે તેણીનું નામ જાણુતાંજ બતાવેલી લાગણીની યાદ તેણીનાં મનમાં પાછી તાજી થઇ; અને સોદાગર અનવરખાં તરફ તેણીનું દીલ કુદરતી કાંય ખેંચાતું હતું તેનીબા તેણીને ત્યારેજ સમજ પડી; અને જોકે એ સઘળો ખુલાસો ઘણીજ સાવચેતીથી તેણીની આંગલ કરવામાં આવ્યો હતો અને કીધા પછી તુરતજ તેણીને હાથમાં લઇ છાતીસે ચાંપવામાં આવી તો પણ તેણીના દિલમાં એકાએક ઉછળી નીકળેલી ખુશાલીનો આંચકો તેણીની ભાંગી ભુકો થયલી તબીયત અને નબળાં પડી ગયલાં મનને નુકસાનકારક નિવડયા વિના રહ્યો નહીં.

પણ જે સઘળો ખુલાસો આજે તેણી સાંભળનાર હતી તે તો હજી પુરો કયાં થયો હતો? બેગમ તરફનો તે ભાગ પુરો થતાંજ

રેહેમત બાબેનો ભાગ બેગમેજ શરૂ કીધો, અને ત્યારેજ તેણીએ જાણ્યું કે તેણીનો વ્હાલો રેહેમત તો ખરેખર નવાબ સાબેર-ઉદ-દઉલા સરફરાજનો બેટો નવાબજાદો રેહેમત હતો ! પોતાની માદરની છાતીપર માથું મુકી અબોટાયલી તે ગુલઝારે એટલુંબી જાણ્યું કે દાસી ગુલનારે જે તેણીની આગળ વાત કીધી હતી તે તદન નાપાયાદાર અને જોડી કાઢેલી માત્ર હતી. નવાબજાદો કાંઇ પરણેલો ન હતો. તે બીચારાએ કોઇને ફસાવીજ ન હતી, પણ, તે તેણીની તરફજ વફાદાર હતો; એટલુંજ નહીં, પણ તેણી માટેના પ્યારમાંજ તે આવા લેવાયલા લુટાયલા અવતારનો બન્યો હતો.

એ ! ગુલઝારનાં હઇયાંના ફુવારામાંથી ખુશાલી, આભાર અને અચરતીની લાગણીના તે બાહાર પડેલા મોજાનું વર્ણન કોણ કરી શકે? મને તો લાગે છે કે એ હૃદયભેદક પણ મીઠા મેલાપનું વર્ણન તેના સાચા આકારમાં રજુ કરવાને દુન્યામાં તેવી ફળદ્રુપ કોઇ ભાષા નથી કે ભાષામાં તેવા હર્ફ નથી અને તેથીજ હું એ દેખાવ ઉપર ઉતાવળે એક નજર નાંખી આગળ ચાલું છું, અને તેટલાજ માટે, બેગમે ઉપલા ખુલાસા પોતાની તરફથી આપી તેણીને તે બન્ને-અનવર અને રેહેમત-ને મળવા તૈયાર કીધી હતી, તે છતાં તેઓ તેણીને આવી મળતાંજ તે ઓરડામાં જે દેખાવ થઇ રહ્યો તેનો ખ્યાલ લેવાનું વાંચનારની કલ્પનાનેજ સોંપી હું સંતોષ પકડું છું.

એ મેળાપ દરમ્યાન બેગમને ખ્યાલ આવ્યો કે, “ મારી સામે તે નજર સાથે નજર મેળવી ઉભી હતી તેજ વખતે મેં મારી ફરજ બજાવી હતે, તો આજે મારૂં એ બચ્ચું એમ ફનાને હવાલે નહીં થતે. મારે તેણીનો બેટી તરીકેનો હક્ક કબુલવો હતો. તેમ નહીં તો મારે તેણીની હીમાયતે રહી તેણીને મદદ કરવી હતી.

પણ એ બન્નેમાંથી કશું પણ મેં નહીં કીધું. હું મોટાઇનાં જુઠાં માન પર મરી, તે વખતે મારી આસપાસ ફરી વળેલી ખ્યાલી ઝમક તરફ ખેંચાઇ અને હાલના અંધારા ગારમાં હું ડુબી !”

અને એ સઘળા વિચારો તેણીનાં મગજમાં વિજળીની ઝડપે ફરી વળતાંજ તે ગુલઝારને વળગી પડી ઝાર ઝાર રડી. સોદાગર અનવરખાં, પોતાની બેટીને તેણીની અંતની ઘડીએજ મળ્યો તે વિચારથી દિવાના જેવો થઇ ગયો, અને તેનાં દિલમાં અને તેનાં મગજમાં શું શું દુ:ખી ખ્યાલોએ દરોરો ચલાવ્યો તેનું વાસ્તવિક વર્ણન આપવાને આ કલમમાં તાકાત નથી! અને નવાબ જાદો રેહેમત-તે વ્હાલા વફાદાર રેહેમતની લાગણી એ વખતે શું હતી? અરે! અરે!! તે પોતાનાં મનસે પુછવા લાગ્યો કે દુન્યામાં આવું અગાધ દુ:ખ શા માટે સરજ્યું હશે? તે આખરે તેની ગુલઝારને મળ્યો ખરો, પણ તે કેમ અને કયી વખતે? જ્યારે તેણીનો એક પગ કબ્રમાં દાખલ થઇ ચુકયો હતો અને બીજો જે વખત જાય તેમા ત્યાં દાખલ થવાને ઉંચકાઇ રહ્યો હતો તે વખતે? તંગી, ભુખમરો, જુલમ, ત્રાસ, બેકરારી અને છેલ્લે બેમારી-એ સઘળું ગરીબ ગુલઝાર—જેણે ભુલમાં એક નાજુક પુલને વટીક ન પીખેલું કે જેણે જમીન પર ચાલતી કીડી પર અજાણતાં એક કદમ વટીક નહીં મુકેલું તે-ની સરજતમાં? ખરેખર, શું ત્યારે આવી જવાન વયે તે મરતીજ હતી, હૈયાતીથી ગુજરતીજ હતી? ઓ! જે તેણીએ ખમ્યું હતું તેના બદલામાં થોડું ઘણુંબી સુખ જોવાને ખુદા તેને એક થોડાં વર્ષ-અરે થોડાક મહીના નહીં બચાવી લેય? ગુલઝાર, ગુલઝાર, ત્યારે શું ખરેખર તું મરવાજ સુતી છે?

એવો બધો વિચાર કરવા સાથેજ રહેમત તે બાછાણાં પાસે ગુંડણુસંડે પડયો અને ગુલઝારનો નાજુક પટલો હાથ લઇ પોતાની આંખોમાં દાબી ડુસ્કે ડુસ્કે તે રડયો.

# પ્રકરણ ૭૧ મું.

## ગુલનો ચિરાગ ગુલ થયો !

તે સહવાર સુધી—એટલે તે વહાલાંઓ તેણીનાં બીછાણાં આસપાસ ભેગાં મળ્યાં ત્યાં સુધી તો બીચારી ગુલઝાર આવતાં મોતની રાહ જોતી શાંત પડી રહી હતી. અલબત તે રેહેમતના આવ્યાની રાહ તો જોતીજ હતી. તે આવે કે તેને પોતાને મોંઢે તેના સઘળા ગુનાહની માફી બક્ષવાને તે તડપી રહી હતી, પણ ત્યાર પછીના થોડાજ કલાકમાં શું બનનાર હતું તેની તેણીને રતીભારબી ખબર નહીં હતી. બરી બામદાદે ઉઠી પોતાના પલંગપરજ ગુંઠણુમંડયે પડી પોતાના પેદા કરનાર પાક અલ્લાહ સનમુખ સર નમાવી નિમાજ કરી પોતે મરવાને તઇયાર હતી એવી તે બારે હક્કતાઅલાને તેણીએ ખાત્રી આપી હતી. તે વખતે તે તલુ થયલો ખુરશેદ તે દિવસે અસ્ત પામશે તે અગાઉ તે પોતાની માને મળશે, તે પોતાના પેદરને ભેટશે, અને તેનો જીવજાન આશક તણીને પોતાની મીઠી ગોદમાં દાબશે એવી ખબરનો તે બીચારીને તો સ્વપ્ને ખ્યાલ વટીક ન હતો. તેણીને એવોબી સ્વપ્ને વિચાર નહતો કે બદનામી—એવકૂફ બદકારીનો બત્તો પામેલો તેણીનો રહેમત તેણીની આગળ આવી પોતાની દાઘ લાગેલી દામન તેણીની રૂબરૂ ધોઇ નાંખશે !

પણ એ સઘળું ન ધારેલું—ન ચીતેલું બનવા પામયાથી તેણીની પોતાની લાગણીમાં કેટલો મોટો—ફેરફાર થઇ ગયો ! તે મરવાને તઇયાર થઇ રહેલી અબલાને શું હવે મરવા ગમતું હતું ? હવે શું તે ગરીબ છોકરી તેની પોતાની માદર, પોતાના પેદર અને અને પોતાના વહાલા આશકને છોડી આ જહાંનથી પોતાનો પાક અસબાબ ઉઠાવી જવા રાજી હતી ?

નહીં—એ નહીં, હવે જ્યારે દુઃખના દરવાજા બંધ થઇ સુખનાં બારણાં તેણીને માટે ખુલતાં તેણીએ જોયાં કે તેણીને લાગ્યું કે તે આઇન વખતે મરવું ઘણુંજ ઘણુંજ દુઃખદાયક અને હઈયું ફાડી નાખનારૂં હતું.

પણ તેણીએ જોયું કે તે પોતે પોતાની હીંમતમાં એ રીતે નબળી પડતાં તેણી આગળ ઉભેલાં તેનાં વ્હાલાંઓનાં દુઃખનો પાર ન રેહેતો હતો. એટલે તેણીએ પાછી હીંમત પકડી અને મીઠાસથી હસીને બોલી—ઘણાજ ધીમા અવાજે બોલી કે—

"રડો ના મારાં માદર પેદર—રડ ના મારા વ્હાલા રેહેમત, હું એક વધારે સારી અને વધારે સુખી જહાંનમાં જાઉં છ."

"ઓ ! એમ ના બોલ, મારી વ્હાલી બેટી," બેગમ તેણીના આંગપર પડીને રડતી બોલી, "તું જીવ, મારા જીવ લઈને તું જીવ, કેમકે, તારે જીવવાની જરૂર છે, જીવીને તારા ચ્હેરાની ખુશબખ્તીથી—"

"તારા દુઃખી પેદરનાં હયાંને હરખાવતી રેહે." અનવર બડબડયો, "કેમકે ગુલઝાર તને હું ચાહુંછ—જાણે તું મારી સાથે—મારી આગળ બચપણથીજ ઉધરી હોય તેમ મને તારી ઉપર હેત છુટેછ."

"મારી વ્હાલી જાન, તું એવા ચેડા વિચારો ના કર." રેહેમત તેણીનો હાથ પોતાના હોઠસે દાબી બોલ્યો, "ખુદા તને અત્યારમાંજ અમારા કબજામાંથી લેશે નહીં, તેની ઉપર વિશ્વાસ રાખ !"

"મને તેની ઉપર પુરં વિશ્વાસ છે, રેહેમત, અને હું તેની પાસે માંગી લઉંછ કે મારી આંખો વીંચાતાંજ તમો વ્હાલાંઓને તે પુરતી ધીરજ અને પુરતી સબુરીની લાગણીથી નિવાજે ! હા, હું માંગી લેઉંછ, વ્હાલી માદર, કે તમો મારે માટે રડો ના ! હું પાછું માંગી લેઉંછ, રેહેમત, કે મારે ખાતર આ ફોકટની

ગીરીયાંજારીથી તું વ્હાલો બાઝ આવ! મારા છેલ્લા કલાક–મારી છેલ્લી ઘડીને તમો વ્હાલાંઓ એ મુજબ ધુજાવો ના! ખુદાના શુક્ર કરૂંછ કે છેલ્લે મરતી વખતેબી આટલું બધું સુખ ચખાડવાની તેણે મારીપર કરમ મેહેરબાની ફરમાવી! પેદર, વાહાલા પેદર, ખુદા તમને સુખી રાખે! પેદર, વ્હાલા પેદર, તમે જે ખમ્યું છ તેનો બદલો તે સાહેબ તમને આપશે! હું જાણુતી'તીજ, મારા કાનમાં કોઇ ભેદી અવાજે ફુંક મારી'તીજ કે તમો નિરદોષજ છો, તમે બેગુનાહજ છો! અને તું, રેહેમત, મારા વ્હાલા રેહેમત, મારાં જીગર, ખુદા તારાં સરપર આશિષ ઉતારે અને લાંબી સુખી જીંદગી ભોગવી તું—"

"કદી નહીં, ગુલઝાર, કદીબી નહીં, તારા વગર હું જીવનાર નથી. તું ના જા–ગુલઝાર, મને એ રીતે તરછોડી તું ના જા; મેં તને કયાં કયાં શોધી? તારે ખાતર ભુખો–પ્યાસો હું કયાં કયાં ભટકયો? અને અંતે તું મળી. તું મળી તો હવે મરવાને ખાતર?"

"શાંત થા–હું માંગી લેઉંછ, રેહેમત, તું ધીરો થા, હું જ્યાં જાઉંછ ત્યાં મોડે વ્હેલે આપણે મળીશું–પણ તેટલાં આ જહાંનમાં તું સુખી રહી—"

"નહીં–મેં તને ના કહ્યું કેની? મારા ફિરેસ્તા, તને કે તારી યાદને વફાદાર રહેવાના તે પરવરદેગારને બારે હું આજથી કસમ નોંધાવુંછ. તારો અને તારીજ આ મનમોહન મુર્તીને મારી છાતીમાં હું સાચવી રાખશ અને આતુરતાથી રાહ જોવશ કે કયારે–ઓ કયારે તે વખત આવે કે તારી કબ્રની પાસેજ મારાં મુવેલાં હાડ પર મારીબી કબ્ર ચણાય."

"રેહેમત, ત્યારે તું મને કૌલ આપેછ કે તું મને નહીંજ ભુલશે? તારા અનંત પ્યારમાં અને મારાં આ વ્હાલાંઓનાં પાસાંમાં મરવું—"

" ઓ ખુદા એનો જીવ ઝીમાયછે, અનવર, અનવર." બેગમ તેણીને જોઇ બોલી ઉઠી.

" યા અલ્લાહ! હજી કોઇ તબીબ નહીં? રેહેમત, તેં તેમને આટલી તાકીદ કીધા છતાં હજી કોઇ—" અને એમ બોલી અનવર તે ઓરડાની બાહાર નીકળી જતો હતો તેટલાં ગુલઝાર બોલી—

" સબર! મારા વ્હાલા પેદર, મને છોડીને ના જાવો. તબીબો આવ્યાથી મોતના ધસારા સામે અટકાવ પડવાનો નથી. મારો વખત હવે ભરાઇ ચુકયોછે, જરા નજીક આવો, મારાં વ્હાલાંઓ શાંત રહેજે રેહેમત, વ્હાલા વ્હાલા રેહેમત, ધીરજ ધરજે અને સુખી રહી સુખમાં—"

તે બોલતી બંધ પડી. તેણીના ગાલપર જે ઝાંખો રતાશ આપણે જોયો હતો તે ઉડી ગયો અને ગુલઝાર આસ્તે આસ્તે ઠંડી પડતી ગઇ. સઘળું ફેરફાર થયું પણ તેણીનાં ચ્હેરાપરનું છેલ્લું હસવું જેમ ને તેમ રહ્યું.

બેગમ જે આટલો વખત તેણીનું માથું પોતાની છાતીપર ટેકવી બેઠી હતી તેણે તે માથું આસ્તે રહીને તકયા પર મુકયું અને તે ત્રણે જણાં તે પલંગ પાસે ગુંઠણુમંડયે પડયાં.

એક મીનીટ ગઇ! બીજી મીનીટ પસાર!! ત્રીજી મીનીટ થતાંજ એક ડચકું-એકજ માત્ર ડચકું અને પ્રિય વાંચનાર, આ વારતા દરમ્યાન તારી મોહોબત, તારી પ્રિતિ, તારી દિલસોજી અને કદાચ તારૂં માન વટીક ખેંચી રેહેલી ગુલઝાર-ગરીબ ગુલઝાર સહેજ વારમાં પુલગુઝાર થઇ ગઇ!

અને પ્રિય વાંચનાર, તું એમ ધારતો હોય, તારી એમ ખાતરી થઇજ હોય કે આ આખી વારતાના તખ્તાપર તે ગુજરેલી

ગુલઝારે ખરેખર એક તારીફલાયક ભાગ ભજવ્યો હતો–અમો કહીએછ કે એમ જો તારી પક્કી ખાતરી થઇ હોય તો તેનાં એ કવખતનાં મોત પર તારાં અંતઃકરણનાં ઉંડાણમાંથી આંસુનું એક ટીપું ખેરવી આ બાકી રહેલાં પાણાં તું પુરાં કરવા આગળ વધજે!

## પ્રકરણ ૭૨ મું.

"બોના થા સો બો ચુકા—અબ અંજામ દેખના!"

રાત્રે નવ વાગે બેગમ, નવાબજાદા રેહેમત સાથે સાબેર ગંજમાં પાછી આવી. સોદાગર અનવર પોતાની બેટીને દફનાવવાની સઘળી ગોઠવણ કરવા ત્યાંજ થોભ્યો. બેગમને પણ પોતાની બેટીનાં શબ આગળથી ખસવા ગમ્યું નહીં, મગર, અનવરની આજીજી અને રેહેમતની સમજાવટથી તે આંસુ ભરી આંખે અને દબાતાં દિલે ત્યાંથી નીકળી. રસ્તામાં એકથી વધુવાર તે રેહેમતને કહી ચુકી કે, "રેહેમત, આ ફટકો ખમી મારેથી હવે જીવાવાનું નથી."

તેઓ બાગમાં દાખલ થઇ મેહેલમાં હજીતો પગ મુકેછ તેટલાં આગળાજ હાલમાં નોકર નફરનું ટોળું ને ટોળું એકઠું થયલું તેઓએ જોયું. તે સઘળાંના ચેહેરાપર ભય અને ગભરાટની નિશાણીઓ પ્રગટ જણાતી હતી. એ વળી શું નવી આફત તેમની સામે ડોળા ઘુરકતી ઉભી હતી? બેગમને અને રેહેમતને જોતાંજ તેઓ તેમની આસપાસ ફરી વળ્યાં અને ભાગાતુટા બોલોમાં જે બુરૂં બન્યું હતું તેથી તેમને વાકેફ કીધાં. તેમનું કેહેવું અમે એક બોલમાં જણાવ્યે તો એ હેતું કે નવાબ સાબેર–ઉદ–દઉલા સરફરાજે ઝેર ખાઇ આપઘાત કીધો હતો!

આ ખબર સાંભળતાંજ બેગમ બેભાન થઇ જમીનપર તુટી પડી અને તેણીની દાસીઓ તેણીની સારવારમાં રોકાઇ તેટલાં રેહેમતે એ બનાવને લગતી બારીક પુછપરછ કીધી, જેનાં પરિણામમાં તેને માલમ પડ્યું કે નવાબ સાહેબ, બેગમ અને તેનીથી છુટા પડી દશ અને અગ્યારની વચ્ચે પોતાના ઓરડામા ગયા હતા. બરોબર બાર વાગતે સાઅદતખાન વકીલ આવ્યો, અને એક નોકર જઇ નવાબને તેડી લાવે તેટલાં તે આગલા હોલમાં નુરજહાં અને સલીમા સાથે વાતે બેઠો. નવાબ તો કંઇ આવ્યો નહીં, મગર, તેણે તે નોકર પાસે કેહેવડાવયું કે તેવણની તબ્યત કાંઇ બીગડેલી હોવાથી હાલ તેવણ તે (વકીલ) ને મળી શકશે નહીં. તોપણ તેવણે સાંજે ફેરો મારી જવો. વળી તેજ વખતે નવાબે તે નોકરને તાકીદ ફરમાવી કે તેવણને શોધતા આવી કોઇએ પણ તેવણને કંટાળો આપવો નહીં અને જો તેવણને કોઇની અગત્ય પડશે તો તેવણ પોતે હાંક મારી બોલાવશે. કલાકો એમના એમ નીકળી ગયા અને કોઇયેબી નવાબના ઓરડામાં જવાની હીંમત કીધી નહીં. સાઅદતખાંન થોડોક વખત તે જવાન બાનુઓની સાથે વાતચીત કરી ચાલી ગયા, પણ રાતે સાતેકને સુમારે તે પાછો આવ્યો. હવે સલીમાને તેના બાપની આ લંબાયલી ગેરહાજરીથી કાંઇ ચટપટ થઇ તેથી, તેમજ તેણીને પોતાના પેદર સાથે કાંઇ વાત કરવાની હતી તે કારણે નવાબના ઓરડા આગળ જઇ તેનું બંધ બારણું તેણીએ ઠોકયું, પણ કાંઇજ જવાબ મળ્યો નહીં. હવે તેણી ગભરાઇ અને નોકરોને તેણીએ તેડયા. તેઓએ જોશથી બારણું અફાળ્યું પણ પરિણામ તેજ આવ્યું, એટલે તેઓએ બારણું ભાંજ્યું, અને ઓરડામાં તેઓ દાખલ થતાંજ તેઓએ જોયું કે નવાબ ચતોપાત જમીનપર પડેલો હતો. તેની આગળ જતાં તેમની ખાતરી થઇ કે કાંઇક

વખતનો તેનો જાન કબજ થઇ ચુકયો હતો. પહેલાં તેમને વ્હેમ ગયો કે કદાચ તે બેભાન થઇ પડયો હશે, એટલે, તબીબને બોલાવા તેઓમાંના બે ત્રણ દોડી ગયા, પણ તબીબી મદદ આવી પોંહોંચે તેટલાં કડવી બદામના નાખ ફાડી નાંખે તેવા વાસથી તેમને વેહેમ ગયો અને ધ્યાન આવતાં નવાબના હાથમાં ચીવતાઇથી પકડેલી એક નાની શીશી તેમની નજરે પડી, જે ઉપરથી તેમને અનુમાન કરતાં વાર ન લાગી કે તેણે આપઘાત કીધો હતો. તબીબોએ પણ આવી મત આપ્યું કે તેવણે કડવી બદામનું તેલ પી આપઘાત કીધો હતો.

અજબ કે આ સાંભળી નવાબજાદો રેહેમત શાંત રહી શકયો! તેની ઉપર એટલું પડયું હતું કે તેની છાટી હવે ઘાડી થઇ ગઇ હતી, મગર, તે છતાં તેની તે શાંતી એક ભવિષ્યની ભયભીત આફતની આગાહી કરી રહી હતી. તેના ડોળાજ એવા ફાટી રહ્યા હતા કે જો ખુની બી તેને જોય તો તેની છાટી ધડકે!

"વારૂં, સાઅદતખાંન વકીલ કયાં છે?" જે માણસથી તેણે આ બધી ખબર સાંભળી હતી તેને તેણે પુછયું.

"સાહેબ, નવાબના કમ્રેખાસમાં છે સરકાર તેવણે કહ્યું કે બેગમ સાહેબ અને તમો આવો ત્યાં સુંધી ત્યાંજ રેહેવાની એક ખયરખવાહ તરીકે તેવણની ફરજ છે."

"ખ્યરખવાહ તરીકે!" ધિક્કારથી તે હસીને બોલ્યો "કેહે તે સાઅદતખાનને કે થોડીજ મીનીટમાં હું તેને આવી મળસ!"

આટલો હુકમ આપી તે પોતાના ઓરડામાં ગયો, અને અંદરથી બારણું બંધ કીધું. સુખડના લાકડાંના એક સુંદર બાકસ-માંથી તેણે બે પીસતોલ કાઢી અને તેમને બરાબર ભરી, પોતાનાં

ખીસામાં ઠેરાવી-સાથે થોડીક ગોળીઓ તેણે લેઇ લીધી કે વખતે તે પીસતોલો પાછી ભરવી જરૂર પડે તો કામ લાગે.

હવે તે નીચે ઉતર્યો અને કમ્રેખાસમાં ધીમે પગલે દાખલ થયો; તેમાં દાખલ થઇ આસ્તેથી બારણું બંધ કરી તેને કળ દીધી. સાઅદતખાનની પીઠ તેની ગમ હોવાથી નવાબજાદાને અંદર આવતો તે જોઇ શકયો નહીં. હવે પોતાના આવવાની તેને જાણ કરવા રેહેમતે એક ખંખાર માર્યો કે સાઅદતખાન ચોંકીને ફર્યો અને તેણે રેહેમતને નમીને સલામ કીધી.

"મેહેરબાન સાહેબ, આજે બનેલા ગંભીર બનાવને માટે હું ખરાં દિલથી દલગીર છેઉં."

"અને કોણ કમ્બખ્તે એ બનવાનું કારણ આપ્યું ?"

"હું આશા રાખુંછ, કે તમો કાંઇ અંગત ટીકા તો નથી કરતા ?"

"હું કહુંછ, મીયાં સાઅદતખાન, હું કહુંછ કે તમે જહાંનના ચોર છો, અને તે હું પુરવાર કરસ."

"સંભાલજો, સાહેબ, તમે મને ગુસ્સે ના કરતા: મને તમને આવી વખ્તે ધમકી આપતાં જોકે દુ:ખ થાયછ, તોપણ મારે કેહેવું જોઇયે કે સરફરાજ ખાનદાનનું નસીબ મારી આ મુઠ્ઠીમાં છે—"

"હું જાણુંછ તે, તારી બદમાશીનો કાંઇબી બેશરમ ભાગ મારીથી છુપો નથી: અને હું અટકળી શકુંછ કે આજે બપોરે તું મારી બેહેન સલીમાને કેહેવાજ આવ્યો હશે કે તેં તારા ભોગ વરીકે તેને પસંદ કીધીછ."

"હા, મેં તે વાતની તે બાનુંને ખબર કીધી ખરી, પણ, હાલ જે તમારાં કુટુંબની હાલત થઇ પડીછ, તેથી હમણાં તેને માટે હું કાંઇ ચાંપતી ઉતાવળ—

"બસ! તારી જબાં થાંભ, સાઅદતખાન, તારાં પાપને ખાતે આજે બે મૌત નોંધાયાંછ. આજે જે બે જણનાં તેં ખુન કીધાંછ તે બંનેનાં લોહી તારીથી કીનાની તલબ કરેછ."

"એટલે?"

"એક તો મારા પેહરનો આ આપઘાત, અને બીજું તો એક કોમળ, નિરદોષ, જવાન છોકરીનો નાશ! તે બીચારીને જો એક નાપાક પલીદે તેણીની મીરાસમાંથી નહિં લુટી હતે, તેણીનાં પોષણ અર્થે તેને મળેલી રકમ જો તે પચાવી નહીં ગયો હતે તો હર તરાંહના ભુખમરા અને કંગાલીયતને તાબે થઇ તે બીચારી આટલી જવાનીમાં આજે નાશ નહીં પામતે! આહ! તું કેવો ચોંકેછ, સાઅદતખાન, અને તારા ચહેરાપરથી ગુનાહની કેવી ગંધ નીકળે છ! તે નાપાક પલીદ તે તુંજ, અને તારો ભોગ થઇ પડેલી કોમળ છોકરી તે ગુલઝાર કરીમ ખરૂં કેની?"

"આહ! તે કાગળ! ત્યારે તે કાગળ તમને મળ્યું અને તે તમે વાંચ્યું અને તે પરથી—"

"અને તે પરથી, એ રાહુજન, એ ચોર, એ બેઅકેલ બદમાશ મને જાણવાને બની આવ્યું કે કયી કીસમનો તું મારે આસ્તીન છે! પણ હવે કીનો લેવાનો વખત આવી પુગ્યોછ!"

"કીનો!" મનમાં વકીલ તો ગભરાયો પણ બાહારથી શાંત દેખાઇ તે બોલ્યો.

"હા, કીનો!" એમ કહી રહેમતે ગજવામાંથી પેલી બે પીસ્તોલ કાઢી. આ જોતાંજ સાઅદતખાન ઘંટ તરફ દોડયો અને તે વજાડવા જતો હતો તેટલાં તેની પુઠે એક સરપની માફક ફુંફારા મારતો રેહેમત દોડયો અને તેને બોચીમાંથી પકડી દુર ફેંકયો.

"ચાલ, આ બેમાંથી એક પસંદ કર." તે બન્ને પીસ્તોલ એક તેબલપર મુકી તે બોલ્યો.

"શું ! પીસ્તોલબાજી ?" આટલો વાર જે હીંમત પકડી ઉભો હતો તે સાઅદતખાંન હવે પાંદડાંની માફક ધુજવા પડયો.

"હા, મૌત સુધીની પીસ્તોલબાજી !" રેહેમત બોલ્યો, "ગમે તેવી સમજાવટ, ગમે તેવી ધમકી કે ગમે તેવી આજીજીની અસર મારી ઉપર થવાની નથી."

"આજીજી તો મારૂં પયજાર બી ન કરે, મીયાં સાહેબ, પણ આપણે લડીશું અને બેમાંથી એક જણ પડીશું તો બીજા ઉપર તેનું ખુન કરવાનું તોહમત—"

"હા, વાત સાચ્ચી !" એટલું બોલો રેહેમત એક તેબલ આગળ ગયો જ્યાં એક કાગળ ઉપર ઉભા ઉભા તેણે એવી કીસમનું એકરારનામું ઘડી કાઢયું કે તે પીસ્તોલબાજી તેઓ બંને વચ્ચે બંનેની રાજીખુશીથી રમાઇ હતી અને જો કે તે વખતે તેઓએ કોઇબી સાહેદીની જરૂર ન વીચારી હતી તોપણ દરેક વાતે તે કીના કપટ અને દાવ પેચથી નીરાળી હતી.

"ચાલ લે સહી કર, આ મારી સહીની નીચે તારા હાથ દસ્તક મુક."

સાઅદતખાને તે કરારનામું વાંચ્યું અને તુરત તે પર સહી દીધી અને બેમાંથી એક પીસતોલ પસંદ કરી તેણે પુછ્યું—

"કેટલે તફાવતે ઉભા રહ્યે અને નીશાણી કેમ કર્યે."

"તું ઓરડાને એક છેડે ઉભો રહે—હું બીજે છેડે થોભું છ અને જો આ સામી તેબલપરનું ઘડયાળ દશ વાગાના અણીપર છે, અને જેવો પહેલો ટકોરો પડે કે પીસતોલ ફોડવી."

"ઠીક છે," તેઓએ તે મુજબ જગ્યા લીધી અને ઘડીયાળનાં કાંટા તરફ એકી ટગરે બંને ટીકતા ઉભા.

કાંટા ચાલ્યા. ઘડી કલાક જેટલી લાગી! ચુપકીદી એવી પંથરાઇ ચુકી કે એક ટાંચણી પડે તો સંભળાય; સાઅદતખાનનું હૈયું જોરથી ધપકતું હતું, જ્યારે તેની સામે ઉભેલા હરીફનો જાણે દમ ચાલતોજ નહીં હોય તેમ માલમ પડતું.

ઘડીયાળમાં 'કત' દેઇને અવાજ થયો અને દશના અમલનો પેહેલો ટકોરો પડયો કે બંને પીસ્તોલ ફુટી અને તે ફુટવા સાથેજ સાઅદતખાન એક ભયંકર ચીસ પાડી ઉંચો ઉછળયો અને પછી જોર સમેત પાછો જમીનપર પટકાયો; જ્યારે તેજ વખતે જવાન રેહેમતે છાતી પર પોતાનું માથું નાખી દીધું અને આસ્તે રહી તે જમીન પર લેટી ગયો.

પીસ્તોલનો અવાજ તેમને કાને પડતાં નોકર નફરો તે કબ્રેખાસ આગળ દોડી આવ્યા અને બારણાં ભાંજી અંદર આવતાં જે દેખાવ તેમની નજરે પડયો તે જોઇ ત્યાંજ તેઓ સ્તબધ થઇને ઉભા. બેગમની બીગડેલી તબીયતને લીધે તેવણ આગળ જે તબીબ આવ્યો હતો તેને ઝટ બોલાવવામાં આવ્યો પણ તેની હાજરી નકામી થઇ પડી સાઅદતખાનની છાતી વીંધાઇ ગઇ હતી અને જવાન રેહેમતનાં મસ્તકમાં ગોળી લાગી હતી.

## પ્રકરણ ૭૩ મું.

### સેવટ.

આપણી આ વારતા જે મોટે ભાગે અતી કરૂણારસિક નિવડી છે તેનો હવ થોડીક લીટીમાં આપણે અંત લાવીશું.

બેગમ બદ્રુલબાહાર જે પોતાના ખાવીંદનાં મોતની ખબર સાંભળી બેભાન થઇ તુટી પડી હતી તે પાછી શુદ્ધીમાં આવી હતી અને પીસ્તોલના જે અવાજે નોકર નફરોમાં ગભરાટ ફેલાવી મુકયો હતો તે તેને કાને પણ પડયા હતો.

જાણે એટલુંજ તેણીને ગભરાટથી ગુંગળાવવાને માટે બસ ન હોય તેમ તળીબને બોલાવવાની દોડધામથી તેણીની ખાતરી થઇ કે કાંઇ ઘણુંજ બુરૂં બન્યું હોવું જોઈયે. સાચી વાત તેણીથી હવે છુપાવી શકાઇ નહીં અને સંભાળથી અને સાવચેતીથી તે તેણીને કેહેવાઇ નહીં, કેમકે સાઅદતખાનનાં નામ સાથે તેણીના બેટાનું નામ તેણીએ સાંભળ્યું કે શું બન્યું હોવું જોઇએ તે તેણી ચેતી ગઇ, અને સઘળી વાતની તેણીને માહીતી થતાંજ માથે માથાં કુટી તે રડવા પડી. એ કલાકમાં તેણીને બોખાર ભરાઇ આવી, જેણે ભેજાંની તાવનું રૂપ લીધું અને ત્રણ દાહાડામાં તો તે બીચારી મરણ પામી.

* * * * * *

ગુલઝારનાં શબને એક સુંદર રળયામણી જગ્યાએ દફ્ણાવવામાં આવ્યું, અને તે જગ્યા અનવરે ખરીદી લેઇ તેની આસપાસ કટેરા ભરાવી લીધા અને ત્યાં એક સુંદર બાગ બનાવ્યો. તે બાગની અંદર પાણીનો કુવારો બંધાવ્યો અને એવી ગોઠવણ કીધી કે તે માહેલું પાણી બાહાર બાંધેલી એક કુંડીમાં પડે જે કુંડી ત્યાંથી આવજા કરતાં સેંકડો ઢોરોને અને ગરમીના દાહાડા તો લખો જનાવરને એક આશીરવાદ જેવી થઇ પડી. તે ઉપરાંત એક મોટી રકમ કાઢી તેણે નાચાર નાવારેસ બચ્ચાંઓનું એક યતિમખાનું સ્થાપ્યું અને તેને સદાકાળ નિભાવવાનો એવો બંદોબસ્ત કીધો કે તે ગુજરેલી ગુલઝારનાં પાક રૂહને માટે શાંતી માંગતું અને તે બંધાવી આપનારના હક્કમાં હજારો લખો કરોડો દોઆના સોખનોનો નિસાર કરતું આજે પણ તે હસ્તી ભોગવતું ઉભું છે.

તે પછી સોદાગર અનવર ઘણો લાંબો વખત સુધી જીવવા પામ્યો, જે અરસામાં તેણે ઘણાં ભલાઇનાં કામો કીધાં અને જ્યારે વખત આવ્યો ત્યારે તે દાદગરની ઇનસાફી દરઘાહે પોતાનાં કામનો હીસાબ રજુ કરવા ખુલ્લી મને અને સાફ હૈયે ત્યાં તે ખુશીથી જઇ ઉભો, અને તેની મરતી વખતની આરજુને માન

આપી લાગતાવળગતાઓએ તેને તેની દીકરીની પાસેજ દફ્ણાવ્યો. નવાબ, બેગમ અને રેહેમતને પણ કશાબી ભપકાસપકા વગર દફ્ણાવવામાં આવ્યાં. થોડુંક પછી નવાબની માલમીલક્ત અને જમીન જાગીરની હરરાજી થઇ અને તે રીતે ઉપજેલી રકમમાંથી તેનાં માંગનારાઓને રૂપ્યે આનો મળી શકયો.

નુરજહાં અને સલીમાં તુરતજ આસરગામ નામના એક નાના ખેડામાં રેહેતી તેમની એક ઘરડી ફુઈને ત્યાં જઇ રહી, જયાંથી બે વષ બાદ નુરજહાં એક ઘરડા ખખરીવખરી ગયલા માતબર નવાબ સાથે પરણી ગઇ, અને સરફ્રરાજ ખાનદાનમાં ઉપરાસાપરી બનેલા એ દુ:ખદાયક બનાવોને પાંચ છ વર્ષ વિટ્યા બાદ સલીમાએ નવાબ સરદાર અલી ચારજંગનો હાથ કબુલ રાખ્યો, અને તે વિખુટાં પડેલાં બન્ને આશકમાશુક એ રીતે એક થઇ આજેબી સંપીલી સુખી જીંદગી ગુજારે છે.

રસાલદાર મેજર સફ્દરજંગ છુટયો ખરો અને તેને વળી દુરદેશાવર નીકળી જવાને માટે બીજાં નાણાંના લાલચ મળી એટલે ઝોહોરાનેબી પોતાની સાથે આવવાને લલચાવી ને કેઠે દુરદરાજ નીકળી ગયો, પણ રંગુનમાં કાંઇ બીજા ગંભીર ગુનાહને માટે પકડાતાં તેની તપાસ ચાલી અને તેમાં ગુનાહગાર પુરવાર થવાથી તેને દશ વષનાં સખત કેદખાનાની તેપ મળી. ઝોહોરાને માટે કશો હવે દીરગ ન રહયાથી ફ્રજની મારી જે રીતની તે જીંદગી ગુજારતી હતી તે કરતાં વધુ નીચ જીંદગીમાં સબડતી થઇ પડી.

ગુલાબખાંની ફેલવાલી પેલી માયાળુ ડોસી અને તેની બેહેન જેના બંગલામાં ગુલઝારે પોતાનો પાક જાન તે કીરતારને હવાલે કીધો હતો તેઓ બન્નેને અનવરે નિવાજીને નેહાલ કીધાં.

હવે પ્રિય વાંચનાર, તેં આખી વારતા ધીરજથી વાંચી તો હવે અમને તું સવાલ પુછવા દેશે કે,

“ પાક ગરીબી ભલી કે પાપી તવંગરી ? ”

( સમાપ્ત. )

હારમોનીયમ, દીલરૂબા વગેરે સંપુર્ણ સુરનાં સર્વ વાજીંત્રો વગાડનારને ઉપયોગી.

# મહાભારત વાજીંત્ર ગાઈડ.

## કર્તા—પીરોજશાહ મેરવાનજી મીસ્ત્રી.

જેમાં વખણાયલા નવા નાટકોનાં તેમજ ઉસ્તાદી મળી ૧૦૧ ગાયણોની તાલ–માત્રા સાથે નોટસ આપી છે.

આ ગાઇડ વાજીંત્રોના શોખીનોને ઘણી ઉપયોગી થઇ પડશે. એમાં પારસી નાટક મંડળીના મહાભારતનાં ૧૮, ધરતીકંપનાં ૧૧, તોબાશીકનનાં ૨, ઑલફ્રેડના મહાભારતનાં ૩, ખાકી પુતલાનાં ૫, વીરાટ પર્વનાં ૫, હુરે અરબના ૪, દુખીયા દુહુલનનાં ૪, વસંત પ્રભાનાં ૪, ખોદા પર સબરનાં ૩, બોલતો કાગળનાં ૫, સરોજનીનાં ૫, સતી તોરલનાં ૩, ખુશરૂ હસીના, બુદ્ધ દેવ, દેવ કન્યા, સતી દ્રોપદી, જેન્ટમેન લોફર, બુઢ્ઢા બુઅક, આજમશાહ, જહાનઆરા, મેલાની મજાહ, ઇંદરાવતી, બેધારી તલવાર, વગેરેનાં ગાયણો, કવ્વાલી ગજલ ૬, ઉસ્તાદી ૫, અને Its a long way to Tipperary વગેરે માનીતાં ગાયણો મળી

**૧૦૧ ગાયણો નોટેશન સાથે આપ્યાં છે.**

**૧૮૨ પેજીસ, ફુલ કલૉથ બાઉન્ડ.**

**કીંમત રૂપયો દોઢ.**

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.

